વડોદરા રાજ્યમાં ચાલતાં હાલનાં નવાં ધારણ પ્રમાણે

# છઠ્ઠા ધોરણની સંક્ષિપ્ત નોટ.

જેમાં

(શબ્દાર્થ, કવિતાના નિબંધ, ભાષા, પ્રાકૃતિક ભૂગોળ, ઇતિહાસ નાગરિકના ધર્મ, અને આરોગ્ય વિદ્યા, એટલા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.)


રચનાર,

**મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય,**

ખુડસેર - પેટલાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય,**

[illegible]ર — પેટલાદ.

( [illegible] ૭).

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૨. સન ૧૯૧૭.

"સત્યનારાયણ" પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મોતીલાલ હાથે છાપી. ઠે. પાનાભાઈની વાડી-અમદાવાદ

કિંમત રૂ. ૦-૧૨-૦.

વડોદરા રાજ્યમાં ચાલતાં હાલનાં નવાં ધોરણો પ્રમાણે

# છઠ્ઠા ધોરણની સંક્ષિપ્ત નોટ.

જેમાં

(શબ્દાર્થ, કવિતાનું વિવરણ, ભૂગોળ, પ્રાકૃતિક ભૂગોળ, ઇતિહાસ, નાગરિકના ધર્મ, અને આરોગ્ય વિદ્યા, એટલા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.)


રચનાર,

**મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય,**

બુકસેલર—પેટલાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય,**

બુકસેલર—પેટલાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૧૨૫૦.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

શ્રી "સત્યનારાયણ પ્રીન્ટિંગ પ્રેસ"માં પટેલ મોતીલાલ વ્હાલીદાસે છાપી. ઠે. પાનાભાઈની વાડી—અમદાવાદ.

કિંમત રૂા. ૦—૧૨—૦.

# ઉપોદ્ઘાત.

આ નોટમાં [illegible]—શબ્દાર્થ, કવિતાનું વિવરણ, ભૂગોળ, ઇતિહાસ, નાગરિકના ધર્મ વગેરે વિષયો દાખલ કરવામાં આવ્યા છે. સૃષ્ટિજ્ઞાનના પાઠોનું પુસ્તક અમે પ્રશ્નોત્તર રૂપે જુદું બહાર પાડી ચૂકયા છીએ, અને શિક્ષકવર્ગ તેમજ શિષ્યવર્ગમાં તે પ્રશંસાપાત્ર તથા ઉપયોગી નીવડયું છે, જેથી તેનો આ નોટમાં સંગ્રહ ન કરતાં જુદુંજ રાખ્યું છે. એનો આમાં સમાવેશ કરવાથી આ નોટનું કદ વધી જાય અને એ રીતે કીંમત વધતાં ઘણા તેનો લાભ લઇ શકે નહિ. એમ ધારી કેટલાક શિક્ષકો તરફથી મળેલી સૂચના મુજબ એ વિષય જુદો રાખવો એજ અમને સરળતા ભરેલું લાગ્યું છે.

ગણિત, અરજી વગેરે વિષયોથી જગા ન રોકતાં સમજુતી તથા ઇતિહાસ, ભૂગોળ વિસ્તારથી આપવાં એવી સૂચના કેટલાક સુજ્ઞ શિક્ષક બંધુઓ તરફથી અમને થતી હતી તેનો ઉપકાર સાથે સ્વીકાર આ નોટમાં અમે કર્યો છે, અને હવે પછી પણ એવીજ ઉપયોગી સૂચના માટે અમે શિક્ષકવર્ગને પ્રાર્થના કરીએ છીએ.

હવે આ નોટમાં આવેલા વિષયો સંબંધી ઉપોદ્ઘાતરૂપે દિગ્દર્શન કરાવવામાં આવે છે. આશા છે કે એમાં થતી સૂચના તરફ શિક્ષકો પૂરતું ધ્યાન આપશે તો 'નોટ' શિક્ષણપદ્ધતિને દૂષણરૂપ નીવડે છે તેમાંથી તેનો કંઇક અંશે પણ બચાવ થઇ શકશે.

**સમજુતી**—વાચનપાઠોમાં આવતા કઠણ શબ્દોના પર્યાય શબ્દો આપવાથીજ સમજુતીનું કામ પૂરું થતું નથી. તે લંબાણથી અને સ્પષ્ટ સમજાય તેમ વિવેચન કરવાથી અને [illegible] શબ્દો પ્રસંગોપાત વાક્યોમાં વાપરી બતાવ્યાથી તેના સં[illegible]ર બાળકોના હૃદયમાં દૃઢ પડે છે, અને તેઓના ભાષાજ્ઞાનમાં સંગીન વધારો થાય છે. એ બાબત ધ્યાનમાં રાખી અમે નોટમાં શબ્દોની સમજુતી

આપવા પ્રયત્ન કરેલો વાંચનારની દૃષ્ટિએ પડશે. વિસ્તારભયને લીધે સર્વત્ર એમ બની શક્યું નથી, પરંતુ આપેલી બાબતને ઇસારારૂપે સમજી શિક્ષકો તેનો ઘટીત ઉપયોગ કરવા ચૂકશે નહિ એવી આશા છે. હાલની વાચનમાળામાંના કેટલાક પાઠો કોઇ સાહિત્યનાં પુસ્તકોમાંથી અવતરણરૂપે લીધેલા છે, એવા પાઠોનો પૂર્વાપર સંબંધ સમજવામાં આવે એવા હેતુથી અમે તે તે પુસ્તકનો સાર આપી ગયા છીએ. એવા પાઠ શીખવતા અગાઉ શિક્ષક એવા પ્રકારનો સાર મોઢેથી વાર્તારૂપે કહી સંભળાવવાથી શિક્ષણ રસિક અને સંગીન થશે. ઇતિહાસના પાઠોમાં પણ અમે એજ પ્રમાણે કેટલીક બાબતો જુદાં જુદાં પુસ્તકો ઉપરથી તારવી કાઢી સમજુતીમાં ઘટાવી છે તે શિષ્યશિક્ષક ઉભયને ખાસ ઉપકારક થશે એમ અમારી દૃઢ માન્યતા છે.

શબ્દોની સમજુતી આપતાં ખાસ જરૂર લાગી ત્યાં વ્યુત્પત્તિ અને સમાસ આપવામાં આવ્યાં છે. ભાષાજ્ઞાન દૃઢ કરવા માટે વ્યુત્પત્તિ આવશ્યક છે. પ્રત્યય, ઉપસર્ગાદિનું સારૂં જ્ઞાન થયા પછી તથા સંધિનિયમો સમજાયા પછી બાળકો અશુદ્ધ જોડણી લખશે નહિ, અને શબ્દોના અર્થ તેઓને સહેલાઇથી સ્મરણમાં રહી શકશે. અર્થાત્ ગોખણનો નાહક બોજો પડશે નહિ. અ, આ, અન, તિ જેવા ક્રિયાવાચક પ્રત્યયો લાગીને સિદ્ધ થએલા લેખ, વાદ, વેદ, ભેખ; વાચા, ભાષા, પ્રશંસા; ભજન, ભરણ, અટન, પોષણ, સ્મરણ; નીતિ, પ્રીતિ, મિતિ, રતિ, બુદ્ધિ, શક્તિ, ગતિ, શાન્તિ, ભ્રાન્તિ, યુક્તિ, રિદ્ધિ, વગેરે શબ્દો તથા નામ ઉપરથી વિશેષણ બતાવનારા ઇક, ઈ વગેરે પ્રત્યયો લાગીને થએલા ધાર્મિક, આર્થિક, દૈનિક, ઔદ્યોગિક, વ્યાવહારિક, નાગરિક, સ્વાભાવિક, પારલૌકિક, ઐહિક, માસિક, લાક્ષણિક, સાંકેતિક, રસિક, પથિક, ક્ષણિક; સુખી, દુઃખી,

પ્રેમી, સ્નેહી, અવયવી, અંગી, વગેરે શબ્દો તેમજ વિશેષણ ઉપરથી નામ બતાવનારા તા, ત્વ, ય, પણું પ્રત્યયો લાગીને બનેલા જડતા, દીનતા, શૂરતા, ધીરતા, વીરતા, અરોગતા; જડત્વ, દીનત્વ, શૂરત્વ, ધીરત્વ, વીરત્વ; જાડય, દૈન્ય, ધૈર્ય, શૌર્ય, ઔદાર્ય, વૈર્ય, આરોગ્ય; જડપણું, દીનપણું, શૂરપણું, ધીરપણું, વીરપણું, પ્રામાણિકપણું વગેરે શબ્દો—એજ પ્રમાણે બીજા શબ્દોનું સમજવું—બરાબર સમજાવ્યાથી તથા પ્રત્યયો લાગતાં થતા ફેરફાર તરફ લક્ષ ખેંચ્યાથી ભાષાનો વિષય બાળકોને રસિક લાગશે. સમજુતીમાં પ્રસંગોપાત આપેલા સમાસ તરફ ધ્યાન ખેંચી સમાસના નિયમો સમજાવવા એ પણ સમજુતીનું સચોટ જ્ઞાન આપવામાં ખાસ જરૂરનું છે.

**પ્રશ્નો**—દરેક પાઠને અંતે અમુક અમુક પ્રશ્નો તારવી કાઢીને મૂકયા છે, તે પાઠનો સાર બાળકોને યોગ્ય ભાષામાં મોંએ પૂછવામાં ઉપયોગી થઇ પડશે. સર્વત્ર એજ પ્રશ્નો પૂછવા એવું કંઇ ખાસ બંધન નથી એ બાબત શિક્ષકોને યાદ દેવડાવવાની ખાસ જરૂર નથી. શિક્ષક પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે જરૂર પ્રમાણે પ્રશ્નો પૂછી બાળકોની સ્મરણશક્તિ ખીલવવામાં અનેક માર્ગ યોજે એજ ઇષ્ટ છે.

**બોધ**—નીતિશિક્ષણનું એક મૂળતત્વ એ છે કે “ખુલ્લા શબ્દોમાં આપેલા બોધની અસર બાળકોને જોઇએ તેવી થતી નથી.” મતલબ કે સદાચાર, દુરાચારનું પરિણામ બાળકો જોઇ શકે એવાં પાત્રોનાં જીવન તેમની દૃષ્ટિ આગળ ખડાં કરવાં અને એ જીવન ઉપરથી બાળકોનાં હૃદય ઉપર નીતિના સંસ્કાર પડતા જાય એજ હિતકર છે. આનો અર્થ એવો નથી કે નીતિના શિક્ષણને લગતા પ્રશ્નોજ બાળકોને ન પૂછી શકાય; અલબત પ્રશ્નો પૂછવા; પણ “અમુકની વાત ઉપરથી તમે શો બોધ લીધો” એમ પૂછવા

કરતાં શિક્ષણમાં તો "અમુક પાત્ર સારૂં કેમ?" "બધી લાલચો ઉપર એ કેવી રીતે જીત મેળવી શકયો?" વગેરે પ્રશ્નો પૂછવાથી બાળકોના નીતિવિચારોને સારી પુષ્ટિ મળશે. સમજુતી પછી દરેક પાઠને અંતે આપેલો બોધ બીજી રીતે પણ ફળપ્રદ નીવડશે; ભાષાજ્ઞાન વધારવામાં, વકતૃત્વ ખીલવવામાં અને સ્મરણશક્તિને કસવામાં.

**ઇતિહાસ**—રાજાઓની લઢાઇઓ, સલાહો, વંશાવળીઓ એને જ માત્ર ઇતિહાસ કહેવાતો નથી; ઇતિહાસમાં પ્રજાનો અસ્તોદય, રીતરિવાજ, ધર્મ, નીતિ, વિદ્યાકળા, તત્સમયની શાસનપદ્ધતિ, રાજ્યનીતિ, વગેરે વગેરે અનેક બાબતો સમાય છે; પરંતુ રાજ્યોના ઇતિહાસ સાથે પ્રજાના ઇતિહાસો બહુધા સંકળાય છે માટે ઇતિહાસોમાં અમુક રાજ્યોના ઇતિહાસ આપવામાં આવે છે, પણ તે શીખવતાં ઉપલી બાબતો વીસરી જવી જોઇએ નહિ. બાળકોની તર્ક, તુલનાદિ શક્તિઓની સારી રીતે ખીલવટ થાય, તેઓ મનુષ્ય તરીકેનું પોતાનું કર્તવ્ય સમજતાં થાય, ઉત્તમ નાગરિક થઇ પોતાનું અને સમાજનું હિત સાધવા કુશળ થાય એ ઇતિહાસના શિક્ષણનો આશય શિક્ષકે ધ્યાનમાં રાખી પુસ્તકનો ખપ પુરતોજ ઉપયોગ કરવો. ઇતિહાસમાં લખ્યું તે બધું ગોખાવીજ નાંખવું એ ઇચ્છવા લાયક નથી, અને ઇતિહાસમાં ન લખેલી બાબત શીખવાયજ નહિ એમ માની માત્ર પુસ્તકપાઠીજ થવું અને વિદ્યાર્થીને કરવા એ ઇચ્છવા લાયક નથી. શિક્ષણપદ્ધતિ વિષે અત્ર લાંબું વિવેચન કરવું અસ્થાને હોવાથી સંક્ષિપ્તમાં સૂચવવાનું કે દરેક વિષય શિખવવાનો હેતુ બાળકોની ભિન્નભિન્ન શક્તિઓ ખીલવી તેનામાં મનુષ્યત્વનો વિકાસ કરવાનો છે, એ નિરંતર ધ્યાનમાં રાખવું.

**ભૂગોળ**—દેશવાર શહેરો, નદીઓ, પર્વતો કે બંદરો કડકડાટ મોઢે કરાવવાથીજ કંઇ ભૂગોળનું જ્ઞાન પૂર્ણ થતું નથી; એ તો નાહક સ્મરણશક્તિ ઉપર બોજો છે; પરંતુ દેશનાં સ્વરૂપ, તેનાં આ-

ઓહવા, લોકો, વેપાર, રાજ્યનીતિ, તે દેશની પ્રજાનું દુનીઆમાં સ્થાન, પ્રજાની ચઢતીપડતી વગેરે વગેરે અનેક બાબતો મનુષ્યની બુદ્ધિને વધારી વ્યાવહારિક જ્ઞાન આપનારી છે. વિદ્યાર્થીઓ આખી દુનીઆની ભૂગોળ અને આખો ભરતખંડનો ઇતિહાસ શીખી જાય અને નીચેના પ્રશ્નો જેવા પ્રશ્નોના જવાબ ન આપી શકે તો તેઓનું જ્ઞાન અપૂર્ણ કહો કે પોપટીઉં છે; એમ માનવું જોઇએ: પણ એમાં ખામી શિક્ષણ-પદ્ધતિની છે; બાળકોની નહિ એ પણ સાથે સાથે અમારે કહેવું જોઇએ.

૧. યુરોપની પ્રજાઓ સુધારામાં આટલી બધી આગળ વધી છે તથાપિ તે કઇ બાબતમાં પછાત છે કે જેથી હાલનો મહાન વિગ્રહ ફાટી નીકળ્યો છે?
૨. દુનીઆની બીજી સર્વ પ્રજા કરતાં આર્ય પ્રજા સમર્થ, તત્ત્વ-જ્ઞાની અને મહાન બની તેનું કારણ શું?
૩. પશ્ચિમની પ્રજામાં પ્રજાસત્તાક રાજ્યની ભાવના જોરમાં દૃષ્ટિએ પડે છે, એવી ભાવના આપણા લોકોમાં અગાઉ હતી કે નહિ અને હોય તો કેવી રીતે?
૪. અજ્ઞાન લોકો માને છે કે વાદળાં અથડાય છે તેનો ગડગડાટ થાય છે ત્યારે ખરી બાબત શી? (ધુમાડાના ગોટા જેવાં વાદળાં અથડાવાથી અવાજ થઇ શકે?)
૫. તમારે ઉંચા પ્રકારની લશ્કરી કેળવણી લેવી છે અથવા ઉંચા પ્રકારનું નૌકાશાસ્ત્રનું જ્ઞાન લેવું છે તો તમે એ જ્ઞાન ક્યાંથી મેળવશો?
૬. હાલ હિંદી પ્રજા અનેક રીતે પરાધીનતા ભોગવે છે છતાં રાજ્યનીતિ સારી ગણાય છે તેનું કારણ શું?
૭. આપણા દેશમાં પરદેશી માલ વધારે પોષાય છે તેનું કારણ શું?
૮. દેશના હાલના મહાન પુરુષો ગણાવો.
૯. પશ્ચિમની વિદ્યાને પરિણામે જેને આપણે પાશ્ચાત્ય સુધારો કહીએ છીએ તેનો ઉદ્ભવ એ પ્રજાના આગમન પહેલાં હિંદમાં થયો હતો એ બાબત ઇતિહાસના શા પુરાવા છે? વગેરે વગેરે.

**પ્રાકૃતિક ભૂગોળ**—નોટમાં આપેલા આ વિષય તરફ વિદ્યાર્થીઓએ વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. કુદરતી ભૂગોળના જ્ઞાનથી વિષય મનોરંજક લાગશે એટલુંજ નહિ, પરંતુ બુદ્ધિમાં સંગીન વધારો થશે. અક્ષાંશ રેખાંશ, ઋતુભેદનાં કારણો, પૃથ્વી અને ચંદ્રની ગતિઓ, આબોહવા, વગેરે બાબતો ખાસ મનન કરવા યોગ્ય છે.

**નાગરિકના ધર્મ**—આ પુસ્તકનો સાર પ્રશ્નોત્તર રૂપે આ નોટમાં કેટલાક મિત્રોની સલાહથીજ આપ્યો છે, કારણ કે આવા સુંદર અને સરળ પુસ્તકને એથી સરળ શી રીતે કરવું એજ અમે સમજી શકતા નથી. મતલબ કે એ સાર પ્રથમના અભ્યાસકોને તો બીલકુલ ઉપયોગી નથીજ. આખું પુસ્તક શીખી ગયા પછી પુનરાવર્ત્તન વખતે એમાંના પ્રશ્નો અને ઉત્તરો ઉપયોગી થઇ પડશે. વડોદરા રાજ્યના રાજ્યતંત્રનો સ્થાનિક સ્વરાજ્યનો ભાગ બાળકોને ખાસ મનન કરવા યોગ્ય છે. એ તંત્રને નજીકના બ્રિટિશ તંત્ર સાથે વખતો વખત સરખાવવાથી શ્રીમંત સરકાર મહારાજાશ્રીની પ્રજાહિતની ઉદાર ભાવનાનો ખ્યાલ બાળકોના હૃદયમાં ઉદ્‌ભવશે, અને હાલના બાળકો તે ભવિષ્યના ખરા રાજભક્ત અને શિષ્ટ નાગરિકો થવાના સંસ્કાર પામશે.

છેવટ આ નોટનો સદુપયોગ કરવા શિષ્યશિક્ષક ઉભયને લેખક તરફની વિજ્ઞાપના છે. એનો સદુપયોગ તો તેનુંજ નામ કે એમાં આપેલી બાબતો કેવળ પુનરાવર્ત્તન પ્રસંગેજ ઉપયોગી સમજવીઃ આરંભમાં કદાપિ નહિ. અંતમાં ફરીથી પ્રાર્થના કરવામાં આવે છે કે અમારા શુભચિંતક મિત્રો અને શિક્ષકબંધુઓ અમારા તરફથી પ્રગટ થતાં પુસ્તકોમાં યોગ્ય સુધારોવધારો કે ફેરફાર કરવાનું સૂચવશે તેનો યથાવકાશે આભારસહિત સ્વીકાર કરીશું.

માઘ શુક્લ એકાદશી,<br>
વિક્રમાર્ક ૧૯૭૩.<br>
તા, ૧—૨—૧૭

લેખક.

# અનુક્રમણિકા.







# છઠ્ઠા ધોરણની સંક્ષિપ્ત નોટ.

## પાઠ ૧ લો.

કર્તવ્ય=(કૃ ધા. કરવું.)કરવા યોગ્ય; કામ.
ધર્મ=ફરજ.
પૂજ્યભાવ=પવિત્ર લાગણી.
ભય=બીક.
અગણિત=ગણી શકાય નહિ તેટલા.
સમર્થ=બળવાન.
અંતઃકરણથી=ખરા મનથી.
ઉપકાર=ગુણ; પાડ.
હંમેશાં=નિત્ય.
ઉપગ્રહ=ગ્રહની આજુબાજુ ફરનારો બીજો નાનો ગ્રહ.
સૂર્યમંડળ=સૂર્ય અને બીજા ગ્રહોનો સમૂહ.
સર્વવ્યાપક=સર્વ સ્થળે વ્યાપી રહેલો; પરમેશ્વર.
સરજ્યાં=બનાવ્યાં.
નિયમિત=નિયમ પ્રમાણે.
ભ્રમણ=(ભ્રમ ધા. ભમવું) ફરવું તે.
પાર=અંત.
અગાધ=ઘણું ઉંડું.
શ્રદ્ધા=આસ્થા.
પ્રભુ પ્રાર્થના=( ષ. ત. સ. ) પ્રભુની સ્તુતિ.
સંતાન=છોકરાં.
મરકી=રોગ.
સદ્વિચાર=( સત્—સારો+વિચાર. ) સારો વિચાર.
ઉદાર=મોટા દીલનાં.
આશ્રય=મદદ.
દિલાસો=ધીરજ.
અકસ્માત=એકદમ.
ખાતર=માટે; વાસ્તે.
ઉમદા=ઉત્તમ.
અદેખાઇ=ઇર્ષ્યા.
હિતકર=હિત કરનારૂં.
આરોગ્ય=તંદુરસ્તી.
મર્મ=ભેદ; ખરો અર્થ.

અગત્યની=જરૂરની.
પવિત્ર=ચોકખું.
નમુના=દાખલા.
બુંડું—નઠારૂં.
વર્તન=ચાલચલગત.
ભ્રષ્ટ કરવું=અપવિત્ર કરવું; બગાડવું.
રૂડું=સારૂં.
સત્પુરુષ=( સત્-સારા + પુરુષ ) સારા પુરુષ.
વિદ્વાન=(વિદ્ ધા. જાણવું+વાન્-વાળો) જાણનારો.

## પ્રશ્નો.

૧. પરમેશ્વર પ્રત્યે માણસનું શું કર્તવ્ય છે ?
૨. પાડોશી પ્રત્યે માણસનું શું કર્તવ્ય છે ?
૩. 'આપણને નહિ તો આપણા પાડોશીને પણ હજો' એ કહેવત વિસ્તારથી સમજાવો.
૪. માણસનું પોતાના પ્રત્યે શું કર્તવ્ય છે ?

## પાઠ ૨ જો.

દોલતવાળાં=પૈસાવાળાં.
ધમાલ=ભીડ.
પુરાણું=જુનું.
તીર=કાંઠો.
મથક=મુખ્ય ઠેકાણું.
અસલ=પહેલાં.
દંત કથા=લોકોમાં ચાલતી વાત.
ઇમારત=સુંદર મકાન.
અરબી=ભાષાનું નામ.
મુલ્લાં=મુસલમાન ધર્મગુરુ.
મહેલાત=ભવ્ય મહેલોનો જથો.
ખુદા=પરમેશ્વર.
બંદગી=પ્રાર્થના.
નકશીદાર=કારીગરીવાળાં.
હમામખાનાં=નહાવાની જગાઓ.
હેરત=નવાઇ; અજાએબી.
જળહળી=ભભકી.
મયૂરાસન=(મયૂર+આસન) મોરના આકારની બેઠક.

ખ્યાલ=વિચાર.
પાર વગરની=ઘણી.
સરાફો=નાણાવટીઓ.
પેઢી=દુકાન.
દિલ્હીગરા=દિલ્હીમાં વસતા માણસો.
કામસર=કામ માટે.
જમા=એકઠા.
સલ્તનત=પાદશાહી.
એશઆરામ=મોજશોખ.
નિરુદ્યમી=( નિર્ + ઉદ્યમ + ઇન–વાળા ) ઉદ્યમ વગરના; આળસુ.
જગજાહેર=અતિ પ્રખ્યાત.
[1]હૃદયભેદક લેખ=હૃદય ભેદાઇ જાય એવો.

ગંજાવર=ઘણી મોટી.
વેધશાળા=આકાશી પદાર્થની ગતિ વગેરે જોવાની જગા.
મજલા=માળ.
અટક=નિયમ.
વૃંદાવન=(વૃંદા – તુળશી + વન) તુળશીનું વન. હાલમાં તો તે જગાએ મોટું શહેર છે. મથુરાથી વૃંદાવન સુધી આગગાડી જાય છે.
જયસ્તંભ=જય મેળવ્યાની યાદગીરી રહે તે સારૂ ઉભો કરેલો થાંભલો.
જંગી=ઘણો મોટો.
વિસ્મય=નવાઇ; આશ્ચર્ય.

૧. નોટ—જહોરા એ શાહજહાં પાદશાહની બેટી હતી. ઔરંગજેબે જ્યારે શાહજહાંને સખત કેદમાં નાખ્યો ત્યારે મરતાં સુધી તેણે પોતાના કાળબળે નિરાધાર બની ગએલા કેદી પિતાની સેવા કરી હતી. પોતાને ગરિબાઇ વહાલી હતી તેથી તેણે મરતી વખત પોતાની

---

૧. એ લેખનો ભાવાર્થ એવો છે કે–મારી કબર ઉપર લીલા ઘાસ–ઘરો વિના બીજું કંઇ પણ મુકશો નહિ; કારણ કે ગરીબોની કબર માટે આ ઘાસજ બસ છે.

કબર ઉપર ઘાસ ઉગાડવાનું કહ્યું હતું. હજી પણ આ કબર ઘાસથી આચ્છાદિત છે, અને તેથીજ તે ખરેખર હૃદયભેદક લાગે છે.

## પ્રશ્નો.

૧. દિલ્હીને ઠેકાણે પ્રથમ કયું શહેર હતું ?
૨. દિલ્હી શહેર કોણે બંધાવ્યું ?
૩. કયા મોગલ બાદશાહે કઇ સાલમાં તે પુનઃ વસાવ્યું.
૪. દિલ્હીમાં કયા કયા મકાનો જોવા લાયક છે.
૫. મયુરાસન વિષે શું જાણોછો ?
૬. કુતુબમિનારો કોણે બંધાવેલો ?
૭. દિલ્હીની વેધશાળા કોણે બંધાવેલી છે, એવી વેધશાળાઓ બીજે કયાં કયાં છે ?
૮. લોઢાના જયસ્તંભ વિષે શું જાણો છો ?
૯. દિલ્હી શહેરમાં કયારે કયારે દરબાર ભરાયા હતા ?

## પાઠ ૩ જો.

દળ=લશ્કર.
દાખવી=બતાવી.
પાછી પાની કાઢવી=હિંમત હારી પાછા હટવું તે.
સહાયક=મદદગાર.
લાલી-કીર્તિ.
પૂર્વજ=પૂર્વે જન્મેલા, ઘરડાઓ.
યાવચ્ચંદ્ર દિવાકરૌ=ચંદ્ર સૂર્ય રહે ત્યાં સુધી.
સાથરો=સાદડી.
ખાતરી=તપાસ.
કેર=કેર; જુલમ.
સમો=સમય; વખત.
પગ વાળવાનો=વિશ્રાન્તિ લેવાનો.
કારગી=ત્રાસ પમાડે એવી.
દુષ્ટ વાદળાં વેરાતાં=મોગલો ઓછા થઇ જતાં.

કાયાનો ધર્મ=સુખ દુઃખ થવું, થાક લાગવો વગેરે.
સંચરી=જઇને.
શર=તીર.
ધનુષ્ય ટંકાર=કામઠાની પણુછનો અવાજ.
જેર કરો=તાબે કરો.
મહા જોધ=મોટા યોદ્ધા.
પાવ=પગ.
ચેતક=પ્રતાપના ઘોડાનું નામ.
પંડ=શ્રાધ વખતે અપાતા પિંડ.
મહી=પૃથ્વી.
લા'વ=લાભ.
દુર્લભ=( દુસ-કઠણ+લભ્-મેળવવું ) મેળવવું કઠણ.
દાવ=પ્રસંગ; તક.

હે રીસોદિઆઓ ! તમે ધનુષ્યનો ટંકાર કરી મતલબ કે ખૂબ બળથી શત્રુઓ ઉપર તીર ફેંકો. હે તુંવારો ! તમે તરવાર વડે શત્રુઓનો નાશ કરો. હે ઝાલાઓ ! તમે શત્રુઓ ત્રાસ પામે એવો ક્રોધ કરી તમારા ભાલા વાપરો અને હે સલુંબરાજી ! તમે બહુજ સાવચેત રહી મોટા મોટા યોદ્ધાઓનો નાશ કરો. હે મર્દો ! તમે આ વખતે હિંમત હારી પાછા ભાગો નહિ, પણ બળ દાખવી તમારાં નામ અમર કરો. જુઓ, પેલા મહારાણા પ્રતાપ, પોતાના ચેતકને ઠેકાને સલીમના ઉપર ઘા કરે છે. ( યોદ્ધાઓને શૌર્ય ચડાવવા માટે રાજ બારોટે પ્રતાપનું તાજું દૃષ્ટાંત આપ્યું છે ). હે પુરુષો ! જો તમે આ વખતે પાછા હઠશો તો તમારા પૂર્વજો પિંડ ગ્રહણ કરશે નહિ, પણ જો તમે આ યુદ્ધમાં જય મેળવશો તો તમારી કીર્તિ નવે ખંડમાં પ્રસરશે. આ પૃથ્વી ઉપર જે જન્મ લે છે તેને મરવું પડે છે એમાં કંઇ સંશય નથી. આમ હોવાથી ક્ષત્રિયો તો લડાઇમાંજ પોતાનો દેહ ત્યાગે છે. ફક્ત કાયર પુરુષોજ ઘેર-કંઈ પણ પરાક્રમ બતાવ્યા વિના મરણ પામે છે. તમે પ્રતાપને

જશ આપો ને કીર્તિનો લાભ તમે પોતે લો. ઓ શરા સીસોદિઆઓ ! આવો વખત તમને ફરીથી મળશે નહિ.

કાયર=બીકણ.
વજ્ર=કઠણ વસ્તુ. હીરો ઘણો કઠણ છે. આ વખતે સલીમ લોઢાનાં પતરાંથી જડેલા હોદ્દામાં હતો તેથી તેને વજ્રની પેટીમાં પેઠેલો કહેછે.
ફળ=ભાલાનું પાનું.
લોહજડિત=લોઢાથી જડાએલો.
ભુંડા=ખાલી; નિષ્ફળ.
નિરંકુશ=દાબ વગરનો.
દારૂણ=ભયંકર.
જખમ=ઘા.
વકરાયલા=ખીજવાયલા.
ઈંદ્રાસન લેવા=જે લડાઈમાં મરી જાય તેને ઈંદ્રનું પદ પ્રાપ્ત થાય છે એમ કહેવાય છે. તેથી પ્રતાપને અટકાવવા એ વાક્ય લખ્યું છે.
મહિમાવાન=મહિમાવાળું;પ્રખ્યાત
તારો હક=તું પરાક્રમી છે તેથી તને જરૂર ઈંદ્રાસન મળવાનું છે, કારણ કે વિધાતાએ તારા માટે તે મુકરર કરેલું છે.
વિધાતા=(સં) બ્રહ્મા.
મિથ્યા=ફોકટ.
ઉલટેલાં=ઉભરાયલાં.
તીડનાં ટોળાં=મોગલોનું લસ્કર.
અળગું=દૂર.
ઠરીને=નિશ્ચિંત બનીને.
લુણપાણી=તારો દરમાયો ખાનાર.
પાણી=બહાદુરી.
પ્રાણઘાતક=પ્રાણનો નાશ કરનાર.
સાહસ=વગર વિચાર્યું કામ.
વિમાનમાં...થોભાવો = મરતો અટકાવો.
સાહિત્ય=સાધન; હથિઆર.
સૂરજ ઉગાવ્યો છે=ઉદય કર્યો છે.
વિલંબ=વાર.
મરદામી=બહાદુરી.
આમ=આ તરફ—મારા ઉપર.
સોબતી=સાથી મતલબ કે તે પણ મરણ પામે છે.

## પ્રશ્નો.

૧ પ્રતાપ અને સલીમને લડાઈ થવાનું કારણ શું ?
૨ પ્રતાપે કેવું પરાક્રમ દાખવ્યું ?
૩ રાજબારોટે શું કર્યું ?
૪ માનસિંહે પ્રતાપને શી રીતે બચાવ્યો ?

## બોધ.

દરેક માણસે પ્રતાપની પેઠે સ્વતંત્રતાને વહાલી ગણવી, અને પોતાના દેશની સ્વતંત્રતા માટે પોતાનો પ્રાણ આપતાં પણ પાછા પડવું નહિ.

પ્રાણાન્તે પણ પોતાનો ટેક છોડી નીચું કામ કરવું નહિ.

માનસિંહની પેઠે દરેકે પોતાના રાજાને નિમકહલાલ રહેવું તથા દેશને માટે સંકટ સહન કરવાં.

ર. નોટ—દેલવાડા એ ઉદયપુર રાજ્યમાં ઉદયપુર શહેરથી ૧૪ મૈલ છેટે આવેલું છે. દેલવાડાના રાજ્યને અંગે ૮૬ ગામ છે, અને તે મેવાડના એક પહેલા વર્ગના ઉમરાવના તાબામાં છે. તેને રાજા રાણા કહે છે. દેલવાડાના રાજા રાણા સાદરીના રાજાના કુટુંબના છે. સાદરી એ જોધપુરથી ૮૦ મૈલ દૂર છે.

## પાઠ ૫ મો.

ભિન્ન ભિન્ન=જુદા જુદા.
દ્રાવિડ=કર્ણાટકના વતનીઓ.
અગત્ય=જરૂર.
મુખ્યત્વે=ઘણું કરીને.
આર્યકુળ=શરીરની રચના પરથી મનુષ્ય જાતિનાં જે પાંચ કુળ ગણેલાં છે તેમાંનું એક.

(૧) આર્ય કુળ—એમાં હિંદુ, પારસી, મુસલમાન, જર્મન, ફ્રેંચ, અંગ્રેજ વગેરે જાતિ.

(૨) સીધી કુળ—આફ્રિકાના સીધી લોકોનો એમાં સમાવેશ થાય છે.

(૩) ચિનાઇ કુળ—ચીન, જપાન અને તાતાર જાતોનો એમાં સમાવેશ થાય છે.

(૪) ઇન્ડીઅન કુળ—તેમાં અમેરીકાના મૂળ વતનીઓનો સમાવેશ થાય છે.

(૫) મલાયા કુળ—તેમાં મલાયા અને આસ્ટ્રેલિયાની જાતોનો સમાવેશ થાય છે.

સમૂહ=જથો.
સાક્ષર=વિદ્વાન.
સંસ્કાર=સુધરવું તે.
પુરોહિત=યજ્ઞ વગેરે ધાર્મિક ક્રિયાઓ કરવનારો—ગોર. (**પુરસ્**—પાસે+**હિત**)=પાસે બેસી હિત કહી સંભળાવનારો બ્રાહ્મણ તે.
વંશપરંપરા=(**વંશ—પેઢી**+પરંપરા એક પછી એક આવવુ.) વંશમાં એક પછી એક આવવું તે.
કાવ્ય=કવિતાનાં પુસ્તક.

વિદ્વતા=વિદ્વાનપણું.
સાધારણ લોકો=વિદ્વાન નહિ તેવા, ખેડુત, વેપારી, ઇ૦
પ્રાકૃત=સાધારણ લોકોની ભાષા.
બૌદ્ધ=ધર્મનું નામ.
પાલી=સાધારણ લોકોમાં બોલાતી ઘણી જુની ભાષા.
ગામડાના લોકો પણ સમજી શકે માટે બુધ્ધે પોતાના ધર્મ ગ્રંથો એ ભાષામાં લખેલા છે.
નિરાળી=જુદી.
ફરક=તફાવત.

## પ્રશ્નો.

૧ હિંદુસ્તાનની ભાષાઓના મુખ્ય કેટલા વર્ગ છે?
૨ પહેલા વર્ગની ભાષા કયા લોકો બોલે છે?
૩ સંસ્કૃત ભાષા શી રીતે બની?
૪ સંસ્કૃત ભાષા જરૂરની છે તેનું કારણ શું?
૫ સાધારણ લોકો કઇ ભાષા બોલતા?
૬ પ્રાકૃત ભાષામાંથી બીજી કઇ કઇ ભાષાઓ નીકળી?
૭ દ્રાવિડી ભાષામાં બીજી કઇ ભાષાઓનો સમાવેશ થાય છે?

ડ. નોટ--હમણાં દેશી ભાષાઓમાં ઘણા અંગ્રેજી શબ્દો ભળતા જાય છે.

## પાઠ ૬ ઠ્ઠો.

ભાષા=(ભાષ્ ધા. – બોલવું + આ સ્ત્રી લિંગનો પ્રત્યય.) બોલી. (માણસો વ્યવહારના ઉપયોગ જેટલું બોલે છે તે બોલી કહેવાય છે. પણ વિદ્વતા ભરેલા ગ્રંથો લખવામાં જે બોલી વપરાય છે તે ભાષા કહેવાય છે. અર્થાત્ સુધરેલી બોલી તે ભાષા.)

ઇતિહાસ=પાછલી હકીકત.

કાળે કરીને=વખત

વીસનગરા=નાગરની એક જાત. નાગરોમાં ૭ નાત છે.

વડનગરા, વીસનગરા, સાઠોદરા, પ્રશ્નોરા ને ચિત્રોડાની વસ્તી આપણા પ્રાંતમાં છે.

પૂંછ્છઇ=(સં) पृच्छति, (પ્રા) પુચ્છઇ (હાલની) પૂછે.

પાતશાહ=પાદશાહ.

ઇસી=(સં. ईदृशी ઉપરથી)એવી.

કહીઇ=(સં. कथय ઉપરથી)કહે.

કિસી=(સં. कीदृशी ઉપરથી)કેવી.

કિસ્યું=(સં. कीदृशं) કેવું.

માંગલઉર=(સં.मंगलपुर)મંગલોર.

ઝાલાવાડિ=ઝાલાવાડ.

સુરઠ=(સં. सौराष्ट्र) સોરઠ.

અરસામાં=વખતમાં.
છાયા=અસર.
અપભ્રંશ=(સં. અપ્—નીચે + ભ્રંશ પડવું ) સંસ્કૃતમાંથી બગડેલી.
બાલ ભાષા=પ્રાકૃતભાષા.
સત્તા=અમલ.
સંખ્યાબંધ=ઘણા.
ચલણી=ચાલતા.
ચલણી થઇ ગયા છે=વ્યવહારમાં વપરાવા લાગ્યા છે.
ભંડોળ=ખજાનો.
સંદેહ=વહેમ; શક.
રૂઢિ=ઘણા વખતથી ચાલતા આવેલા રિવાજ.
ઉચ્ચારણ=બોલવું.
ઢબ=રીત.
ભેદ=તફાવત.
સંક્ષેપ=ટુંકામાં.
માસિક=દરમાસે પ્રકટ થતું ચોપાનીઉં.
વર્તમાનપત્ર=(**વર્તમાન**—ચાલતા વખતના સમાચાર+**પત્ર**—કાગળ) ચાલતા વખતની ખબર આપનારૂં ચોપાનીઉં.
કેળવાએલા=સુધરેલા.
માન્ય=માનવા યોગ્ય.

## પ્રશ્નો.

૧ કેટલાં વર્ષ ઉપરની ભાષાને જુની ગુજરાતી કહે છે ?

૨ અપભ્રંશ ભાષા ક્યારે બોલાતી ?

૪ અપભ્રંશ ભાષા જોડે બીજી કઇ કઇ ભાષાઓનો સંબંધ છે ?

૫ હાલની આપણી ગુજરાતી ભાષામાં કઇ કઇ ભાષાના શબ્દો વપરાય છે ?

૬ નરસિંહ મહેતાની કવિતા જુની ગુજરાતી જેવી કેમ નથી ?

૭ બાર ગાઉએ બોલી બદલાય. એટલે શું ?

## પાઠ ૭ મો.

ઐક્ય=(एक+य પ્ર.) એકપણું.
વાકેફ=જાણીતા.
નરસાં=નઠારાં.
યોગ્ય=લાયક.
ઉદ્દેશ=હેતુ.
મુશ્કેલ=કઠણ.
ભાર=વજન.
રાજ્ય સુધારાવાટ=રાજ્ય સુધારાની બાબત.
મત=અભિપ્રાય; વિચાર.
આબાદી=ચઢતી.
ડગલે ડગલે=ઘડી ઘડી.
વણસાડે=બગાડે.
હેરાન=દુઃખી.
હાથે કરીને=પોતાની મેળે.
ફજેતી=અપકીર્તિ.
નિર્વિઘ્ને=(નિર્+વિઘ્ન)હરકત વિના
પાર પડવું=સંપૂર્ણ થવું.
અપરાધી=(અપરાધ+ઇન–વાળો) અપરાધવાળો; ગુનેગાર.
ઘાલમેલ=અવ્યવસ્થા.
સ્થિતિ=હાલત.
તુચ્છ=હલકા.
પરાક્રમ=બહાદુરીનાં કામ.
અદ્‌ભુત=નવાઇ પમાડે એવાં.
નફો=ફાયદો.
સસ્તી=સોંઘી.
દ્રવ્ય=નાણું.
પ્રફુલ્લિત=આનંદી.
બરકત=પુષ્કળ હોવું તે.
રાજ્યદ્રોહ=રાજ્ય પ્રત્યે વેરબુદ્ધિ રાખવી તે.
મનસુબો=વિચાર.
તૂત=તરકટ–તોફાન.
સ્વાર્થ=(स्व પોતાનો+अर्थ–લાભ) પોતાનો લાભ.
ધર્મ ઠગો=ધર્મને બહાને ઠગી લેનારા.
ધક્કો લાગે=નુકશાન થાય.
ઉપદ્રવ=પીડા; ઇજા.
વિનંતિ=અરજ.
સુરાજ=સારાં રાજ્ય.
લેશ=જરા.
દૈવ=નસીબ.

આર=આરો; અંત.
કુવે'મ=નઠારા વહેમ.
મત્સર=અદેખાઇ.
દશા=હાલત.
આકરી=નઠારી.
પડી=પડીકી.

**અર્થ**—હે દેશી લોકો ! હું મનમાં દાઝ ધરીને તમને સાચું કહીને અરજ કરૂં છું. કુસંપને લીધે ઘણાં સારા રાજ્યો પણ તૂટી ગયાં. હું નસીબની શી વાત કરૂં ! હવે તો દુ:ખનો અંતજ નથી. નઠારા વહેમ ને અદેખાઇથી આપણી દશા નઠારી થઇ છે. સારા સંપ-રૂપી દવાની પડી વિના નઠારી દશા રૂપી રોગ હવે મટવાનો નથી. કુસંપને નસાડવા, સુસંપને જગાડવા ને શાંતિને વધારવા માટે હવે તમે ઝટ દઇ વિચાર કરો.

## પ્રશ્નો.

૧ સંપ એટલે શું ?
૨ વ્યવહારમાં સંપની શી જરૂર છે ?
૩ રાજ્યકાજમાં સંપ ન હોય તો શું નુકસાન થાય ?
૪ નીતિ સંબંધી વાતમાં સંપની શી જરૂર છે ?
૫ વેપારની બાબતમાં સંપથી શા ફાયદા થાય છે ?
૬ કેવાં કામ માટે સંપ કરવો ?
૭ કુસંપને લીધે કયાં કયાં રાજ્ય પાયમાલ થઇ ગયાં ?

## બોધ.

આપણા સંબંધમાં આવતાં માણસો સાથે આપણે સંપીને રહેવું જોઇએ. આપણાથી હલકા દરજ્જાનાં માણસો સાથે પણ વિવેકી વર્તણુક રાખવી. દેશની આબાદી વધારવા માટે હંમેશાં સંપની જરૂર છે એ કદી ભૂલવું નહિ.

## પાઠ ૮ મો.

હાસ્યવિનોદ=હસીને આનંદ કરવો તે.
ખુદાવંદ=ધણી.
ઇન્સાફ=ન્યાય.
એકવચની=વચન પાળનારો.
વચન...લીધો=ચોક્કસ ગણ્યો.
તકસીર=કસુર.
સજા=શિક્ષા.
ચેતવું=સમજવું.
જહાંપનાહ=દુનિઆના ધણી.
તાજુબ થયો=નવાઇ પામ્યો.
નીચ=હલકા; ગરીબ.
શેઠ શાહુકાર=શ્રીમંત માણસ.
એકનો બે ન થયો=ડગ્યો નહિ.
લાગ=પ્રસંગ.
વજીર=પ્રધાન.
કનડવું=હેરાન કરવું.
વીસું=વીસની રકમ.
જન્મારાની=જિંદગી સુધીની.
ખો=ટેવ.
દમ સુકાઇ જશે=ઘણું ભારે પડશે.
ગત=સ્થિતિ.
પંચ=કોઇ વાતનો નિર્ણય કરવા પાંચ સાત માણસોનું મંડળ થાય તે.
રકઝક=બોલાબોલી.
વડો=મોટો.
પટેલ=આગેવાન માણસ.
અન્નદાતા=(अन्न–અનાજ+दातृनुं પ્ર. એ. વ. दाता આપનાર) અન્ન આપનાર અર્થાત્ ભરણપોષણ કરનાર.
ફરમાવ્યું=આજ્ઞા કરી.
આકરો=કઠણ; ભારે.
વેઠવું=સહન કરવું.
હિકમત=યુક્તિ.

### પ્રશ્નો.

૧ અકબર પાદશાહ વિષે શું જાણો છો ?
૨. બીરબલે શી યુક્તિ વાપરી ?

## બોધ.

ભવિષ્યનો વિચાર કરી કામ કરવાથી તેનું કેવું સારૂં પરીણામ આવે છે તે આ પાઠ ઉપરથી સમજાય છે. વળી રાજનીતિને અનુસરી અકબર જેવો પાદશાહ પોતાના મિત્રો પણ ગુનો કરતા ત્યારે તેમને શિક્ષા કર્યા વિના રહેતો નહિ તે જણાઇ આવે છે.

## પાઠ ૧૦ મો.

પુરબહારમાં=પુરેપુરા બહાર નીકળી આવેલા.
અગણિત=ઘણા.
બહુપગી=( બ. વ્રી. સ. ) બહુ પગવાળા.
ચોમેર=ચારે તરફ.
રસી=ચીકણો નરમ પદાર્થ.
અનંતકોટિ=ઘણીજ કરોડોની સંખ્યા.
ઉષ્ણ કટિબંધ=ગરમ હવાવાળો પૃથ્વીનો વિભાગ.
ખડક=દરીઆમાં પાણીની સપાટી નીચે તરી આવેલા ટેકરા.
વામ=૪ હાથનું માપ.

જવાળામુખી=જે પર્વતના શિખરમાંથી જવાળા નીકળે છે તે.
પ્રતિ=જાત.
યુનાની હકીમો=ફારસી કે અરબી વૈદકશાસ્ત્ર પ્રમાણે દવા કરનાર વૈદ.
વિધિપૂર્વક=(બ. વ્રી. સ.) અમુક નિયમ પ્રમાણે.
માત્રા=ધાતુ વગેરે મારીને કરેલ ઓસડ.
ભસ્મ=રાખોડી.
પૌષ્ટિક=(પુષ્ટિ+અક)પુષ્ટિ આપનાર.

## પ્રશ્નો.

૧. પરવાળાં ક્યાંથી નીકળે છે?

૨. પરવાળાં કોણ બનાવે છે ?
૩. પરવાળાં શી રીતે બને છે ?
૪. પરવાળાંના ખડક ઘણા ઉંચા હોય છે તે વિષે એક વિદ્વાન શો મત બાંધે છે ?
૫. એ ખડકો ઉપર વસ્તી શી રીતે થાય છે ?
૬. પરવાળાં શા ઉપયોગમાં આવે છે ?

## પાઠ ૧૧ મો.

અપંગ=શરીરનો કોઇ અવયવ જુદો પડી ગયો હોય તે.
આસ્થા=શ્રદ્ધા.
દીન=ગરીબ.
વદન=મોઢું.
ખોખરી=ભાગલી.
ઉદાસ=દીલગીર.
બેસુર=મધુર સ્વર નહિ તે.
ખૂબસુરત=રૂપાળા.
માફ=ક્ષમા.
ચિત્તભ્રમ=ભમી ગએલા ચિત્તવાળો.
નિશ્વાસ=નિસાસા–દિલગીરીના ઉદ્ગાર.
ક્ષય=એક જાતનો રોગ. એમાં શરીર દિનપરદિન સુકાતું જાય છે.
રસ્તાખરચ=(ષ. ત. સ) રસ્તાનું ખરચ. ખોરાકનું ષ.
હાયમાં=દુઃખમાં.
ઉપવાસ=ભૂખ્યા રહેવું તે.
લાચાર–નિરુપાય.
બુઢ્ઢો=ઘરડો.
વેદના=દુઃખ.
સ્થિતિ=હાલત.
મનસુબો=વિચાર.
મનોહર=મનને હરી લે–ખુશ કરે એવું.
લીન થવું=ભળી જવું; એકરૂપ થવું.
ઠઠ=ભીડ.
દિંગ=આશ્ચર્ય.
ગંભીરતાથી=ધીમેથી.
ખંચાઇ=અટકી.

દાન=કંઇ પણ બદલાની ઇચ્છા વિના કોઇને આપવું તે.
જાન=જીવ.
આભાર=ગુણ; પાડ; ઉપકાર.
પ્રસન્ન કંઠે=ખુશી થઇને.
અચ્છી=સરસ.
પરવરદિગાર=પરમેશ્વર; પ્રાણિમાત્રને પુરૂં પાડનાર.

૪. નોટ—ત્રણે છોકરાઓએ પોતાનાં નામ નહિ દેતાં આસ્થા, આશા ને દાન કહ્યું, તેનું કારણ એ કે વેદોક્ત ધર્મમાં ગુપ્ત દાનનું માહાત્મ્ય વિશેષ ગણ્યું છે. પ્રસિદ્ધપણે દાન કરે તો દાતાનાં લોક વખાણ કરે તેથી દાતાને અભિમાન થાય અને તેમ થાય એટલે તેને દાનનું કંઇજ ફળ મળે નહિ આમ હોવાથી ત્રણે છોકરાઓએ કેવળ નિષ્કામ-કંઇ પણ ફળની ઇચ્છા રાખ્યા વિના દાન આપેલું તેથી પોતાનાં નામ નહિ દેતાં આસ્થા, આશા ને દાન એમ કહેલું.

## પ્રશ્નો.

૧. ગાયનમાં ડોસાનું ધ્યાન કેમ ન લાગ્યું ?
૨. ડોસો શા માટે ઉદાસ જણાતો હતો ?
૩. ડોસાને ભીખ શા માટે માગવી પડી ?
૪. પેલા છોકરાઓએ ડોસાને કેવી રીતે મદદ કરી ?
૫. તે છોકરાઓએ પોતાનાં ખરાં નામ ન દીધાં તેનું શું કારણ ?

## બોધ.

અજાણતાં પણ આપણાથી કોઇને હરકત થાય તો તેની માફી માગવી. ગરીબ માણસ તરફ દયાભાવ રાખવો જોઇએ. દુ:ખને વખતે કદી ધીરજ છોડવી નહિ. જે કંઇ પુણ્ય કરવું તે કંઇ પણ બદલાની આશા રાખ્યા વિના ગુપ્ત રીતે કરવું.

## પાઠ ૧૨ મો.

આરોગ્ય=રોગ વગરનાં; શરીરે સુખી.
તબીયત=પ્રકૃતિ; મનની સ્થિતિ.
યોગ્ય=લાયક.
તંદુરસ્તી=શરીરની સ્થિતિ.
ગિચોગિચ=બહુ નજીક.
ભેજ=ભિનાશ.
મોરી=બાંધેલી નીક.
શરદી=ભેજ.
વગ=સવડ.
વેધવાળું=ખોડવાળું; ઘર બાંધવાના શાસ્ત્ર પ્રમાણે નહિ બંધાએલું તે.
મોકળાશ=છૂટ.
નિકાલ થવો=બહાર નીકળી જવું.
કોઠાર=અનાજ ભરવાની જગા.
ફરાગત=ઝાડો પિશાબ.
ખામી=ચૂક.
કારીગર=હોશિયાર કડીઆ, સુથાર કે સલાટ.
કમ સમજ=ઓછી સમજ.
વ્યવસ્થા=ગોઠવણ.
ત્રિદોષ=કફ, પિત્ત ને વાયુનો બિગાડ. તાવ, શૂળ ને ખાંસીનો રોગ.
વ્યાધિ=રોગ.
જમાવ થવો=એકઠું થવું.

### પ્રશ્નો.

૧. ઘર કેવી જગાએ બાંધવાં?
૨. ઘર બાંધતા પહેલાં શો વિચાર કરવો?
૩. ઘરમાં રહેતાં માણસોની તંદુરસ્તી શા માટે બગડે છે? તે સુધારવાના શા ઉપાય છે?
૪. ચોકખું પાણી શી રીતે ઓળખી શકાય?

### બોધ.

નજીવી ભૂલથી પણ ઘણું નુકસાન થાય છે. માટે દરેક બાબ-

તમાં કાળજી રાખવી. કારણ વિના કાર્ય બની શકતું નથી માટે વહેમ રાખવો નહિ પણ મંદવાડનાં કારણ શોધી તેના ઉપાય કરવા. બનતાં સુધી શરીર ન બગડે તેવી રીતે હંમેશાં વર્તવું જોઇએ; કારણકે ગએલી તંદુરસ્તી પાછી મેળવી શકાતી નથી.

## પાઠ ૧૩ મો.

તીર્થક્ષેત્ર=( તીર્થ–યાત્રા કરવાનું સ્થળ+ક્ષેત્ર–જગા ) યાત્રા કરવાનું સ્થળ.

બનારસ=કાશી.

દેહ પડે=મરણ થાય.

મુક્તિપુરી=મોક્ષ પ્રાપ્ત કરવાનું સ્થળ.

કહેવત=દંત કથા; લોકોમાં ચાલતી વાત.

અશક્ત=(અ+શક્તિ. શક્તિમાંનો 'ઈ' લોપાયો છે ) શક્તિ વગરનાં.

ખ્યાલ=કલ્પના; વિચાર.

જન્મ મરણનો ફેરો=સંસારમાં ફરી ફરીને જન્મ લેવો ને મરણ પામવું તે.

સોઇ=સગવડ.

ભાથું=પરગામ જતાં રસ્તામાં ખાવાનો ખોરાક.

પારાવાર=ઘણી. ( पारावार એ સમુદ્રનું નામ છે તે ઉપરથી 'ઘણીજ' એવો અર્થ થાય. )

ઘાટ=ઓવારા.

સ્નાન=( स्ना धा ) નહાવું તે.

રળિયામણી=સુંદર.

ગ્રહનિરીક્ષણશાળા=વેધશાળા; ગ્રહોનું અવલોકન કરવા માટે બાંધેલું મકાન. એવી શાળાઓ કાશી દિલ્હી ને જયપુરમાં છે એ ત્રણે શાળાઓ જયપુરના રાજા જયસિંહે બાંધેલી કહેવાયછે.

મણિકર્ણિકા=કાશીના એક અતિ પ્રખ્યાત ઘાટનું નામ.

દશાશ્વમેધ=કાશીના એક ઘાટનું નામ. એ સ્થળે દશ અશ્વમેધ યજ્ઞ થયા હતા, તેથી એ નામ પડયું છે ?

શિખર=ટોચ.

વિચિત્ર=તરેહવાર.

બાંધણી=આકાર; ઘાટ.

ઘંટાકાર=ઘંટના આકાર જેવું.

રાજમહેલ=રાજાને રહેવાનો મહેલ.

ઘુમટ=દહેરાનો ઉપરનો ગોળ ભાગ.

વિશ્વવિખ્યાત=( સ. ત. સ. ) (વિશ્વ–દુનિઆ+વિખ્યાત–પ્રખ્યાત ) આખી દુનિઆમાં પ્રખ્યાત.

શિવાલય=( શિવ–મહાદેવ+આલય–સ્થાન. ) શિવનું દહેરૂં.

ભાવિક=શ્રદ્ધાળુ.

આચમન=હથેલીમાં થોડું પાણી લઇ તે પીવું તે.

ભાગ્યેજ=જવલે; કવચિત્.

ગજવાંકાતરૂ=(વિ.) ગજવાં કાતરી લેનારા.

સાવધ=સાવચેત.

કુમાશ=પોત.

મજલીન=એક જાતનું ઝીણા વણાટનું કાપડ.

નમુનાદાર=ઘણી ઉંચી જાતનું.

અંબર=સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી કાપડ.

નાનાવિધ=અનેક જાતનાં.

દબદબો=ભપકો.

સાજ=સામાન.

શ્રેષ્ઠ=ઉત્તમ.

ધુરંધર=બહુ વિદ્વાન. ( ધુર–ધુંસરી ધર–ધારણ કરનાર ) વિદ્યાની ધુંસરી ખભે લઇ ચાલનાર મતલબ કે ઘણી વિદ્યા જાણનારા.

સમર્થ=બળવાન (અહીં વિદ્યામાં.)

આચાર્ય=સંપૂર્ણ વિદ્યા ભણી બીજાને શિખવવાની યોગ્યતાવાળો; પંડિત.

ઋષિ=વેદના મંત્રો જેમને વગર શીખવ્યે આવડે છે તે.

મુનિ=તપશ્ચર્યા કરનાર બ્રાહ્મણો.

પદ્ધતિ=રિવાજ; રીત.

૫. નોટ–કાશી ક્યારે બંધાયું હશે તે જણાતું નથી. પ્રાચીન કાળથી તે દેવતાઓની ભૂમિ મનાતું આવે છે. હરિશ્ચંદ્ર રાજા કાશીમાં વેચાયો હતો. ધન્વંતરિ એ કાશીના રાજા હતા. શંકરાચાર્યે અને તુલસીદાસજીએ કાશીમાં વાસ કર્યો હતો. કાશીની વસ્તી ૨૦૪૨૨૨ માણસની છે.

## પ્રશ્નો.

૧. કાશીમાં શું શું જોવા લાયક છે ?
૨. હિંદમાં કાશી જેવાં બીજાં કયાં જુનાં નગરો છે ?
૩. કાશીનું શું વખણાય છે ?
૪. એ રાજ્ય અંગ્રેજ સરકારને હાથે ક્યારે આવ્યું ? શા કારણથી ?
૫. કાશીને સંસ્કૃત વિદ્યાનું શ્રેષ્ઠ સ્થળ શા માટે કહે છે ?
૬ ગંગા નદી પર આવેલાં બીજા શહેર કયાં છે ?

## પાઠ ૧૪ મો.

સ્વભાવ=મનનું વલણ.
તિરસ્કાર=ધિક્કાર.
ખંતથી=ઉમંગથી કામમાં મંડ્યા રહેવું તે.
લક્ષણ=ખાસિયત.
દાખલો=દષ્ટાંત.
ખુબી=ચતુરાઈ.
બચપણ=નાનપણ.
નીમેલે=ઠરાવેલે.
મહાવરો=એકનું એક કામ ફરી ફરીને કરવું તે.

જાદે=વધારે.
મહાલવું=આનંદથી રહેવું.
પાયમાલ=નાશ.
શત્રુ રૂપ=શત્રુ જેવી.
હદ બહાર જવું=વધી જવું.
પરીક્ષા=(परि–ચોપાસ+ईक्षा–જોવું) ચારે તરફ તપાસ કરવી તે.
આદરવું=આરંભ કરવો.
મુક્તાફળ=મોતી.

હઠ=મજબુત.
ઘર નરને બનાવે છે=જેવું ઘર હોય તેવુ માણુસ નીવડે છે.
અંકુર=કણગો.
હૃદય કમળ=હૃદય રૂપી કમળ. (હૃદયનો ઘાટ બીડાયલા કમળ જેવો છે માટે તેને કમળની ઉપમા આપી છે. નાભીને પણ તેવીજ ઉપમા અપાય છે.)
અનુકરણ=( अनु–પાછળ+करण–કરવું તે ) કોઇ કરે તેવું કરવુ તે.
સહજ=સ્વાભાવિક રીતે–વગર પ્રયત્ને.
અનુરૂપ=જેવું.
જનમંડળ=( ષ. ત. સ ) માણુસોનો સમૂહ; ટોળું.
શોધક=નવી નવી શોધો કરનાર.
સંયુક્ત=( सम्+युज् ધા+त ભૂ. કૃ. પ્રત્યય. ) એકઠું જોડાએલું.

પ્રજાસત્તાક=પ્રજા પોતાનામાંથી કોઇ માણુસને પસંદ કરી તેની મારફત રાજકારભાર ચલાવે તે.
પ્રમુખ=આગેવાન.
માનપત્ર=માન આપનારો કાગળ.
અસર=લાગણી.
બાલ્યાવસ્થા=બાળપણ.
જનેતા=જન્મ આપનાર; માતા ( जनयित्री ઉપરથી )
સમર્થ=બળવાન.
દુર્લભ=(दुस्–કઠણ+लभ् ધા. મેળવવુ. ) મેળવવાને કઠણ.
જિંદગી=જીવન.
માતાને ન્યાય આપવાની ખાતર=માતાનો કોઇ ખોટો વાંક કાઢે નહિ માટે.
સાંપડે છે=મળે છે.
પાયા વિનાના=નકામા.
તર્ક=કલ્પના–વિચાર.
સ્વર્ગસમી=સ્વર્ગના જેવી સુંદર.
અનુભવ કરે છે=ભોગવે છે.

## પ્રશ્નો.

૧. ટેવ પડવાનું સ્થળ કયું છે ?
૨. ઘર નરને બનાવેછે એટલે શું ?
૩. કેળવાએલી માતાથી બાળકને શા શા ફાયદા થાય છે ?

## બોધ.

સારી ટેવ પાડવા માટે નાનપણથીજ પ્રયત્ન કરવો. ટેવને હદમાં રાખવી. સુખ દુઃખનું કારણ પણ ટેવજ છે.

## પાઠ ૧૫ મો.

વિવેક=( વિ+વિચ જુદુ કરવું + ખરાખોટાને પારખવાની બુદ્ધિ.
દીલ=મન.
ઉતરતા=હલકા દરજ્જાના.
જળપાત્ર=( પ. ત. સ ) પાણીનું વાસણ.
સાદો=મધ્યમ પ્રકારનો.
ઉત્તર=જવાબ.
ચહેરો=શીકલ; દેખાવ.
હસમુખા=આનંદી.
સભ્યતા=( સભ્ય=સભામાં બેસવાને યોગ્ય માણસ + તા. ભા. વા. પ્ર. પણું ) સભ્યપણું.
તડાકા=ગપ્પાં.
તાકીને=ધારી ધારીને.
દંપદ=અભિમાન—અહંકાર.
સંભવિત=આબરૂદાર.
પરિચય=ઓળખાણ.
અવલોકન=( અવ—નીચે+લુક ધા. જોવું+અન પ્ર.) બારીકીથી ધ્યાન દઈ જોવું તે.
બીભત્સ=ખરાબ.
પ્રસંગ=વખત.
વર્તવાની=ચાલવાની.
કાર્ડ=કાગળનો કકડો. ( ગૃહસ્થ માણસો પોતાનાં નામ છાપેલાં કાર્ડ હંમેશાં પાસે રાખે છે. જ્યારે કોઈને મળવા જવું હોય ત્યારે તે કાર્ડ તે માણસને પ્રથમ મોકલી આપે છે.)

## પ્રશ્નો.

૧. વિવેક એટલે શું ?
૨. વિવેક શીખવાની શી જરૂર છે ?
૩. વિવેક બતાવવા માટે કેવી રીતે વર્તવું ?
૪. અંગ્રેજ ગૃહસ્થને મળવા જવું હોય ત્યારે શી વાત ધ્યાનમાં રાખવી ?
૫. 'પાત્ર' શબ્દને જુદા જુદા અર્થમાં વાપરો.

## બોધ.

વિવેકથીજ માણસની પરીક્ષા થાય છે. વિદ્વાનોએ વિવેકને દશમો-નિધિ કહ્યો છે. વિવેક વગરના માણસો બધે તિરસ્કાર પામે છે. માટે દરેક માણસે વિવેક શીખવાની ખાસ જરૂર છે.

## પાઠ ૧૭ મો.

વિમાન=હવામાં ઉડતું યંત્ર.
આસરે=લગભગ.
પાધરોદોર=સીધો—સપાટ—એક-સરખો.
આરપાર=એક છેડાથી બીજા છેડા સુધી.
ઝગઝગારો=પ્રકાશ.
ધૂમાડીઉં=ધૂમાડો નીકળવાનું ભું-ગળું.
વર્ગ=પ્રકાર—જાત.
ઉતારૂ=ગાડીમાં મુસાફરી કરનાર.
ત્રાસ=જુલમ.
અનાવૃષ્ટિ=વરસાદ ન પડે તે.
અમુલખ=કીમતી.
સોઇ=ગોઠવણ—સગવડ.
છાવણી=લશ્કરને જાથુ રહેવાની જગા.
યોગે=સાધનથી.
દંગો=ફિતુર.

## પ્રશ્નો.

૧ આગગાડીની પ્રથમ શોધ કોણે કરી ?
૨. આપણા દેશમાં આગગાડી કયારે ચાલતી થઇ ?
૩. આગગાડીના યંત્રની બનાવટ કહો.
૪. આગગાડીથી શા ફાયદા થાય છે ?
૫. હિંદુસ્તાનની મુખ્ય સડકોનાં નામ આપો.
૬. ગુજરાતમાં મોટી સડક કઇ ? તેનું નામ શુ ?

## પાઠ ૧૮ મો.

દૂરના=છેટેના.
દરિદ્રી=ગરીબ.
દરિદ્રતા=ગરિબાઈ. (તા પ્ર૦ વિશે૦ ને લાગવાથી ભા૦ વા૦ ના૦ થાય છે.
પ્રહર=પહોર, ત્રણ કલાકનો વખત. ( રાત્રિ દિવસના આઠ પહોર છે. )
કુળવાન=ઉંચા કુળના.
વર્ણ=જાત.
વિસામો=આરામ.
લાભ=ફાયદો.
કથની=કુથલી.
આવરદા=આયુષ.
ચલાયમાન=ચાલ્યાં જાય એવાં; ચંચળ; અસ્થિર.
ખેદ=પસ્તાવો.
અંતકાળ=છેવટનો વખત.
આપત્તિ=દુ:ખ.
રક્ષણ=(રક્ષ ધા. સાચવવું+અન પ્ર.) જાળવી રાખવું તે.
કમાણી=પેદાશ.
તજે છે=છોડી દે છે.
સાબતી=સાથી.
પ્રતિદિન=(અ. ભા. સ.) દિને દિને.
કાર્ય=કામ.
પ્રયત્ન=મહેનત.
નીતિમાન=નીતિવાળા.
સમાન=બરાબર.

## પ્રશ્નો.

૧. સુખી થવા માટે શું કરવું ?
૨. પુણ્યદાન શા માટે કરવું ?
૩. ધર્મનું કામ કરવાથી શા ફાયદા થાય છે ?
૪. કુળવાન લોકો કોને કહેવા ?

## બોધ.

ઉદ્યમ વિના કંઇ પણ મળી શકતું નથી માટે દરેક માણસે ઉદ્યોગ કરવાની જરૂર છે. થોડો પણ વખત નકામો જવા દેવો નહિ; કારણકે ગએલો વખત પાછો આવતો નથી. ઉદ્યમ પછી લીધેલો વિસામો આનંદ આપે છે. આખી જીંદગીમાં સુખનો આધાર પહેલી અવસ્થા (વીસ વરસ સુધીની ઉમ્મર) ઉપર છે. માટે તે કાળમાં ખંતથી ઉદ્યોગ કરવો.

## પાઠ ૧૯ મો.

ભાગ્યે=જવલ્લે.
ખામી=ખોડ.
આપદા=હરકત.
જન્મ બહેરાં=જન્મથીજ બહેરાં.
ઈશારત=સંજ્ઞા.
સ્પર્શેન્દ્રિય=સ્પર્શની ઇંદ્રિય ( આંખ, કાન, નાક, જીભ, ચામડી ).
સુપ્રસિદ્ધ=સારી પેઠે જાણીતો થએલો.
શીઘ્રકવિ=કોઇપણ વિષય ઉપર ઝડપથી કવિતા લખનાર.
યાદદાસ્ત=સ્મરણશક્તિ.
માહીતગાર=જાણીતા.
પદ્ધતિ=રીત.
ગત=સ્થિતિ.
સરલ=સહેલી; ઝટ સમજણ પડે તેવી.
યોજીકાઢી=ખોળી કાઢી.
બેહદ=હદ વિનાનો; ઘણોજ.

જ્ઞાન=( જ્ઞા ધા. જાણવું + અન ) જાણવું તે.
ઉપસેલી=ઉંચી–તરી આવેલી.
અંધશાળા=આંધળાને ભણવાની નિશાળ.
શિક્ષણ=(શિક્ષ ધા.) શિખવવું તે.

## પ્રશ્નો.

૧. કરપલ્લવી એટલે શું ?
૨. કમળમુદ્રા, ચક્રમુદ્રા, ટંકારમુદ્ર, પત્રમુદ્રા; એ સમજાવો.
૩. લુઇ બ્રેલ કોણ હતો ? તેણે શું કામ કર્યું ?

## બોધ.

આંધળા, બહેરાં ને મુગાંને પણ ભણાવવાથી તે ભણી શકે છે. માણસ બુદ્ધિબળથી કેવું કામ કરી શકે છે તે આ પાઠ પરથી જણાઇ આવે છે.

## પાઠ ૨૦ મો.

સાહસ=વિચાર કર્યા વિના કામ કરવું તે.
કર્મ=કામ.
સદાકાળ=હંમેશાં.
પાસ=તરફ.
કાફલો=જથો.
રવાના કરવું=મોકલવું.
કમાન=વહાણનો મુખ્ય અમલદાર.
બેપરવા=કાળજી વિના.
સાહસિક=સાહસ કરનાર.
રાક્ષસી કદ=રાક્ષસ જેવું વિકાળ.
વિકરાળ=ભયંકર.
ધસારો=હુમલો.

(૧)

વિચાર કર્યા વગર કોઇ પણ કામ કરવાથી હંમેશાં પસ્તાવો થાય છે. શામળ કવિ કહે છે કે એ બાબત દાખલાથી તમે તપાસી જુઓ.

(૨)

સાહસથી પરશુરામે સહસ્રાર્જુનને પુરો કર્યો—મારી નાંખ્યો. ને પરશુરામ પોતાની પ્રતિજ્ઞાથી પ્રસિદ્ધ થયો. એવાજ સાહસથી શૂરા ઇંદ્રજિતને લક્ષ્મણે સંહાર્યો, અને સાહસિક કામ કરવાથી વિક્રમ રાજાનું નામ પણ પ્રસિદ્ધ છે. વળી સિકંદર પણ સાહસિક કામ કરવાથી પ્રસિદ્ધ થયો છે માટે કોઇ પણ કામ હિંમતથી હાથમાં ઝાલવું ને દુઃખ સહન કરવા તત્પર રહેવું. એમ કરવાથી આગળ જતાં તે કાર્ય પૂર્ણ થાય છે.

૧. નોટ—જમદગ્નિ ઋષિને રેણુકા નામના સ્ત્રી ને પરશુરામ નામનો પુત્ર હતો. એ રેણુકાની બીજી બેન સહસ્રાર્જુન નામના રાજા સાથે પરણી હતી. એક વખત સહસ્રાર્જુન પોતાના સૈન્ય સાથે જમદગ્નિના આશ્રમમાં આવ્યો. ઋષિ પાસે એક અક્ષયપાત્ર હતું ને એક કામદુધા નામની ગાય હતી તેના પ્રતાપથી ઋષિએ રાજાની સારી રીતે પરોણાગત કરી. સહસ્રાર્જુને અક્ષયપાત્ર ને કામદુધા ગાય માટે ઋષિ પાસે માગણી કરી પણ ઋષિએ તે ન આપવાથી સહસ્રાર્જુને જમદગ્નિને મારી તે બંને વસ્તુઓ લઇ ચાલ્યો. પતિવિયોગથી રેણુકા કુવામાં પડી મરી ગઇ. જ્યારે પરશુરામે એ વાત જાણી ત્યારે તેણે પૃથ્વીને નક્ષત્રી કરવાની પ્રતિજ્ઞા લઇ સહસ્રાર્જુનને મારી નાંખ્યો ને બંને વસ્તુઓ પાછી લાવ્યો.

પીંખવા લાગ્યું=હેરાન કરવા લાગ્યું.
સોબતી=સાથી.
પરાક્રમ=બહાદુરીનાં કામ.
સહન કરવું=વેઠવું.
સર્વોપરિ=સર્વનું ઉપરિ.
પરિણામ=ફળ.
પુખ્ત=પુરો; પાકો.
આરંભવું=શરૂ કરવું.

દૃઢ=અચળ; મજબુત; ચોકસ.
શ્રદ્ધા=આસ્થા.
ઉમેદ=આશા: ઇચ્છા.
ઉત્સાહ=ઉમંગ.
ઝંપલાવવું=પડવું.
ફતેહ=વિજય; જીત.
કસી જોવું=પરીક્ષા કરી જોવી.

## પ્રશ્નો.

૧. વખાણવા યોગ્ય સાહસ ક્યારે કહેવાય ?
૨. સાહસિક માણસોને ફત્તેહ ક્યારે મળે છે ?
૩. નેલ્સનનું સાહસ કેવું હતું ?
૪. સાહસથી ફાયદો થયાના દાખલા આપો.
૫. સર્જનનું સાહસ વખાણવા જેવું શા માટે હતું ?

## બોધ.

પોતાની શક્તિનો પ્રથમથીજ વિચાર કરી કોઇ પણ કામ આરંભવું, પછી તે કામ પાછળ અંત સુધી મંડયા રહેવું. પોતાના દેશને ખાતર કંઇ પણ ફળની ઇચ્છા રાખ્યા વિના હિંમત રાખી ડહાપણથી સાહસ કરવું એ દરેક માણસનો ધર્મ છે.

## પાઠ ૨૨ મો.

જળપ્રવાસ=(સ. ત. સ) જળમાં મુસાફરી કરવી તે.
પસાર થયાં=ચાલ્યાં ગયાં.
ફસબ=હુન્નર.
સવા=અનુકૂળ.
પવન પડી જવો=પવન સ્થિર થવો.
સફર=મુસાફરી.
આગબોટ=અગ્નિની મદદથી ચાલનારૂં વહાણ.
શકાન=વહાણને ફેરવવાનું સાધન.
સ્ક્રૂ=પાણી કાપવાનો સંચો.
ડાક=ટપાલ.
સરંજામ=સામાન.
ધ્રુજી=હાલી.

યાંત્રિક=યંત્રનું.
ગંજાવર=ઘણીજ મોટી.
મનવાર=લડાઇ માટે રાખેલું વહાણ.
વિદ્યુત્બળ=(પ. ત. સ) વિજળી-નું બળ.
હોકાયંત્ર=દિશા જાણવાનું સાધન (એમાં એક ગોપ હોય છે ને તેના બંને કાંટા હંમેશાં ઉત્તર દક્ષિણ દિશામાં રહે છે.)

## પ્રશ્નો.

૧. વહાણ બનાવતાં આવડતું નહિ ત્યારે લોકો શી રીતે દરિઆમાં મુસાફરી કરતા ?

૨. પ્રથમ વહાણ કયા લોકે બનાવ્યાં ?

૩. વહાણ ચલાવવામાં કયા લોકો હોશિયાર છે ?

૪. ફિનિશી લોકો કયાં રહે છે ?

૫. વહાણને ચલાવવા માટે શાની જરૂર છે ?

૭. નોટ—લડાઇમાં વપરાતુ મોટું વહાણ ડ્રેડનૉટ ને તેનાથી પણ મોટું સુપરડ્રેડનૉટ નામનું પણ છે. આવાં વહાણનાં તળીયાં લગભગ ૧૮–૨૦ ઇંચનાં જાડાં લોઢાનાં પતરાંથી મઢી લે છે તેમાં ગોઠવેલી તોપોમાંથી ૧૪ ઇંચ વ્યાસના ને ૧૪૦૦–૧૫૦૦ રતલના ગોળા છૂટે છે. દરેક લડાયક બારકસમાં દુશ્મનનું બારકસ કેટલે છેટે છે તે જાણવા રેનજ ફાઇન્ડર નામનું યંત્ર હોય છે. વળી તેમાં તારનાં દોરડાં વગર વાત થઇ શકે એવા સાંચા હોય છે તેથી ૨૦૦ મૈલ પર આવેલાં વહાણ યા સ્થળ સાથે તે વાત કરી શકે છે. તે સિવાય

તેમાં 'સર્ચ-લાઇટ' હોય છે તેની મદદથી ૧૫૦ મૈલ દૂર અજવાળાનાં કિરણો નાંખી શકાય છે.

ઉંચી જાતના સર્ચ-લાઇટનો કાચ વચ્ચેથી ૧/૧૬ ઇંચ જાડો ને બાજુથી ૩ ઇંચ જાડો હોય છે. તેનું વજન ૩૦૦૦ રતલ હોય છે. પરંતુ તે સંચા ઉપર ગોઠવેલું હોવાથી સહેલાઇથી આડું અવળું ફેરવી શકાય છે.

## પાઠ ૨૩ મો.

દ્રૌપદી=દ્રુપદ રાજાની પુત્રી.
સ્વયંવર=(स्वयं-પોતાની મેળે + वृ-કરવું-પસંદ કરવું + अ પ્ર૦ ) પોતાની મેળે પરણવું તે.
પણ=ટેક (નામ).
ભૂદેવ=બ્રાહ્મણ.
નિવેદન કરવું=જણાવવું-જાહેર કરવું.
ભગિની=બહેન.
ક્ષત=છેદ.
ડોળ=ખાલી ઠાઠ.
હાથ ઘસીને=નિરાશ થઇને.
બાંકાટેડા=ફાંકડા.
ઉકાળશે=કામ કરી શકશે.
તાલ=હાથ.
સમર્થ=બળવાન.
પણછ=ધનુષ્યની દોરી.
નયન વેધ=( ષ. ત. સ ) આંખ ફોડવી તે.
સિધાવો=જાઓ.
દૈવ=નશીબ.
પ્રબળ=(પ્ર+બળ) અતિશય બળવાન
મિથ્યા=ફોકટ.
કીર્તિમંત=કીર્તિવાળો (મંત પ્રત્યય છે તેનો અર્થ 'વાળો' થાય છે એજ અર્થના બીજા પ્રત્યય 'વંત', 'વાન' અને 'માન' છે.)
વીર્ય=પરાક્રમ.
સરશે=થશે-પાર પડશે.
કોડ=ઉમંગ.

દીન=ગરીબ.
વિનવવું=કરગરીને કહેવું.
નિર્ભય=(પં. ત. સ.) ભય વગરનું.
સિદ્ધ=સફળ.
સૂત પુત્ર=( ષ. ત. સ ) દાસીનો પુત્ર ( ખરૂં જોતાં કરણ કુન્તાનો પુત્ર હતો. પણ કુન્તાએ તેને કુમારી અવસ્થામાં મંત્ર બળથી જન્મ આપ્યો હતો, તેથી શરમને લીધે તેને રખડતો મૂકી દીધો હતો. તે એક દાસીને હાથ આવ્યો તેણે તેને ઉછેરી મોટો કીધો હતો, તેથી તે દાસીપુત્ર કહેવાય છે.
ક્રોધયુક્ત=ક્રોધવાળો; ગુસ્સે.
ભગવાન=(અહીં વિશેષણ) નશીબ વાળો. (ભગ—નશીબ+વાન —વાળો ) કોઈ પણ મહા પુરુષને એ વિશેષણ અપાય છે.
રાજકન્યા=( ષ. ત. સ ) રાજાની કન્યા.
નક્ષત્રી=ક્ષત્રિય વગરની.
સાક્ષાત્=પોતે—જાતે.
કન્યારત્ન=(કર્મ૦ સ) કન્યા રૂપી રત્ન.
વરવા=પરણવા.
વિપ્ર=બ્રાહ્મણ.

...ભોજનના પાણ વાંધા છે હો ! આ વાકય બ્રાહ્મણોની પૂર્વ સ્થિતિ જણાવે છે. તે કાળમાં બ્રાહ્મણે તો ફકત શાસ્ત્રનો અભ્યાસ કરતા ને લોકોને ઉપદેશ આપતા, બીજું કંઈજ કરતા નહિ. વૈશ્ય લોકો તેમને જોઇતી વસ્તુઓ પુરી પાડતા.

અગસ્તિ=અગસ્ત્ય ઋષિ. ( એ ઋષિ હાથમાં સમુદ્રને લઇ તેનું આચમન કરી ગયા હતા એવી વાત ચાલે છે).
ઉદર=પેટ.
વિસ્મય=નવાઇ.
વાન=ચહેરે.
ચાંચલ્ય=ચંચળાઇ. ( ય પ્ર૦ વિ.

શેષણને લાગવાથી તે ભા૦ વા૦ નામ બને છે).
કાન્તિ=સ્વરૂપ.
ભાસે છે=જણાય છે.
દક્ષ=ચતુર.
કાપડી=સાધુ.
સદ્ય=જલદી,
અદ્‌ભુત=નવાઇ જેવું.
વિપ્રકુળ=( ષ. ત. સ. ) બ્રાહ્મણનું કુળ.
અંતરે=(અંતરની સા૦ વિ૦) મનમાં
મચ્છવેધુ=(બહુવ્રીહિ) મચ્છ વેધનાર,
ફળો=સફળ થાઓ—પાર પડો.
દ્રૌપદીદર્શન=આ નાટક કવિ નર્મદાશંકરે બનાવેલું છે તેમાંથી આ પાઠ લીધો છે.

( કવિતાના અર્થ. )

( ૧ )

હે વીર પુરુષો ! જે માણસ ધનુષ્ય હાથમાં લઇને નીચે પાણીમાં જોઇ બાણ ફેંકશે ને ઉપર ફરતા મત્સને વેધશે તેને આ મારી બેન વરમાળા પહેરાવશે અર્થાત્ પરણશે.

( ૨ )

હે રાય ! કોઇ ઉઠો ને મચ્છ વેધીને કન્યા પરણો. એટલે મારી પ્રતિજ્ઞા ફોકટ જાય નહિ.

(૨) આટલા બધામાંથી કોઇ મચ્છ વેધી શકતો નથી એ જોઇ મને ખેદ થાય છે. અહીં બધા કીર્તિવાળા ક્ષત્રિયો શોભે છે પણ તેમાં શું એકે વીર પુરુષ નથી ?

(૩) હે રાજાઓ તમે માથે મુગટ પહેર્યા છે અને કોટે મોતીની માળા પહેરી છે, પણ હવે તમારૂં પરાક્રમ બતાવી મારૂં પણ પૂર્ણ કરો ને વરમાળા પહેરો.

(૪) (બધાને ઉદ્દેશીને કહે છે) જો કોઇ ક્ષત્રિય મચ્છ વેધવા-

ની હિંમત ધરી શકતો ન હોય તો બ્રાહ્મણોમાંથી કોઇ એ કામ કરે તેથી મારી ને આખી સભાની લાજ રહેશે ને કન્યાનું કાર્ય પણ સિદ્ધ થશે.

(૩)

જુઓ, આ બ્રાહ્મણે હિંમત ધરીને ધનુષ્ય છટાથી ઝાલ્યું છે ! એ સાધુ અહીં ક્ષત્રીયનું કામ કરે છે. એનો અંગનો મરોડ જુઓ. એ જોઇને અહંકારી રાજાઓની ઇચ્છા પણ નાશ પામી જણાય છે. એની નજર જુઓ. શર મારવામાં એ કેવો ચતુર દેખાય છે ! ઓહો ! એણે મચ્છ વેધીને ધનુષ્ય હેઠું કર્યું. હવે એ જલદી વરમાળા પહેરશે. વિપ્રે આ અદ્ભુત કામ કર્યું !

(૪)

હે ભાઇ ! કાંઇક નવાઇ પમાડે એવું દેખાય છે; કારણ કે તેમની ધારણા પાર પડે છે એટલે તે (દ્રૌપદી) મનમાં હરખાઇને વરમાળા પહેરાવે છે.

(૨) દ્રૌપદી વરમાળા પહેરાવીને અર્જુન પાસે ઉભાં છે. એની બધી આશાઓ સફળ થાઓ, અને એ સાધુ ક્ષત્રિયપુત્ર નીકળજો.

(૩) હે બેન ! તમારું હેત ભુલાતું નથી. તમારા વિયોગથી અમને દુઃખ થાય છે, પણ તમને સુખ થાઓ. અમે તમારા સુખમાંજ અમારું સુખ માનીશું.

પ્રશ્નો.

૧. કર્ણ કોણ હતો ? તે શાને માટે પ્રખ્યાત છે ?

૨. મચ્છ વેધનાર બ્રાહ્મણ કોણ હતો ? તે શા માટે બ્રાહ્મણના વેશમાં ફરતો હતો ?

## પાઠ ૨૪ મો.

જાત્રા=(યાત્રા या ધા. જવું)તીર્થ-માં જવું તે.
હજ=મક્કાની જાત્રા.
હાજી=મક્કાની જાત્રા કરનાર.
લગભગ=આશરે.
તંદુરસ્ત=નિરોગી.
ભરણપોષણ=(ભરણ—भृ ધા. ભરવું +अन; પોષણ—पुष् ધા—પોષવું+अन प्र. अन क्रि. વાચક પ્રત્યય છે તે ધાતુને લાગી નામ બનાવે છે ) ગુજરાન.
જોગવાઇ=સગવડ.
પાક=પવિત્ર.
ખુલ્લા=ઉઘાડા.
પહેરવેશ=પોશાક.
અહિંસાધર્મ=(हिंस ધા. મારવું) કોઇને મારવું નહિ એવો ધર્મ.
શરીફ=કીર્તિમંત; આબાદ.
નિમાજ=સ્તુતિ, બંદગી.
પઢે છે=ભણે છે.
લબ્બૈક=હું આવુછું.
ફરમાન=હુકમ.
પ્રદક્ષિણા=આજુબાજુ ફરવું તે.
અલેહિસ્લામ=જેના નામ ઉપર રહેમત રહે એવા.
ચુમે છે=ચુંબન કરે છે.
ખુતબા=ધર્મના ઉપદેશ.
ભોગ=મારીને આગળ ધરવું તે.
અસલ=પ્રથમના.
ઇસ્લામી=મુસલમાની.
આસ્તિક=શ્રદ્ધાવાળા.
પેગંબર=સંદેશો લાવનાર.

### પ્રશ્નો.

૧. હજ એટલે શું ?
૨. મુસલમાન લોકો મક્કે શા માટે જાય છે ?
૩. મુસલમાની ધર્મમાં કેવા માણસને યાત્રા કરવા કહેલું છે ?
૪. મક્કા સિવાય બીજે ક્યાં જાત્રા કરવા જવું પડે છે ?
૫. મદીના શા માટે પ્રખ્યાત છે ?

## પાઠ ૨૫ મો.

પ્રાચીન=(પ્રાચ. સૌથી આગળનું અથવા પૂર્વ દિશા એ ઉપરથી) પહેલાંના વખતનું અથવા ઘણું જુનું.

અર્વાચીન=(અર્વાચ્-પાછળનું) થોડા વખત પરનું-પાછળીનું.

મનોહર=મનને ખુશી કરે એવું.

ત્વચા=ચામડી.

જનેડકું=એનો જથો.

વય=ઉમ્મર.

તેજદાર=પાણીવાળું.

મોસમ=ઋતુ-તક.

કામ=જાત.

છવાઇ=પથરાઇ.

દલાલ=માલ લેનાર અને દેનાર વચ્ચે સારું કરાવી આપનાર માણસ.

ખજાનો=ભંડાર.

ઝવેરી=હીરા મોતીનો વેપાર કરનાર

સૂર્યોદય=(૫. ત. સ. સૂર્ય+ઉદય) સૂર્યનું ઉગવું તે.

ખડક=દરિઆમાં તરી આવેલો ટેકરો.

આડદીબા=કાળા ને કઠણુ.

કને=પાસે.

સરકીઉં=છેડા.

મહાનગે-ટેવ.

ભસ્મ=રાખ.

વડ=વર્ગ.

વીંધ=કાણું.

અંકાય છે=નક્કી થાય છે.

સરકામાં=તેજાબમાં.

**નોટ:**—મોતીની ઉત્પત્તિ વિષે જુદા જુદા મત છે, પણ મોતીની ઉત્પત્તિ વિષે શોધ કરનાર દાક્તર કેલારડ કહે છે કે ઑઇસ્ટર માછલીના શરીરમાં એક જાતના પિંડ હોય છે તેમાંથી અંડ નીકળે છે. તે અંડ માછલીના શરીર બહાર આવી તેનાપર તેના શરીરમાંથી નીકળતો તેજોમય પદાર્થ ઠરે છે તેજ મોતી.

મોતીની ઉત્પત્તિનાં સ્થાન—મનાર, એલકાટીફ, કેમેરાન, બેરેન, જુલફાર, કાટીફા, સ્પૅાન નદી, માડાગાસ્કર, મેક્સિકોનો અખાત, અને ઈંગ્લાંડ તથા સ્કૉટલાંડ પાસેનો સમુદ્ર.

પહેલાં ચીના લોકો એક જાતની માછલીઓ પાળી રેશમના કીડા પેઠે તેની પાસે મોતી બનાવરાવતા.

મોતીનું વજન 'ચવ'થી થાય છે ને તેની કીંમત વજનના વર્ગના પ્રમાણમાં અંકાય છે.

મોતી કાઢનાર માછી લોકો પ્રથમથી અમુક જાતનું ધાન્ય ખાય છે, અને દરરોજ શરીરે તેલ ચોળે છે. પાણીમાં ઉતરતા પહેલાં તેઓ કાનમાં રૂનાં બીનાં પુંમડાં ઘાલે છે ને નાક ઉપર શીંગડાનું યંત્ર ઘાલે છે. હાલમાં જર્મની વગેરે કેટલાક દેશોમાં પુષ્કળ બનાવટી મોતી થાય છે તેની રીત–કાચના પોલા મણુકાને અંદરની બાજુએથી મોતીના રસનું પડ કરે છે પછી તેની અંદર મીણ ભરતા પણ હાલમાં એક જાતનો કઠણ પદાર્થ ભરે છે. પછી હાઇડ્રોકલોરિક ઍસિડમાં તેને બોળે છે એટલે મણકાનું કાચવાળું પડ નાશ પામી મોતીનું પડ ઢાંકણ રૂપે રહે છે.

## પ્રશ્નો.

૧. મોતી ક્યાંથી નીકળે છે?
૨. મોતી કાઢવાની રીત કહો.
૩. સીપોને બહાર કાઢયા પછી શી ક્રિયા કરે છે?
૪. મોતી શા ઉપયોગમાં આવે છે?
૫. તેની સીપો શામાં વપરાય છે?
૬. બનાવટી મોતી શા રીતે બનાવે છે?
૭. મોતીની કિંમત શા ઉપર થાય છે?

## બોધ.

નાનાં સરખાં પ્રાણીઓ પણ આપણને ઉપયોગી વસ્તુઓ બનાવી આપે છે. નજીવો દેખાતો પદાર્થ આપણને કોઇક વખત ઉપયોગી થઈ પડે છે, એ ખાસ લક્ષમાં રાખવું.

## પાઠ ૨૬ મો.

વિષય=બાબત.
કુટેવ=નઠારી ટેવ—ખો—આદત.
મુકાબલો=સરખામણી.
વર્તમાનપત્ર=ચાલતા વખતની ખબર આપનારૂં ચોપાનીઉં.
ચર્ચા=કોઇ વિષય પર વિવેચન કરવું તે.
નીચ=હલકો.
બચપણ=નાનપણ.
ઘટતી=યોગ્ય; જોઇએ તેવી.
કુશળ=ચાલાક.
તુચ્છકારી=ધિક્કારી.
કુથલી=નિંદા.
છાપ=અસર.
બોધ=ઉપદેશ; શિખામણની વાત.
ઘરભાગવું=સ્ત્રીપુરુષને અણબનાવ થવો.
ચાડીઓ=ચાડી કરનાર માણસ.
ભરોસો=વિશ્વાસ.
ચાનક=ચિંતા, કાળજી.
ગીબત=નિંદા.
બુરી=નઠારી
હલાલ કરેલી=મારી નાખેલી.
તાજુબ=નવાઇ.
ખોડ=નઠારી ટેવ.
મોટું મન=કોઇનાં સારાં નરસાં વચન સહન કરવાં તે.
ઝંખવાણું=ફીકું.
ખાસીયત=ટેવ.
મતલબ=હેતુ.
દંડ=ગુના બદલ કરેલી શિક્ષા.
પાઠ પાકો થયો નથી=આપેલી શીખામણ પ્રમાણે હજી ચાલી શક્યો નથી.
વિકટ=કઠણ.
લુલી=જીભ.

### પ્રશ્નો.

૧. સ્ત્રીઓને નિંદા કરવાની વધારે ટેવ હોય છે તેનું કારણ શું?
૨. તેવી ટેવ ન પડે માટે શું કરવું?
૩. ચાડી કરવાથી શું નુકસાન થાય છે?
૪. આપણા વડીલોનું બોધવચન શું છે?

## બોધ.

આળસુ થઇ બેસી રહેવાથી નિંદા અને ચાડી કરવાની ટેવ પડે છે. માટે કોઇ વખત આળસુ બેસી રહેવું નહિ. નિંદા કરવાથી કંઇ લાભ થતો નથી, પણ ઊલટું પ્રતિષ્ઠા ઘટે છે. જેમને આ ટેવ પડી હોય તેમણે તે ધીમે ધીમે મટાડવા પ્રયત્ન કરવો જોઇએ. મન ઉપર કાબુ રાખવાથી અને ઉદ્યોગમાં મંડ્યા રહેવાથી આ બૂરી ટેવ મટે છે.

## પાઠ ૨૭ મો.

અમલ=અધિકાર.
અરૂણ=સારથિ;સૂર્યનો રથ હાંકનાર.
મર્યાદા=હદ.
આદરમાન=સત્કાર.
અસ્ત થએલો=(અસ્ ધા. ફેંકવું તે ઉપરથી) આથમેલો.
પ્રિયા=વહાલી.
નાસિકા=નાક.
દિવાકર=(દિવા+કર) દિવસનો કરનાર–સૂર્ય.
નેકી=છડી.
મંદમંદ=ધીમેધીમે.
મઝ્ન=ખુશી.
ચોપદાર=છડી પોકારનાર.
આનંદદાયક=આનંદ આપનાર.
નોબત=નગારાં.
નાદ=મોટો અવાજ.
ઘોર=ઘેરો અવાજ.
શોર=અસ્પષ્ટ અવાજ.
છીપો=લુગડાં છાપનાર.
અમરથો=નકામો.
દોપિસ્તાં=અક્ષર લખવાનાં પત્તાં.
દુષ્ટ=નઠારા સ્વભાવનું.
શંખણી=શાસ્ત્રમાં સ્ત્રીઓની ચાર જાત વર્ણવી છે તેમાંની એક અધમ જાત ( પદ્મિની, હસ્તિની, ચિત્રિણી, શંખિની.)
ઢોલીઓ=પલંગ.
નાસ્તો=સવારમાં થોડું ખાવું તે.
રમણિક=સુન્દર.
અંગવસ્ત્ર=(ષ. ત. સ) ઉપરણો–ખેસ
આસ્થા=શ્રદ્ધા, ભાવ.

ધાક=બીક.
ગુપ્ત=છાની.
સફળ=(સહફળ ઉપરથી) (બ. વ્રી. સ) આશા પુરી થની તે.
ચિંતાતુર=ચિંતાથી આતુર; ચિંતાવાળા.
લાદવું=જાનવર પર બોજો નાખવો તે.
ધનુર્વિદ્યા=બાણ મારતાં શિખવાની વિદ્યા.
કરણઘેલો=એ નામની ઐતિહાસિક નવલકથા સુરતના વતની રા. નંદશંકર તુળજાશંકરે લખેલી છે. તેમાંથી આ પાઠ લીધેલો છે.

## પ્રશ્નો.

૧. સૂર્યોદયનું વર્ણન કરો.
૨. આપણા લોકો સવારનો વખત શી રીતે ગાળે છે ?

## પાઠ ૨૯ મો.

રા૦ સા૦=રાવસાહેબ; એ સરકાર તરફથી મળેલો ખિતાબ.
અસલથી=જુના વખતથી.
મશહુર=જાણીતા.
નિર્ધનતા=ગરિબાઇ.
બંધારણ=શરીરનો બાંધો.
સ્કૉલરશિપ=વિદ્યાર્થીને જે માસિક રકમ આપવામાં આવે તે.
'મોંઘી મુંબઇ' કહેવાનું કારણ એ કે મુંબઇમાં દરેક ચીજ ઘણી મોંઘી મળે છે તેથી ખરચ પણ ઘણો વધારે થાય છે.
નિર્વાહ=(નિર્+વહ ધા. લઇ જવું) ગુજરાન ચલાવવું.
મુશ્કેલીઓ=હરકતો.
પ્રત્યક્ષ=દેખીતું.
વિપત્તિ=દુ:ખ.
ધૈર્ય=(ધિર વિશે૦ +ય ભા. વા. પ્ર.) ધીરતા.
બાહુબળ=હાથનું બળ; જાતમહેનત.
શિક્ષક=(શિક્ષ્ ધા. શિખવવું) શિખવનાર.
મનોબળ=માનસિકબળ.
મંત્રી=સભાનો મુખ્ય નાયક. (મંત્ર. છૂપો વિચાર તે ઉપરથી)

તંત્રીપણું=વર્તમાનપત્ર કે માસિકમાં લખાણ લખી ચલાવનાર મુખ્ય માણસ.

ગાડું દીઠું ન પડયું=કામ અટકી ન પડયું.

અરસામાં=વખતમાં.

હાઇસ્કુલ=મોટી પાઠશાળા.

ઇન્સ્પેક્ટર=તપાસનાર.

લેખક=( लिख्-લખવું + अक પ્ર. ) કોઇ અમુક બાબત ઉપર લખનાર વિદ્વાન માણસ.

સામેલ=તૈયાર.

બીડું કોણ ઝડપે ?=જવાની હિંમત કોણ પકડે ?

આખરે=છેવટે.

શૂર ચડયું=જુસ્સો ચડયો.

નાતજાતની અડચણ=તે વખતે હિંદુસ્તાન બહાર જનાર માણસને નાતના માણસો નાતબહાર મૂકતા; કારણ કે વિલાયત જનાર માણસને ત્યાં વટળવું પડે છે એમ લોકો માનતા હતા.

પ્રિન્સિપલ=મુખ્ય ગુરુ.

ગુજરાતશાળાપત્ર=પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટે સરકાર તરફથી બહાર પડતું માસિક. આ માસિકમાં ફક્ત શિક્ષણના વિષયો ચર્ચાય છે. એ માસિક હજી પણ નીકળે છે અને તે અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ ચલાવેછે.

ભાષાંતર=બીજી ભાષામાં લખાયલાં પુસ્તકોને ગુજરાતી ભાષામાં લખવા તે.

અભિપ્રાય=મત.

પ્રસાર=ફેલાવો.

ઉત્તેજન=મદદ.

કોમ=જાત.

ઉન્નતિ=ચઢતી; આબાદી.

પ્રવાસ=મહેનત.

જીવનચરિત્ર=જીવતરની વાતો.

સ્વર્ગવાસ ( સા. ત. સ. ) સ્વર્ગમાં વાસ થવો અર્થાત્ મરણ પામવું.

આયુષ=જિંદગી.

અર્પણ કરવું=સોંપી દેવું.

નિખાલસ=ખુલ્લા દીલના.

શ્રદ્ધાવાળા=આસ્થાવાળા.

## પ્રશ્નો.

૧. મહિપતરામ કોણ હતા ?
૨. મુંબાઇમાં રહી તેમણે શું કામ કર્યું ?
૩. એમણે કયાં પુસ્તકો લખ્યાં છે ?
૪. કેળવણીખાતાને તેમણે શો ફાયદો કર્યો છે ?
૫. તેમનો સ્વભાવ કેવો હતો ?
૬. તે વિલાયત શા માટે ગયા હતા ?
૭. વિલાયતથી આવ્યા પછી તેમણે શું કર્યું ?

## બોધ.

ગરીબ કુટુંબમાં જન્મેલા માણસો પ્રયત્નથી ઉંચી પદવી મેળવી શકે છે. દુઃખમાંજ માણસની ખરી કસોટી થાય છે. માટે દુઃખ પડે તોપણ આરંભેલું કામ છોડી દેવું નહિ. યાદ રાખવું કે ગરીબ માબાપને પેટે જન્મેલા માણસોજ પ્રખ્યાતિ પામે છે.

## પાઠ ૩૦ મો.

ઢંઢેરો=જાહેરનામું.
હેતુ=મતલબ
પાર્લમેન્ટ=રાજા, અમીર ને રૈયતમાંથી વીણી કાઢેલા માણસોની મંડળી.
સનંદ=પરવાનો–લેખી હક.
સમસ્ત=બધી.
દિલાસો=ધીરજ.
ઉદાર હૃદય=મોટું મન.
પ્રગટ=જાહેર.
વૉઇસરાય=રાજાને બદલે કામ કરનાર અમલદાર.
કાયમ=ચાલું.
તહનામો=સલાહનો કરાર.
મુદ્દલ=બિલકુલ.
ધક્કો=નુકસાન.
યત્ન=મહેનત.
મરતબો=માન.

દરજ્જો=હોદ્દો.
શખ્સ=માણસ.
ઇનકાર=ના પાડવું તે.
તાકીદ=ચેતવણી.
ઇતરાજી=ના મરજી.
પ્રામાણિકપણું=સાચવટ.
ભેદ=તફાવત.
પ્યાર=હેત; વહાલ.
વાજબી=યોગ્ય.
સ્વસ્થતા=શાંતિ.
લોક કલ્યાણ=( ૫–ત–સ ) લોકનું હિત.
સમગ્ર=બધી.
આબાદી=ચઢતી.
સામર્થ્ય=બળ.
વફાદારી=રાજભક્તિ.
પ્રાર્થના=સ્તુતિ.

## પ્રશ્નો.

૧. ઇસ્ટઇંડિઆ કંપનીનો શો હેતુ હતો?

૨. તે પહેલાં બીજી કઇ કંપનીઓ આ દેશમાં વેપાર માટે આવી હતી?

૩. કેવા સંજોગોમાં કંપનીએ આ દેશના રાજકારભારમાં હાથ ઘાલ્યો?

૪. મહારાણી વિક્ટોરિઆએ આ દેશનો રાજકારભાર પોતાના હાથમાં કેમ લીધો?

૫. મહારાણીએ ઢંઢેરામાં પોતાની કેવી ઇચ્છા જણાવી?

૬. હિંદુ પ્રજાના મનપર ઢંઢેરાની શી અસર થઇ?

## પાઠ ૩૨ મો.

રોનકદાર=ઠાઠદાર.
ઝળાંઝળાં=પ્રકાશિત.
વખાર=માલ ભરવાનું મકાન.
ટનલ=જમીન ખોદી નીચે કાઢેલો રસ્તો.
રઢિયાળું=સારૂં.

ધમાલ=વેપારની ગડમથલ.
નામાંકિત=પ્રખ્યાત.
પટ્ટાભિષેક=ગાદીએ બેસતી વખતે થતી ક્રિયા.
પાલેસ-મહેલ.
મ્યુઝીઅમ=સંગ્રહસ્થાન.
પુસ્તકાલય=પુસ્તકો રાખવાનું મકાન.
ઐતિહાસિક=ઇતિહાસને લગતું.
બખ્તર=લડાઇ વખતે શરીરના રક્ષણ માટે પહેરવાનો લોઢાનો પોશાક.
જોવાયોગ્ય=જોવા લાયક.
ભુજ=હાથ.
કુશળ=હોશિયાર
ચમત્કાર=નવાઇની વાત
નેશનલ=પ્રજાસંબંધી.

## પ્રશ્નો.

૧ લંડન શા માટે પ્રખ્યાત છે?
૨. તે શહેરના દેખાવનું વર્ણન કરો.
૩. તેમાં જોવા લાયક ક્યાં મકાનો છે?
૪. શહેરમાં કઈ નદી વહે છે.
૫. નેશનગેલેરિ વિશે શું જાણો છો?

## પાઠ ૩૨ મો.

કૃતજ્ઞતા=કોઇના ઉપકારનો બદલો વાળી આપવાની લાગણી.
વૃત્તિ=મનનું વલણ.
ઉંચી=સારી, વખાણવા જોગ.
કેળવી=સુધારી.
ભક્તિ=( भज धा. ) ભજવું તે.
ધર્મ=ફરજ.
સપુત=( सु+पुत्र ) સારો પુત્ર.
ઉમદા=ઉંચા પ્રકારનો.
ગરક થવું=અદસ્ય થવું;નાશ પામવું
અસાધારણ=સાધારણ નહિ તે.
શોકાતુર=દીલગીર.
દરજ્જો=અધિકાર.
કૃતઘ્ન=( कृत+घ्न. हन् धा. નાશ

કરવો ) કોઇનાં કરેલાં ઉપકારનો નાશ કરવાની વૃત્તિ.
ઘોર કર્મ=પાપીકામ.
ચટકા ભરવા=બાળવું.
અવશ્ય=જરૂર.
ધીટકાર=ધિક્કાર.
કમોત=મોત વગર.

## પ્રશ્ન.

૧. કૃતજ્ઞતા એટલે શું?

## બોધ.

કોઇએ આપણને ગુણ કર્યો હોય તો તે યાદ રાખી તેનો બદલો વાળી આપવા બનતો પ્રયત્ન કરવો એ આપણો ધર્મ છે. ગમે તેમ થાય તોપણ ગુણને બદલે અવગુણ તો ન જ કરવો.

## પાઠ ૩૩ મો.

જૈનવર્ગની=જૈનલોકની.
ભવ્ય=મોટી ને દેખાવડી.
દેવાલય=દેવનું ઠેકાણું.
મત્સ્યેન્દ્ર=ગોરખના ગુરૂ. તે મોટા તપસ્વી હતા.
યોગી (युज् ધા. જોડવું) પરમાત્મા સાથે મન જોડનારો.
શૃંગ=શિખર.
ગલીકુચીવાળો=ગુંચવણી ભરેલો.
ઉપદ્રવ=ભય.
ક્વચિત=કોઇક વખત.
વેદાંતજ્ઞાન=( પ. ત. સ. વેદ + અંત બાબત=વેદની બાબત ) વેદનું જ્ઞાન.
પારંગત=પાર પામેલા.
યથાશક્તિ=( અવ્ય. ભા. સ. ) શક્તિ પ્રમાણે.
ઇષ્ટ=( इष् ધા. ઇચ્છવું ) પસંદ કરેલો.
સંન્યાસી=( सम + न्यस्–ફેંકવું + इन् પ્ર. ) સંસારને–માયાને ફેંકવાવાળો.

નિર્વાહ=ગુજરાન ચલાવવું ( निर् + वह् ધા. )
મહત્વ=મોટાઇ.
દૃષ્ટિ=( દૃષ્-જોવું ) નજર.
શિલા=પત્થર.
ઝાંઝવાં=આંખમાં પાણી ભરાઇ આવવું તે.
ચાતુર્માસ=ચારમાસ=ચોમાસું.
સરતાં=( सृ. વહેવું ) વહેતા.
ઓર=વિચિત્ર.
ફોક=નકામું; વ્યર્થ.

## પ્રશ્નો.

૧. ચદુશૃંગ શિખરતું વર્ણન કરો.
૨. પર્વત ઉપર રહી શું શું દેખાતું હતું ?

## પાઠ ૩૫ મો.

રાક્ષસી વિસ્તારનાં=ઘણાં મોટાં ને પહોળાં.
ગીચ=ભરચક; પાસે પાસે.
જ્વરનાશક=( જ્વર-તાપ+નાશક-મટાડનાર) તાપને મટાડનાર.
અગત્યનાં=જરૂરનાં
ફળદ્રુપ=રસાળ.
સૌન્દર્ય=( સુન્દર વિશે૦ છે એને य પ્રત્યય લાગવાથી ભાવવાચક નામ બની ગયું છે) સુન્દરપણું.
કાષ્ઠૌષધી=( ષ. ત. સ. ) વનસ્પતિની દવા.
ઉદારતાથી=મોટા મનથી.
ટુંક નજરથી=થોડા લાભથી લલચાઇને.
પરિણામે=અંતે.
હાનિ=નુકસાન.
ઉન્મત્ત=ઉત્ + મત ) અવિચારી.
વોકળા=પાણીનાં નાળાં.
સંહાર=(सम् हृ ધા. હરવું) નાશ.
વિધવિધપ્રકારે=જુદી જુદી રીતે.
જનરલ=મોટા.
ડેરાડૂન=ઉત્તર હિંદમાંનું એક શહેર.
બગીચારૂપ=બગીચા જેવો=રસાળ ને સુંદર.
ટાંકણે=વખતે.
અવસર=સારો વખત; તહેવાર.
આબાદી=ચઢતી.

## પ્રશ્નો.

1. સિંકોનાનાં ઝાડ ક્યાં ઉગે છે?
2. જંગલથી શા લાભ થાય છે?
3. જંગલનો નાશ કરવાથી શું પરિણામ આવે છે?
4. આપણા દેશમાં જંગલનું રક્ષણ શી રીતે થાય છે?

## પાઠ ૩૬ મો.

ખલીફા=મહમદ પેગમ્બરની પછી ગાદીએ બેસનાર.
જમાનો=વખત.
ફીદાફીદા=ખુશ ખુશ.
તવંગર=પૈસાદાર.
નામના=કીર્તિ.
બેગ=એ જાતનો અમીરી ઈલકાબ.
આગા=શેઠ.
કઠિઆરો=લાકડાં વેચનાર.
વાંસો—પીઠ.
કરાર=સરત; ઠરાવ.
રિવાજ=ચાલ.
મુફ્તી=મુસલમાન ધારાશાસ્ત્રી.
કાજી=ઇનસાફ કરનાર.
વળ્યું નહિ=કામ થયું નહિ.
જુમ્માનો દિવસ=શુક્રવારનો દિવસ.
દસ્તબસ્તા=( દસ્ત=હાથ; =બસ્તા બાંધેલા) હાથ જોડીને, અદબસર.
ફરમાવ્યું=કહ્યું; હુકમ કર્યો.
લફ્જ=શબ્દ.
કાનુન=ધારા.
તારી બાજુપર—તારી તરફેણમાં.
ઉમદા=ઉત્તમ.
ખુબી=કળા.
સોબતી=સાથી.
દામ=પૈસા.
હાડકાંની ખરાબી થશે=માર પડશે.
રજુ=હાજર.
દરિઆફ=વિચાર.
ખસિઆણો=શરમિંદા.
દમ સુકાઇ ગયો=બહુ મહેનત પડી.
તમાશો=ખેલ.

## બોધ.

આપણે જેવાં કામ કરીએ તેવાં ફળ મળે છે, માટે બીજાને છેતરવાનું કે એવું બીજું કોઇ નીચ કામ કરવું નહિ.

## પાઠ ૩૭ મો.

શૌર્ય=(શૂર વિશે૦ + य)શુરાપણું
વાટપાડું=રસ્તામાં લૂટ કરનાર.
વીર=બહાદુર.
ધાડ=લુટારૂનો કાફલો.
પાળક=( पाल - પાળવું + अक ) પાળનાર.
ક્ષત્રીવટ=ક્ષત્રિયપણું.
કેશરીઆં=મરણીયા થઇ લડાઇમાં છેવટ સુધી લડવું તે.
સતીત્વ=( સતી + ત્વ, ' ત્વ ', ' તા ' ને ' य ' પ્રત્યયો ' પણું ' ના અર્થમાં લગાડાય છે. સતીપણું.
રૂવાં ઉભાં થવાં=કંપારી આવવી.
જોખમ=નુકસાન.
ખડક=પાણીની સપાટીએ ઉપસી આવેલો ટેકરો.
વીરબાળા–બહાદુર છોકરી.
સ્વાર્પણ=( સ્વ+અર્પણ ) જાતનો ભોગ આપવો તે.
જાન=જીવ.
યોગ્ય=લાયક.
સૂચના=ચેતવણી.
મુસીબત=હરકત.
આભ=વાદળ.
ટેક=પણ–પ્રતિજ્ઞા.
યુગ=જમાનો; વખત.

## પ્રશ્ન.

૧. પાળીઆ શા માટે ઉભા કરતા હશે ?
૨. પરદેશી લોકોના હુમલા સામે કયા કયા માણસો લડયા હતા?
૩. 'રણભૂમિ વિના બીજા સ્થળે પણ વીરપુરુષો શૌર્ય બતાવી શકે છે,' એ વાક્ય સમજાવો.

૪. માનસિક શૌર્ય બતાવનાર દાખલા આપો.

### બોધ.

પોતાના દેશના હિતને માટે પ્રત્યેક માણસે પરાક્રમ બતાવવું જોઇએ. પોતાના નિશ્ચયને વળગી રહી હમેશાં પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે બજાવવું. અનીતિથી મોટા લાભ મેળવવાની કદી પણ ઇચ્છા ન કરવી.

## પાઠ ૩૯ મો.

શ્રીમંત=(શ્રી–લક્ષ્મી + મંત–વાળો) લક્ષ્મીવાળો; પૈસાદાર.

ચક્રવર્તી=જેના તાબામાં ઘણા ખંડીઆ રાજા હોય એવો મોટો રાજા.

મહારાજાધિરાજ=( મહારાજા+અધિરાજ ) મોટા રાજાઓનો ઉપરી.

દિગ્વિજયી=('દિક્–દિશા + વિજય + ઇન્–વાળો ) બધી દિશાઓમાં વિજય મેળવનારો.

લખીતંગ=લખનાર (સં. लिख्यते ઉપરથી ટુંકામાં લિ૦ )

આજ્ઞાંકિત=( ષં. ત. સ ) આજ્ઞા પાળનાર; તાબેદાર.

સામંતશિરોમણિ=(સ. ત. સ ) બધા સામંતોમાં શ્રેષ્ઠ.

જત=( સં यत ઉપરથી ) જે.

યુદ્ધકૌશલ્ય=( કુશળ + 'ય'=કુશળતા ) લડાઇમાં કુશળતા.

પ્રસન્ન=રાજી.

સ્વીકારવું=કબુલ કરવું.

સહાય=મદદ.

પદવી=હોદ્દો.

છળભેદ=કપટ.

ઘાટ ઘડવો=મારવાને યુક્તિ કરવી તે.

ટીપ=યાદી, ખરડો, લીસ્ટ.

વંશપરંપરા=( પરંપરા–એક પછી એક આવવું તે; હાર ) વંશમાં ઉતરી આવતા માણસો.

વિખ્યાત=( વિ+ ખ્યા ધા. વખાણ કરવાં ) જાણીતું; પ્રસિદ્ધ.
કહેણ=વચન.
સ્વહસ્તે=પોતાને હાથે.
વિમળદેવી=સુરપાળની પત્ની અને જયશિખરીની બહેન.
ચાવડામણિ=( સ. ત. સ ) ('મણિ' એ શ્રેષ્ટતા વાચક પત્યય છે). ચાવડા રાજાઓમાં શ્રેષ્ટ.
રાજેન્દ્ર=( ષ. ત. સ ) ( 'ઇન્દ્ર' એ અહી શ્રેષ્ઠતા વાચક પ્રત્યય છે ) રાજાઓમાં ઇન્દ્ર જેવો અર્થાત શ્રેષ્ઠ.
સુભટોપરી=(સુભટ-બહાદુર યોદ્ધો +ઉપરી) યોદ્ધાઓનો ઉપરી.
તન=પુત્ર.
નીચ=હલકું.
ખેદ=શોક.
નિષ્કપટ=( 'નિષ્'-નહિ કપટ ) કપટ વગરનું.
રિપુ=દુશ્મન.
પ્રયાસ=મહેનત.
ધર્મયુદ્ધ=યુદ્ધના નિયમ પ્રમાણે લડવું તે. પહેલાંના વખતમાં આવા પ્રકારનાં યુદ્ધ થતાં. લડાઇ બંધ હોય ત્યારે બંન્ને પક્ષનાં માણસો એક બીજા સાથે બેસી આનંદ કરતાં અને જ્યારે લડાઇ ચાલુ થાય ત્યારે પાછા એક બીજા સાથે બહાદુરીથી લડતા. હાલના વખતમાં આવાં યુદ્ધ થતાં નથી. ઇતિહાસમાં ક્ષત્રિય જાતિ 'ધર્મયુદ્ધ'માટે પ્રસિદ્ધછે.
હેતુ=મતલબ; ઇચ્છા.
અધમ=નીચ.
દૈવયોગે=દૈવબળથી; કવચિત.
ફતેહ=જિત.
ફોડવા=લલચાવી પોતાના પક્ષમાં લેવા.
ખચીત=નક્કી.
ધર્મ=ફરજ.
દુર્દશા=નઠારી દશા.
દેશકલ્યાણભાવ=દેશનું હિત કરવાની લાગણી.
નખોદ=સત્યાનાશ.
વેદવાક્ય=વેદનું વચન; નિશ્ચિત વચન.

સત્યમેવજયતે=સત્યજ જય પામેછે.
ઇંદ્રાસન=ઇંદ્રનું આસન.
ત્રિલોક=ત્રણ લોક—સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ.
પ્રતિષ્ઠા=શાખ; આબરૂ.
રાજદ્રોહ=રાજની સામું ફિતુર કરવું તે.
ફિટકાર=ધિક્કાર.
બટ્ટો=કલંક.

## પ્રશ્નો.

૧. ભુવડ કયાંનો રાજા હતો ?
૨. જયશિખરી ઉપર ક્યારે અને શા કારણથી તેણે ચડાઇ કરી ?
૩. 'લક્ષ્મી ચાંલ્લો...ધરવું' એ વાકય સમજાવો.

## બોધ.

ભારે લાલચથી લોભાઈ પોતાના રાજાને કદી નુકસાન કરવું નહિ. પોતાનો ધર્મ બરાબર નહિ બજાવનારાં માણસો કદી સુખી થતા નથી. પૈસો, પદવી એ સર્વ વખત જતાં નાશ પામે છે પણ કરેલાં કર્મનાં ફળ તો વહેલાં મોડાં ભોગવવાંજ પડે છે.

મોટી લાલચથી સુરપાળ ડગ્યો નહિ એ તેનું માનસિક શૌર્ય ગણાય.

## પાઠ ૪૦ મો.

રાની=જંગલી.
હિંસક=હિંસા કરનાર અર્થાત્ પ્રાણીઓને ફાડી ખાનાર; ક્રુર.
નિભાવતાં=ગાળતાં.
ટાપુ=બેટ.
ઋષિપત્ની=ઋષિની સ્ત્રી.
વલ્કલ=ઝાડની છાલનાં લુગડાં.
ખ્યાલ=વિચાર.
યુક્તિ=કળા.
બેહદ=( બે+હદ ) હદ વગરનું; ઘણું.
રોજી=ધંધો.
આબાદ=સુખી.

એકત્ર=ભેગા.
અક્કલમંદ=બુદ્ધિશાળી.
આબાદ=સુખી; ચઢતી સ્થિતિનો.
ફીટશે=મટશે.

## પ્રશ્નો.

૧. માણસ જાતની આરંભની સ્થિતિ કેવી હતી?
૨. તેમાં કેવી રીતે સુધારો થતો ગયો?
૩. સંચાથી શા ફાયદા થાય છે?
૪. 'પાશેરમાં પહેલી પુણી' એટલે શું?

## બોધ.

બુદ્ધિબળથીજ માણસ જાત હાલની સ્થિતિમાં આવી શકી છે, માટે બુદ્ધિની કેળવણી ઘણી અગત્યની છે.

કોઇ પણ જાતની જરૂરત નડે ત્યારેજ તેની શોધ થાય છે.

## પાઠ ૪૨ મો.

**નોટઃ**–"અભિજ્ઞાન શાકુંતલ" નામનું સંસ્કૃત નાટક મહાકવિ કાલીદાસે લખેલું છે. તેનાં ગુજરાતીમાં ભાષાંતર થએલાં છે. તે ભાષાંતરમાંથી આ પાઠ લીધેલો છે. તે નાટકનો સાર નીચે પ્રમાણે છે.

વિશ્વામિત્ર ઋષિના અતિશય ભારે તપને લીધે ઇંદ્રને ચિંતા થઇ કે રખેને તે મારૂં પદ લઇ લેશે. એ વિચારથી ઋષિના તપનો ભંગ કરવા માટે ઇંદ્રે મેનકા નામની એક અતિ સુંદર અપ્સરાને ઋષિ પાસે મોકલી. તેણે નૃત્ય, ગાન, હાવભાવાદિ સ્ત્રીચારિત્ર્ય કરી ઋષિને તપથી ભ્રષ્ટ કીધા. પછી ઋષિએ મેનકા સાથે સંસાર માંડ્યો. કેટલાક વખત પછી મેનકાને એક પુત્રી જન્મી. મેનકાએ તે પુત્રી ઋષિને સોંપવા માંડી પણ ઋષિએ તેનો સ્વીકાર ન કર્યો. આથી

મેનકા તે પુત્રીને એક વૃક્ષ નીચે મૂકી સ્વર્ગમાં ચાલી ગઇ. હવે એવું બન્યું કે એક વખત કાશ્યપ ઋષિના શિષ્યો નદીએ સ્નાન કરવા જતા હતા. તેમની દૃષ્ટિએ પેલી બાલિકા પડી. ત્યાંથી તેઓ તે બાલિકાને ઋષિ પાસે લઇ ગયા. અને તેમણે ઋષિને તેની સઘળી હકીકત કહી. વૃક્ષ નીચે તે બાલિકાનું પક્ષીએ રક્ષણ કર્યું હતું તેથી તેનું નામ શકુંતલા ( શકુંત–પક્ષી+લા–રક્ષાએલી= પક્ષીઓએ જેનું રક્ષણ કર્યું છે એવી ) પાડયું. એ પ્રમાણે શકુંતલા કાશ્યપ ઋષિના આશ્રમમાં ઉછરી મોટી થઇ. તે તેની સખીઓ સાથે સઘળો વખત આનંદમાં ગુજારતી હતી. એક વખત ઋષિ પોતાના શિષ્યો સાથે પ્રભાસપાટણની જાત્રાએ ગયા હતા. તે દરમિઆન તેમના આશ્રમમાં દુષ્યંત નામનો સૂર્યવંશી રાજા શિકાર ખેલતો આવી પહોંચ્યો. શકુંતલાએ તેનો યોગ્ય સત્કાર કીધો. ઋષિના આશ્રમમાં આવું કન્યારત્ન જોઇ રાજા ખુશી થયો. તે ત્યાં કેટલોક વખત રહ્યો. ધીમે ધીમે રાજા અને શકુંતલા વચ્ચે પ્રેમ બંધાયો. પછી બંને જણ ત્યાં ગાંધર્વ લગ્નથી પરણ્યાં. શકુંતલાને દુષ્યંતથી ગર્ભ રહ્યો. પછી દુષ્યંત રાજા પોતાના નગર તરફ ચાલ્યો ગયો. જતી વખતે તેણે પોતાની ઓળખાણ સારૂ એક વીંટી શકુંતલાને આપી હતી, અને કહ્યું હતું કે હું નગરમાં ગયા પછી તને તેડવા મોકલીશ. પતિના વિયોગથી શકુંતલા અતિશય દિલગીર થઇ. એક વખત તે વિચારમગ્ન થઇ બેઠી હતી તેવામાં તેના આશ્રમમાં દુર્વાસાઋષિ આવી ચડયા. પણ તેની શકુંતલાને ખબર પડી નહિ. પોતાનો યોગ્ય સત્કાર નહિ થવાથી ઋષિ ક્રોધે ભરાયા. તેમણે શકુંતલાને શાપ દીધો કે 'તું જેનું ધ્યાન ધરી બેઠી છે તેનોજ તને વિયોગ થશે' ઋષિનાં એ વચન સાંભળી શકુંતલાની સખીઓ દિલ-

ગીર થઇ. પછી શકુંતલાને પણ એ વાતની ખબર પડી એટલે સર્વેએ ઋષિને ઘણી આજીજી કરીને માફી માગી. દયા લાવી ઋષિએ કહ્યું કે 'પાછળથી મેળાપ થશે' આ વાત બન્યા પછી થોડે વખતે કણ્વ ઋષિ યાત્રા કરી પાછા આવ્યા. તેમણે શકુંતલાની સઘળી હકીકત જાણી ઘણી ખુશી બતાવી. કેટલાક સમય પછી તેમણે શકુંતલાને પોતાના શિષ્યો સાથે દુષ્યન્ત પાસે મોકલી. રસ્તામાં એવું બન્યું કે એક નદીમાં સ્નાન કરતાં ( દુર્વાસા ઋષિના શાપને લીધે ) સાડીના છેડે બાંધેલી વીંટી સરી પડી. શકુંતલાને તે વાતની ખબર પડી નહિ, અને તે દુષ્યંત પાસે ગઇ. પણ તે શકુંતલાને વિસરી ગયો હતો. આથી તેણે શકુંતલાને પોતાને ઘેર રાખી નહિ. બિચારી શકુંતલા ત્યાંથી નિરાશ થઇ પાછી ફરી ને કાશ્યપના આશ્રમમાં આવી. ત્યાં તેણે એક પુત્રને જન્મ આપ્યો. તે પુત્ર આશ્રમનાં સર્વ પ્રાણીઓને ઘણો પજવતો હતો માટે તેનું નામ સર્વદમન પાડયું. હવે એવું બન્યું કે નદીમાં સરી પડેલી વીંટી એક માછલી ગળી ગઇ હતી. તે માછીને હાથ આવી. માછીએ એ વીંટી રાજાને આપી. વીંટી જોતાંજ રાજાને શકુંતલાનું સ્મરણ થયું. ( અહીં શાપનો અંત આવ્યો. ) હવે તેને ઘણો પસ્તાવો થયો. એક વખત તે રાક્ષસો સાથે યુદ્ધ કરવા ગયો હતો, ત્યાંથી પાછા ફરતાં તે ઋષિનાં દર્શન કરવા માટે આશ્રમમાં ગયો. ત્યાં એને સર્વદમન ને શકુંતલા મળ્યાં. આ નાટકમાં કવિએ ઘણાં મનોહર ચીત્રો ચીતર્યાં છે.

ખોવાયલી વીંટી જોતાંજ પૂર્વ સમયનું અભિજ્ઞાન—ઓળખાણ દુષ્યંતને થાય છે, અને એ રીતે બંનેનો મેળાપ થાય છે. તેથી એ નાટકનું નામ 'અભિજ્ઞાન શાકુંતલ' પાડયું છે.

તપોવન=( ષ. ત. સ ) તપ કરવાનું વન.
ભાંડુ=ભાઈબેન.
નમસ્કાર=નમ:+(कृ ધા. કરવું + अ) પ્રણામ; નમન.
પ્રણામપૂર્વક=(બહુવ્રીહિ સ. પ્રણામ છે પૂર્વે જેની તે ) પ્રથમ પ્રણામ કરીને.
પરિક્રમણ=( परि–ચારે તરફ + क्रम् ધા. ચાલવું + अन् ક્રિયા. પ્રત્યય ) ફરીને.
અલી=સખીનું સંબોધન.
પ્રિયવંદા=( ઉપપદ સમાસ ) પ્રિય બોલનાર સ્ત્રી. અહીં વિશેષ-વ્યક્તિવાચક નામ.
રાજપુત્ર=દુષ્યંત.
ઉત્કંઠા=તીવ્ર ઇચ્છા.
આશ્રમ=ઋષિનું રહેઠાણ.
પગ ઉપડતા નથી=જવું ગમતું નથી
તપોવન વિયોગ=( ષ. ત. સ. ) તપોવનથી છૂટાપડવું અર્થાત તપોવન મૂકીને જવું.
કેવળ=ફકત; માત્ર.
કવલ=કોળીઆ.
નર્તન=(नृत ધા–નાચવું + अन), નાચવું તે.
સકલ=બધી.
વનલતા=(ષ. ત. સ.) વનની વેલી.
પત્ર=પાંદડાં.
ઉભરા=ઉદ્‌ગાર.

સામટા અર્થ—હરણાં મોંઢામાંથી દર્ભના કોળીઆ નીચે નાખી દે છે, અને તારો વિયોગ થવાનો જાણી દુ:ખ થવાથી મોર પક્ષી નર્તન–આનંદ ભૂલી જાય છે. વનની સર્વ વેલીઓ જાણે ખરેખરી રૂદન કરતી હોય, તેમ પાંદડાં વેરી ( પાંદડાં ખરી પડે છે એ જાણે આંસુ પડતાં હોય એવી કવિ કલ્પના કરે છે ) પોતાની દિલગીરી દર્શાવે છે.

સંભારીને=યાદ લાવીને; સ્મરણ થવાથી
વનજ્યોત્સના=વેલનું નામ છે.
માનીજણી બેન=સગી બહેન.
સ્નેહ=પ્રેમ; હેત,
પ્રિય=વહાલી.
શાખારૂપી હાથ=ડાળીઓને હાથની ઉપમા આપી છે.
સંકલ્પ=નિશ્ચય.

ભર્તાર=(ભૃ ધા. ભરવું-પોષણ કરવું) પોષણ કરનાર; પતિ.
અવર=બીજા.
સમાન=બરાબર
સુકૃતથી=સારાં કર્મથી.
પ્રમાણ=યથાર્થ; જોઇએ તેવા.
વધૂ=વહુ
વર વિષે=વર મેળવવાની બાબતમાં તેની એટલે નવમાલિકાની.
ચિંતા=ફિકર.

અર્થ—મેં તારે માટે પતિનો નિશ્ચય મારા મનમાં પ્રથમથીજ કરી મૂક્યો હતો. તારાં સારાં કર્મથી-આચરણથી તને રૂપમાં, કુળમાં અને બીજા સદ્ગુણોમાં બરાબર અને જોઇએ તેવો પતિ મળ્યો. વળી મારી નવમાલિકાને પણ આંબારૂપી પતિ મળ્યો, તેથી ખરેખર એમની પણ જોડ થઇ. તમે બંને ( શકુંતલા ને નવમાલિકા ) સારા વર મળવાથી સુખી થયાં, તેથી તમારી બંનેની ચિંતા હવે મને મટી ગઇ.

સુપરત=સોંપણ.
આ બે જણની=ગૌતમી અને પ્રિયવંદાની.
લાડકડી=('ડી' લઘુતાવાચક પ્રત્યય છે) લાડ કરનારી.
ભારેવાદી=ગર્ભવતી.
નિર્વિઘ્ને=(બહુવ્રીહિ) (નિર્+વિઘ્ન) અડચણ વગર.
શુભ વર્તમાન=સારા સમાચાર.
કહાવજો=મોકલજો.
વીસરૂં=ભૂલું
સાહી=પકડી.
કુશ=દાભ.
રૂઝવા=મટવા.
અમળ=મેલ વગરનું.

સામટા અર્થ—મોઢામાં દાભની અણીથી પડેલો ઘા રૂઝવવા માટે તેં ચોકખું ઇંગુદિનું તેલ રેડયું હતું. વળી સામાની મુઠીઓ ખવરાવી ઉછેરેલો આ પુત્ર જેવો હરણો તને છોડીને જતો નથી. ( મૃગ પણ શકુંતલાના વિયોગથી દુઃખી થાય છે. )

કાં આવેછે=શા માટે આવે છે?
જણીને=જન્મ આપીને.
જતન=રક્ષણ.
ભગવાન='ભગવાન' (વિશે૦) નું સંબોધનરૂપ.
સંપ્રદાય=રિવાજ
તેડ=કિનારો.
વિસામો=આરામ.
મહાપ્રતાપી=મોટા પ્રતાપવાળો
(પ્રતાપ–પ્રાદિ સમાસ).
આપોઆપ=પોતાની મેળે.
વૃત્તિ=વલણ.
અવર=બીજી
સામાન્ય=સાધારણ
સત્કાર=માન.
પ્રાપ્ત થવો=મળવો.
ઉદય=ચઢતીસ્થિતિ; સુખ.
બંધુજનો=સગાં વહાલાં.

**અર્થ**—જાણે તપ એજ જેનું ધન છે એવા અમે ઋષિ સાથે તમારા જેવા ઉંચા કુળના ક્ષત્રિયનો સંબંધ થયો છે તેનો ખુશીથી વિચાર કરો. અર્થાત્ આપણો સંબંધ ઘણો શ્રેષ્ટ છે. તમારા ને શકુંતલાના હૃદયમાં એકલીની તરફ સ્નેહની લાગણી પોતાની મેળેજ જન્મી હતી. અર્થાત્ તમારો સ્નેહ સ્વાભાવિક રીતે થએલો છે. તમારો બંનેનો સંબંધ જોડવામાં બીજાં કોઇ સગાંવહાલાં વચમાં ન હતાં.

જેવી રીતે તમે તમારી બીજી બધી રાણીઓને બહુ માનથી રાખોછો તેવીજ રીતે આ—શકુંતલાને સામાન્ય—બીજીઓના જેવાજ માનથી રાખજો. એથી વધારે માન એને પ્રાપ્ત થવું એ એના નશીબની વાત છે, તે સંબંધી વહુનાં સગાંવહાલાંથી કંઇ વંચારે બોલાય નહિ.

## પ્રશ્નો.

1. શકુંતલા કોની પુત્રી હતી
2. કાશ્યપને એ શી રીતે પ્રાપ્ત થઇ?

૩. શકુંતલા કોની સાથે પરણી હતી?
૪. શકુંતલાને કોણે શાપ આપ્યો હતો? અને તે શા માટે?

**બોધ.**

માણસ પોતાના વિનયી વર્તન-આચરણથી સર્વને-પશુપક્ષીને પણ પ્રિય થઇ પડે છે. બીજું આપણે પશુપક્ષીઓ તરફ માયાળુ વર્તન રાખવું જોઇએ. શકુંતલાએ પોતાના સદ્ગુણોથી આશ્રમનાં સર્વ પ્રાણીઓનાં મન કેવાં હરણ કર્યાં હતાં તે આ પાઠથી જણાઇ આવે છે.

## પાઠ ૪૨ મો.

ઉમદા=ઉંચું-સારૂં.
ફેંડણી-કનડગત.
સોસવું=વેઠવું; સહન કરવું.
પ્રસંગ=વખત.
ખામોશ=ધીરજ.
વક્તા=( વચ્ ધા. બોલવું ) છ-
ટાથી ભાષણ કરનાર.
રાજદ્વારી=રાજકાજ કરનાર.
નીચ=હલકું.
દુષ્ટ=ખરાબ.
ગાળોનો વરસાદ વરસાવ્યો=ઘણી
ગાળો દીધી.
મુગે મોઢે=કંઇપણ બોલ્યા વિના.
બદમાસ=ખરાબ માણસ.
પીછો=કેડો; પુંઠ.
મશાલચી=મશાલ ઝાલનાર ચાકર.
આજ્ઞાધારી=આજ્ઞા ધારણ કરનાર
મતલબ કે હુકમ પાળનાર,
વિશ્વ વિખ્યાત= ( સા. ત. સ. )
દુનિયામાં પ્રસિદ્ધ.
પાનું પડયું=સંબંધ જોડાયો.
વૃષ્ટિ=વરસાદ.
ખરાબી=નુકસાન.
વિપત્તિ=દુઃખ.
મીઠું=સારૂં; લાભકારક.
સત્ય વચની=સાચું બોલનાર.
અચળ=ડગે નહિ તેવું; દૃઢ.
દુઃખનાં ઝાડ ઉગ્યાં=ઘણું દુઃખ
પડયું.

સમો=સમય; વખત.
સહેવું=સહન કરવું; વેઠવું.
હેબકો=ગભરાઈ.
ધૈર્ય=ધીરજ.
ધારો=રાખો.
સજ્યો=બનાવ્યો.
વિશ્વ=દુનિઆ.
તદાપિ=તોપણ.

**અર્થ**—પ્રભુ આપણે માથે સંકટ નાખે તો તે પણ સહન કરવું ને હમેશાં મનમાં રાજી રહેવું નહિ. ( દુઃખથી ગભરાવું નહિ ) દુઃખથી ગભરાઇને કદી હિંમત હારો નહિ પણ ઘણાં દુઃખ આવી પડે ત્યારે ઘણી ધીરજ રાખવી. ૧

ઇશ્વરે આ વિશ્વનો ખેલ મેઘના માંડવા જેવો બનાવ્યો છે. જેમ વરસાદ એકદમ આવે છે ને વળી ઘડીમાં જતો રહે છે તેમ સંસારમાં સુખદુઃખના પ્રસંગો અણધાર્યાં આવે છે ને વળી ચાલ્યા જાય છે, માટે ઘણાં દુઃખ આવી૦ ૨

એક વખત સારી ખબર મળે તો વળી એક વખત નઠારી ખબર પણ જાણવામાં આવે. યાદ રાખવું કે બધો વખત એક સરખો ( સુખમાં કે નર્યાં દુઃખમાં ) જતો નથી માટે ઘણાં દુઃખ આવી૦ ૩

દુઃખને પ્રસંગે જો આપણી કંઇ પણ યુક્તિ ન ચાલે તોપણ દુઃખ મનમાં લાવીને ગભરાઇ જવું તો નહિંજ. પરંતુ તેવે વખતે જે શાંતિ રાખી ઇશ્વરસ્મરણ કરે છે એજ સારો છે. માટે ઘણાં દુઃખ આવી૦ ૪

દુઃખપાશ=( કર્મ. સ. ) દુઃખરૂપી જાળ.
અસહ્ય=ન સહન થાય તેવાં.
અપુર્વ=(બહુ ચીહિ) જેની પહેલાં નથી તેવું.
જારી=ચાલુ.
પરિણામે=છેવટે.
રૂડો દહાડો=સુખનો વખત.
અભ્યાસ=મહાવરો.
જામી=ફેલાઇ.

## પ્રશ્નો.

૧. ક્ષમા અને ધૈર્ય એટલે શું ?
૨. એ ગુણો મેળવવાની શી જરૂર છે ?
૩. ધૈર્ય રાખનાર સ્ત્રી પુરુષોનાં દૃષ્ટાંત આપો.
૪. 'ધીરજનાં ફળ મીઠાં છે' એ વાક્ય સ્પષ્ટ રીતે સમજાવો.

## બોધ.

ક્ષમા ને ધીરજનો ગુણ રાખવાથી આપણને અનેક રીતે ફાયદો થાય છે. દૃષ્ટાંત આપી તે આ પાઠમાં સમજાવ્યું છે. બીજું, આવી પડેલા દુઃખથી ગભરાઇ ન જતાં તે દૂર કરવાના ઉપાયો કરવાથીજ લાભ થાય છે, એ ખાસ ધ્યાનમાં રાખવું. ત્રીજું, જ્યારે આપણને દુઃખ પડે ત્યારે રામ, સીતા, હરિશ્ચંદ્ર વગેરેના દાખલા ધ્યાનમાં રાખવા કે જેથી આપણું દુઃખ કંઇક ઓછું થાય ને મનમાં ધીરજ રહે.

## પાઠ ૪૪ મો.

ઉડતા રોગ=ચેપી રોગ.
લક્ષણ=ચિહ્ન.
પરમાણુ=ઘણી નાની રજકણ.
સૂક્ષ્મ=ઝીણું.
તંદુરસ્ત=નીરોગ.
શૈયડ=શળી.
અવધિ=મુદત; હદ.
પ્રાણહર=જીવ લેનાર.
વ્યાધિ=રોગ.
નિર્ગત=(બહુ વ્રીહિ સ૦) નબળો.
સલામતી=સારું.
પ્રસરે=(પ્ર+સૃ ધા-સરવું) ફેલાય.
વિષ=ઝેર.
પ્રાણઘાતક=પ્રાણ હરનાર.
નિર્મુળ=( બહુ વ્રી૦ સ૦ ) મુળ વિનાનું.
ગ્રેન=ઘઉંના દાણાના જેટલું વજન.

પ્લાસ્ટર=લેપ.
સન્નિપાત=તાવ જેવા ભારે રોગ-
થી દરદી ચાળા કરે છે તે.
સૂજવું=ફુલવું.
પાછું વળે=ઉલટી થાય.
અવશ્ય=જરૂર.

## પ્રશ્નો.

૧. ચેપી રોગ શાથી ઉત્પન્ન થાય છે ?
૨. એ રોગને ઉડતા રોગ કેમ કહે છે ?
૩. ચેપી રોગ કયા કયા છે ?
૪. કાલેરા ચાલે ત્યારે શી સાવચેતી રાખવી ?
૫. કાલેરા લાગુ પડયો હોય એવા દરદીની સારવાર શી રીતે કરવી ?
૬. શીળીનો રોગ શી રીતે થાય છે ?

## બોધ.

આરોગ્ય એ મનુષ્યને મોટું સુખ છે. **पहेलुं सुख ते जाते नर्या** એ કહેવત લક્ષમાં રાખવી. શરીરને નીરોગ રાખવા માટે ચોકખી હવા, ચોકખું પાણી ને તાજો ને નિયમસર ખોરાક લેવા દરેક માણસે કાળજી રાખવી. એ બાબતમાં બેદરકાર રહેવાથી ઘણી વખત ભયંકર રોગ લાગુ પડે છે. માટે દરેક માણસે પોતાનું આરોગ્ય જાળવવા ખાસ કાળજી રાખવી.

## પાઠ ૪૫ મો.

પ્રાચીન=ઘણા જુના ( प्राच– 'સૌથી આગળનો' અથવા પૂર્વ ( દિશાનું નામ ) ઉપરથી).
રિબાવ્યો=દુઃખ દીધું.
સુલાહ=સંપ.
અદલાબદલી=એક બીજાનાં પકડેલાં માણસ પાછાં આપવાં તે.
શરીરે ઘસાઇ ગએલો=નિર્બળ થએલો; જંગલી લોક તે કાથેંજિઅન.

સેનેટ=રાજસભા.
કાલાવાલા=આજીજી.
મસલત=સલાહની વાતચીત.
દોસ્તદાર=ભાઇબંધ; મિત્ર.
આગ્રહ=તાણ.
અભ્ય=પ્રતિષ્ઠિત માણસ.
પદ્દી=દરજ્જો.
માઠી=ખરાબ.
બળહીન=નિર્બળ.
આશ્ચર્ય=નવાઈ.
ધર્માચાર્ય—( ધર્મ+આચાર્ય—ગુરુ ) ધર્મ ગુરુ.
ઉમરાવ દીલ=મોટું મન.
રિબામણ=દુઃખ.
કારી જખમ=જબરો ઘા.
વ્યર્થ=નકામું=ફોકટ.
કોલ=વચન.
નમ્રતાપૂર્વક=( બ. વ્રી. સ ) નમ્રતાથી.

## પ્રશ્નો.

૧. રેગ્યુલસ કોણ હતો ?
૨. તેણે પોતાના દેશને શો લાભ કર્યો ?
૩. રેગ્યુલસનું નામ ઇતિહાસમાં શા માટે પ્રખ્યાત છે ?

## બોધ.

દરેક માણસે દેશાભિમાન રાખવું જોઇએ. પોતાના દેશના સુખને માટે પોતે ગમે તેવું સંકટ સહન કરવું. સુખની લાલચથી પોતાનું વચન તોડવું નહિ, કે દેશને ગેરલાભ કરવો નહિ.

## પાઠ ૪૬ મો.

નજીવી=હલકી.
જાન=જીવ.
ક્રમ=ગોઠવણ.
જખમી=ઘાયલ.
શિક્ષા—સજા.
સ્વાર્થ=(સ્વ—પોતાનો+અર્થ—લાભ) પોતાનો અર્થ કે લાભ.
પ્રસંગ=વખત.

નીવેડો=ફેંસલો.
એકદીલી=સંપ
પ્રવીણ=હોશિયાર
પરસ્પર=એક બીજા ઉપર
કુનેહ=ચતુરાઇ
નિમાજ=ખુદાની બંદગી કરવી તે.
( મુસલમાની ધર્મમાં પાંચ કામો ફરજિઆત છે ( ૧ ) ખુદા એક છે ને હજરત મહમદ સાહેબ તેના રસુલ છે એવું અરવી વાકય (કલમો) છે, તે ભણવું ને અંતઃકરણ પુર્વક સત્ય માનવું ( ૨ ) નમાજ—એક દિવસમાં પાંચ વખત ખુદાની ભક્તિ કરવી. (૩) રમજાનના રોજા (ઉપવાસ) કરવા ( ૪ ) ગૃહસ્થે હજ કરવી ( ૫ ) અમુક રકમ બાર મહીના સુધી જેના સ્વામિત્વમાં રહે તેનો ૧/૪૦ ભાગ ધર્માદા કરવો.

દિવાલ=ભીંત
મૂર્તિપૂજક=મૂર્તિને પૂજનાર
જીર્ણોદ્ધાર=જાુનું હોય તેને દુરસ્ત કરવું તે
સદરહુ=ઉપર કહેલો
યોગ્ય=લાયક
સ્થાન=જગા
બડીફજર=મળસકું
અગ્રેસર=આગેવાન
રાહ=વાટ
ઇશ્વરેચ્છા=ઇશ્વરની મરજી
ખ્યાતિ=આબરૂ
શુભચિહ્ન=સારી નિશાની
સંકેત=ગુપ્ત વિચાર
કફની=પહેરણ
કૃત્ય=કામ
અનેક=ઘણાં
પ્રસંગ=વખત.
કલ્યાણ=ભલું

## પ્રશ્નો.

૧. મુસલમાની ધર્મ કોણે સ્થાપ્યો ?
૨. મહમદ પેગમ્બરને શી હરકતો વેઠવી પડી ?
૩. મહમદ પેગમ્બર સાહેબે કજીઆ મટાડવા માટે શી ચતુરાઇ વાપરી તે કહો.

## બોધ.

કોઇ પણ નજીવી બાબતમાં કદી તકરાર કરવી નહિ. નઠારા માણસો સાથે કામ પડે તો થોડું નુકસાન વેઠી પણ સંપથી ચાલવું. બે પક્ષ વચ્ચે તકરાર ચાલતી હોય ત્યારે ચતુરાઇ વાપરી તેમની વચ્ચે સંપ કરાવવો એ પણ એક પ્રકારનો પરોપકાર છે.

## પાઠ ૪૮ મો.

પહેલા વર્ગના=ઉત્તમ
રમણીય=(રમ+અનીય) સુંદર
ગામઠી= ગામ લોકો પોતાના ખર્ચે ચલાવે તે; ખાનગી
મધુર=કોમળ અને મીઠું
દેવસ્થાન=( દેવ+સ્થાન–જગા ) સ્થાન–સ્થા ધા—ઉભા રહેવું + અન પ્રત્યય) દેવનું મંદિર
પદ=ભજન
મુળથીજ=નાનપણથીજ
અચ્છો=સરસ
ગવૈયો=(ગૈ ધા–ગાવું) ગાનાર
સંસ્કૃત=સંસ્કાર પામેલી અર્થાત્ સુધરેલી ભાષા. હિંદુ લોકનાં બધાં ધર્મ પુસ્તકો એ ભાષામાં લખાયલાં છે. દુનિઆની સર્વ ભાષાઓમાં સંસ્કૃત ભાષા શ્રેષ્ટ ગણાય છે.
કાળ=મરણ
ગુજરી ગયાં=મરી ગયાં
નિરાધાર=( નિર–નહિ+આધાર–મદદ) મદદ વગરનું.
મત=અભિપ્રાય
જાત્રા=( યા ધા. જવું ) તીર્થની જગાઓમાં ફરવું તે
કાશીવિશ્વેશ્વર=મહાદેવનું નામ છે. ( હિંદુસ્તાનમાં એવી બાર મૂર્તિઓ–જ્યોતિર્લિંગ છે તેમાં સોરાષ્ટ્રમાં સોમનાથ ( ૨ ) ઉજ્જયનીમાં મહાકાળેશ્વર ( ૩ ) દક્ષિણમાં રામેશ્વર ( ૪ ) કાશીમાં

વિશ્વનાથ ( ૫ ) ગોદાવરી તટે ત્ર્યંબક ( ૬ ) હિમાલયમાં કેદારનાથ એ મુખ્ય છે. )
લાવણી=એક જાતનો રાગ છે
સ્નાન=( સ્ના ધા—નહાવું+અન ) નહાવું તે
મઠ=આશ્રમ
કૃષ્ણ ચરિત્ર=કૃષ્ણનું વૃત્તાંત
આશીર્વાદ=આશિષ
કાવ્ય શક્તિ= (ષ. ત. સ) કવિતા બનાવવાની શક્તિ
દેશાટન=( દેશ+અટન—અટ ધા. — ફરવું ) દેશમાં ફરવું તે; મુસાફરી
અજબ=નવાઇ પમાડે એવી
સૃષ્ટિ સૌન્દર્ય= (ષ. ત. સ) દુનિઆની શોભા
રચના=( રચ્ ધા—બનાવવું+અન ) બનાવટ
કલ્પના=અનુમાન કરવાની શક્તિ
પ્રવાસ=મુસાફરી
નિમિત્ત=બહાનું
દરમિઆન=તે અરસામાં
વ્રજભાષા=ઉત્તર હિંદુસ્તાનમાં ચાલતી ભાષા
અભ્યાસ=મહાવરો
અનુભવ=મહાવરાથી મળતું જ્ઞાન
ઉગ્ર=તામસી=ચડાઉ
સ્વતંત્ર=છૂટો
મળતાવડો=માયાળું
ગુજરાન=નિર્વાહ
દેખાવડા=સુંદર; રૂપાળા.
લીન=ગરક થઇ જવું તે
રસિક=રસવાળા
આશીંગણ=આભારી
સદ્બોધ=સારી શિખામણ
ક્ષણભંગુર—ક્ષણવારમાં નાશ પામે તેવું
શૃંગાર=વીર, કરૂણ, રૌદ્ર શૃંગારાદિ નવ રસમાંનો એક
સાહિત્ય=ઇતિહાસ, અલંકાર, કવિતાને લગતા ભાષાના ગ્રંથો
દરકાર=પરવા; ગરજ
ઉભરો=મનની લાગણી
તરૂણ=જુવાન
પ્રકૃતિ=સ્વભાવ
અભ્યાસી=શિખનાર
સંગીત=ગાવાની કળા.

## પ્રશ્નો.

૧. દયારામનો જન્મ ક્યાં થયો હતો ?
૨. તેમણે કેવી રીતે કવિત્વ શક્તિ પ્રાપ્ત કરી ?
૩. મુસાફરીમાં તેમને શી અડચણો પડી ને તેથી તેમને શો લાભ થયો ?
૪. તેમનો સ્વભાવ કેવો હતો ?
૫. ગુજરાતના પહેલા વર્ગના કવિઓનાં નામ દો.

## બોધ.

મુસાફરીથી ઘણા ફાયદા થાય છે, એ બાબત લક્ષમાં રાખી દરેક માણસે પ્રસંગ આવે મુસાફરી કરવા ચુકવું નહિ. દરેક માણસને દુ:ખની કસોટીમાંથી પસાર થવું પડે છે. આપણે હમેશાં સાધુ પુરુષોનો સમાગમ કરવો.

## પાઠ ૪૯ મો.

પ્રપંચ=દગો; કપટ
વત્સ=પુત્ર, શિષ્ય વગેરેને બોલાવતાં વપરાતો શબ્દ
જી=મોટા માણસ બોલાવે ત્યારે નમ્રતા દર્શાવવા 'જી' વપરાય છે.
પ્રવેશ=(પ્ર+વિશ પેસવું) પેસવું તે.
કવિતાના અર્થ—ચાણાક્યના આવા નક તેડાથી દોષ વિનાનો માણસ પણ ભય પામે, તો હું તો તેનો ગુનેગાર છું માટે તે ઘાતકાથી કેમ ના ડરૂં ?
વણિક=વાણિઆ.
દુષ્ટ=ખરાબ.
રાક્ષસ=નંદ રાજાના પ્રધાનનું નામ.

અમાત્ય=પ્રધાન.
જાપતાબંધ=પાકા બંદોબસ્તથી.
પરિક્રમણ=ફરીને આવવું તે.
વિરાજીએ='બેસો' એ અર્થનો માનવાચક શબ્દ.
મર્મભર્યું=( પં. ત. સ. ) ભેદભર્યું.
અઘટિત=અયોગ્ય, હદથી વધારે.
આદરમાન=આવકાર, સત્કાર.
અકારૂં=કડવું; ખરાબ.
તેજ=ધમધોકાર (૨) પહેલાંનો.
અત્યંત=ઘણી.
આદરશક=મોટો વહેમ.
દોષ=અવગુણ.

ગત=મરણ પામેલો; મર્હુમ.
શરદઋતુ=એ નામની ઋતુ.
પૂર્ણિમા=પુનેમ.
તુલ્ય=બરાબર.
પરમ=વધારે.
પ્રસન્ન=રાજી.
પ્રિય=કલ્યાણ.
પ્રતિપ્રિય=ગમતુ કરી બદલો વાળવો તે
લાલચુ=લોભી.
કૃપા=મહેરબાની.
નિવૃત્તિ=નિરાંત.
ફરમાવો=કહો.
પ્રતિ=સામે.
અવિરુદ્ધ=વિરુદ્ધ નહિ તે; મળતું.
વર્તવું=ચાલવું.
અધન્ય=અભાગીયો.
વિરોધ=દુશ્મનાવટ.
અદ્યાપિ=હજીસુધી.
માજી=પહેલાંના.
ભય=બીક.
છુપાવી=ઢાંકી.
વિરુદ્ધ=ઉલટું.
વાગ્દોષ=( વાક્-વાચા+દોષ) વાણીનો દોષ.
નિર્દોષ=દોષ વિનાનું.
પ્રતિકાર=ઉપાય.
વિષ્ણુગુપ્ત=ચાણાકયનું બીજું નામ.
રખે=જોજો.

૧૦ નોટ-'મુદ્રારાક્ષસ' એ નામનું સંસ્કૃત નાટક વિશાખદત્ત નામે કવિએ રચેલું છે. એની વાત એવી છે કે પાટલી પુત્રનો રાજા નંદ, ધન અને બળના મદમાં અંધ થએલો હોવાથી લોકોને બહુ દુઃખ દેતો માટે તેને ચાણાકયે ગાદી પરથી ઉઠાડી મૂકી ચંદ્રગુપ્તને રાજ્ય અપાવ્યું. નંદનો પ્રધાન રાક્ષસ નામે હતો તેને પકડવા માટે ચાણાકયે પ્રયત્ન કર્યો. પણ તે ચંદનદાસ નામના કોઇ વણિકને ત્યાં ગુપ્ત રહ્યો હતો. ચાણાકયે તે વાત જાણી એટલે તે ચંદનદાસને બોલાવે છે ત્યાંથી આ પાઠની શરૂઆત છે. ચાણાકય ચંદનદાસને ઘણો ભય બતાવે છે પણ તે અમાત્ય રાક્ષસનું કુટુંબ સોંપતો નથી. આખરે ચંદનદાસની માલ મિલ્કત જપ્ત કરી તેને ફાંસી દેવાની શિક્ષા કરે.

છે. જ્યાં તેને ફાંસી દે છે ત્યાં અમાત્ય રાક્ષસ આવી ચંદનદાસને છોડાવે છે.

### પ્રશ્નો.

૧. ચાણાકય કોણ હતો ?
૨. ચંદનદાસે કોને આશ્રય આપ્યો હતો ?
૩. ચંદ્રગુપ્ત પહેલાં પાટલીપુત્રનો રાજા કોણ હતો ? શા માટે તેને પદભ્રષ્ટ કીધો ?
૪. ચંદનદાસ, ચાણાકયનો અપરાધી શા કારણથી હતો ?

### પાઠ ૫૧ મો.

સ્વરૂપ=દેખાવ.
ખંતીલા=ઉમંગી.
પ્રવાહ=( प्र+वह ધા. વહેવું ) વહેવું તે.
ભરતી=મોજાં ઉત્પન્ન થાય તે.
ઓટ=પાણીનું ઉતરી જવું.
ગંજાવર=બહુ મોટા.
શુમારે=આસરે.
સંરક્ષણ=( सम् + रक्ष ધા. રક્ષવું + अन ) બચાવ.
ખળભળાટ=ગરબડ.
આંચકો=હરકત.
મહાભારત=મોટું.
રાગિષ્ઠ=( रोग+इष्ठ શ્રેષ્ઠતા વાચક પ્ર ) વધારે રોગવાળું.
હેતુ=પ્રયોજન; ઈચ્છા.
ફળદ્રુપ=રસાળ.
અદ્ભુત=નવાઈ જેવું.
કસ=ગુણ, સત્વ.
ખુલ્લુ=સ્પષ્ટ; ઉઘાડું.
બખોલ=ખાડો; કાણું.
કૃત્રિમ=બનાવટી.
આડચ=અંતરાય.

### પ્રશ્નો.

૧. ભરતીઓટ એટલે શું ?
૨. હોલાંડ કેવી જમીનમાં આવેલો છે ?

૩. ફ્યુસિનસની આસપાસની હવા રોગિષ્ટ હોવાનું કારણ શું?
૪. નદી કાંઠાની જમીન લોકો શી રીતે ફળદ્રુપ બનાવે છે?

## બોધ.

માણસ જો ખંતથી કામ કરે તો તે વહેલું મોડું પણ પાર પડે છે એ યાદ રાખવું. બુદ્ધિબળથી માણસો અદ્ભુત કાર્યો કરી શકેછે.

## પાઠ ૫૨ મો.

દ્વેષ=ઇર્ષ્યા.
ડાઘ=દ્વેષ; સ્મરણ.
ગૂડી નાખવું=ખેતરમાં ઉછરતા પાકને કાપી નાખવો તે.
ગંજી=ચાકી.
ક્રુર=ઘાતકી.
ઠાર કરવું=મારી નાખવું.
પ્રસરવું=ફેલાવું.
દાબ=કાબુ.
અવધિ=હદ.
તિરસ્કાર=અનાદર.
ખડો કરવો=રજુ કરવો.
મહેણાં મારી=લાગણી દુઃખાવી.
દેશનિકાલ=દેશ બહાર કાઢી મૂકવો તે
વિયોગ=છૂટા પડવું તે.
મોંમાગ્યા=જોઈએ તેટલા; પુષ્કળ.
વાટખરચી=રસ્તાનું ખર્ચ–ભાથું, ભાડું વગેરેનું ખર્ચ.
વતન=પોતાનો દેશ–જન્મભૂમિ.
પ્રસંગ=બનાવ
પજવણી=દુઃખ દેવું તે
વિરોધી=વેરી
કાળા પાણીની=દેશનિકાલની
સતાવણી=પજવણી
ફસાય છે=ઠગાય છે
રિદ્ધિસિદ્ધિ=દોલત ને મોટાઈ

## પ્રશ્નો.

૧. દ્વેષ ને વેર એટલે શું?
૨. આફ્રિદી લોકોની બળવાન પ્રજા શા માટે થઈ શકતી નથી?
૩. કેવી પ્રજામાં ક્ષમા ને ઉદારતા હોય છે?

૪. સુખટીએ પોતાને કરેલા નુકસાનનો બદલો કેવી રીતે વાળી આપ્યો ?

૫. દ્વેષ કરનારનેજ નુકસાન થાય છે તેના દાખલા આપો.

બોધ.

સારા ને સમજુ માણસોએ દ્વેષ કે વેરની લાગણી રાખવી નહિ. દુશ્મનને પણ ક્ષમા આપી તેનું ભલું ઇચ્છવું એમાંજ આપણું ખરૂં ભૂષણ રહેલું છે.

પાઠ ૫૩ મો.

સહીસલામત=કંઈપણ જોખમ વિના
દીપમાળ=દીવા મૂકવા માટે ચણેલો થાંભલો.
લાંગરેલાં=ઉભાં રાખેલાં
બારા ઉપર=મુખ આગળ
ખરાબો=પાણીમાં નીકળેલો ટેકરો
કરામત=યુક્તિ
તબક=માળ; મજલા

પ્રશ્નો.

૧. દીવાદાંડી એટલે શું ?

૨. દીવા સ્થિર નહિ રાખતાં ફરતા રાખવાનું કારણ શું ?

૩. ગુજરાતનાં કયાં કયાં બંદરોમાં દીવાદાંડીઓ છે ?

પાઠ ૫૫ મો.

ટોચ=શિખર
લોકોક્તિ=( લોક+ઉક્તિ—બોલવું ) લોકનું બોલવું તે; કહેવત
સોનાનો વરસાદ વરસી રહ્યો છે=હુન્નર ઉદ્યોગ અતિશય હોવાથી ત્યાં પુષ્કળ પૈસો છે.
જંગી=ભારે
અજાયબી=નવાઇ
ભૂ રચના=( ભૂ+રચના ) જમીનની બનાવટ
આબોહવા=(આબ+હવા)હવાપાણી
ઉચ્ચ=સારૂં

લક્ષણુ=ગુણુ
જોગવાઈ=સગવડ
સફર=મુસાફરી
દાંતાવાળો=ખાંચાવાળો
બારકસ=મોટું વહાણુ
ખનીજ=(खनू–ખોદવું+ज–જન્મેલું) ખાણુમાંથી નીકળતા પદાર્થો
નિરંતર=દરરોજ
ઉત્સાહ=આનંદ
આંચકો ખાતા નથી=ડરતા નથી
વૃદ્ધિ=(वृद्ध ધા–વધવું+इ) વધવું તે
સૂઝી આવે છે=જણાઈ આવે છે
હિતચિંતન=ભલું થાય તે માટે વિચાર કરવો તે
પાછી પાની કરવી=ડરવું
સ્વાર્થ ત્યાગ=પોતાનો લાભ છોડવો તે
વ્યાવહારિક=(વ્યવહાર+इक) વહેવાર સંબંધી
વિશેષ=ખાસ
તરંગી=ફક્ત લાંબા લાંબા વિચાર કરી બેસી રહેવું તે.
ફરજ=કર્તવ્ય
ઘણી ઉંચી=તીવ્ર
નૌકા સેનાપતિ=દરિઆઈ સૈન્યનો ઉપરી
શ્રેષ્ઠતા=મોટાઈ
ગંજાવર=વિશાળ
સંમતિ=મત; અભિપ્રાય
મોકળા=સંકોચ વિના
સ્વાશ્રય=પોતાના પર આધાર રાખવો તે
સ્વાભિમાન=ટેક; સન્માન
પ્રતાપ=મહિમા
આબાદ=ઉચ્ચ; સારૂં
સુખસમૃદ્ધિવાળી=સુખી ને પૈસાવાળી

## પ્રશ્નો.

૧. અંગ્રેજ લોકની મોટાઇનાં કારણુ કહો.
૨. 'ઇંગ્લાંડના રાજ્યમાં સુરજ કદી આથમતો નથી' એ વાક્ય સમજાવો.
૩. જળ માર્ગે પહેલી પૃથ્વી પ્રદક્ષિણા કોણે કરી ?
૪. અંગ્રેજ પ્રજા વિષે નેલ્સન શું કહેતો ?

### બોધ.

દરેક માણસે પોતાના દેશનું અભિમાન રાખી દેશની આબાદી વધે તેવાં કામ કરવા પ્રયત્ન કરવો.

### પાઠ ૫૬ મો.

છેલ્લા દિવસો=મરણ સમયનો વખત
વિકળ=શિથિલ; નિર્બળ
ક્ષણભંગુર=ક્ષણવારમાં નાશ થાય તેવું
સત્તા=અમલ
ઉપભોગ=ભોગવટો
વિકળ=દોદરં; જીર્ણ
કેવળ=ફક્ત; માત્ર
રક્ષક=( ક્ષ્. ધા. રક્ષણ કરવું+અક) રક્ષણ કરનાર
પાલક=(पाल-પાળવું+अक)પાલણ કરનાર
એળે=નકામી; ફોકટ
માફક=પેઠે
ગમગીન=દીલગીર
ભયભીત-(પં. ત. સ. ભયથી ભીત-બીધેલો) ચિંતાતુર
વૃત્તિ=મનનું વલણ
ઇનસાન=એગમ
આલીશાં=વિશાળ
[illegible]ર=દોદરૂં
અત્યંત=ઘણું
કાબેલ=ચતુર
બાહોશ-હિંમતવાન
કપટનું પુતળું=કપટથી ભરેલો અર્થાત્ કપટી
જજીયાવેરો=મુસલમાની ધર્મ નહિ પાળવાના કારણથી હિંદુઓ પાસેથી લેવાતો કર
નામની=ઉપલક
તખત=ગાદી
સંધિ=સલાહ
અંબર=જયપુર નગરથી ત્રણ મૈલ છેટે આવેલું છે. જયપુર પહેલાં ત્યાં રાજધાની હતી. હજુ પણ ત્યાંનો રાજમહેલ જોવા લાયક છે.
કાવતરૂં=પ્રપંચ
શિરચ્છેદ=માથું કાપી નાખવું તે
સર થયો=તાબે થયો
શ્રમ=મહેનત
જે મહા પુરુષ એટલે શિવાજી

| | |
|---|---|
| વ્યવસ્થા=ગોઠવણ | તીખી=તીવ્ર. |
| ઐક્ય=(એક+'ય' ભાવવાચક પ્રત્યય) એકતા; એકપણું; સંપ. | વિધવા=(બ. વ્રી. સ.) ધણી વગરની સ્ત્રી. |
| ઝનુન=જુસ્સો | ધોકો=નુકસાન. |

## પ્રશ્નો.

૧. ઔરંગજેબનો સ્વભાવ કેવો હતો ?
૨. કયાં કયાં રાજ્ય તેણે ખાલસા કર્યા ?
૩. રજપૂતો સાથે તેને લડાઈ થવાનું કારણ શું ?
૪. મરેઠી બળ વિષે ઔરંગજેબ કેવો વિચાર રાખતો હતો ?
૫. મરેઠી વિગ્રહ વખતે દેશની સ્થિતિ કેવી હતી ?
૬. ભોપાળના યુદ્ધની હકીકત કહો.
૭. નાદિરની ચડાઈથી દિલ્હીની અને મોગલ પાદશાહની શી અવસ્થા થઈ ?

## બોધ.

આપણાથી ઉતરતા દરજ્જાના માણસો હોય તોપણ તેમની સાથે સંપ રાખવો. દુષ્ટ કામ કરવાથી પાછળથી પસ્તાવો થાય છે માટે હંમેશાં નીતિને રસ્તે ચાલવું. ઘણા માણસો સાથે વેર બાંધવું નહિ. નાના સરખા શત્રુથી પણ હમેશ સાવધ રહેવું.

**૧૧ નોટ**—મરેઠી રાજ્ય દિનપ્રતિદિન વધતુ જવાથી દિલ્હીના પાદશાહે મરેઠા સત્તાનો ધ્વંસ કરવા નિઝામ સાથે ખટપટ ચલાવી. નિઝામ સરકાર દિલ્હી ગયો ને મંત્ર કરી બાજીરાવ પેશ્વા સાથે યુદ્ધ કરવા નિશ્ચય કીધો. આ વખતે નિઝામ પાસે ઉત્તમ તોપખાનું હતું. તેણે ૧ લાખ સૈન્ય સાથે ભોપાળના અભેદ્ય દુર્ગમાં મુકામ કર્યો. આ વર્તમાન બાજીરાવને ખબર પડતાં તે અસંખ્ય સેના સાથે ત્યાં

આવ્યો ને તેણે ભોપાળની આજુબાજુ પોતાની સેના પસરાવી દીધી. ખોરાકને પાણીની તંગી પડવાથી નિઝામ ગભરાયો. આવા અણીના પ્રસંગે રાજા જયસિંહનો પુત્ર દશ હજાર રજપૂત સૈનિકો લઈ નિજામની મદદમાં આવા ઉભો પણ મરેઠાએ તેને હરાવી કાઢયો. હવે નિજામની ગભરાગણનો પાર ન રહ્યો. તેણે મદદ માટે દિલ્હી પત્રો લખ્યા પણ ત્યાંથી તેને મદદ મળી નહિ, છેવટે તેણે પોતાના પુત્રને હૈદ્રાબાદથી કુમકે બોલાવ્યો પણ મરેઠાએ તેને દક્ષિણમાંજ અટકાવ્યો. હવે નિજામે નિરાશ થઇ મહા યુદ્ધ કર્યું પણ તેમાં તે હાર્યો ને પાદશાહ પાસેથી મરેઠાને આખો પ્રાંત અપાવવાની શરતે નિજામે સલાહ કરી.

## પાઠ ૫૭ મો.

પૂર્ણકળા=ચઢતી.
દિનપરદિન=વખત જતાં
ફતેહમંદ=વિજયી.
યશસ્વી=યશવાળી; પ્રખ્યાત.
ચોથ=ઉપજનો ચોથો ભાગ.
ઉગરવું=બચવું.
મોટો વિચાર=ઘણી ચિંતા.
કટ્ટો વિગ્રહ=ભારે લડાઈ.
સુરક્ષિત=( સુ—સારીરીતે + રક્ષ—ધા +ઇત) સારી રીતે રક્ષાયલા—મજબુત.
પ્રયત્ન=મહેનત.
કારકીર્દિ=અમલ.

ઘર ફુટવું=ઘરનાં માણસો વિરુદ્ધ પક્ષમાં ભળી જાય તે.
નામની=હલકી; કહેવાની.
અનુપમ=(अन्+उपम ‘ઉપમા’ નું ટુંકુ રૂપ) ઉપમા આપી શકાય નહિ તેવું, ઘણું શ્રેષ્ઠ.
પ્રવર્તાવનાર=ફેલાવનાર.
ઇરાદો=વિચાર.
છત=સામાન
અલંકાર=ઘરેણાં, શણગાર વગેરે.
પ્રસંગોપાત=યોગ્ય સમય.
સમૃદ્ધિ=દોલત.

| | |
|---|---|
| એકાદ અવયવ તોડવા=એકાદ પ્રાંત પોતાને તાબે કરી લેવા. | એકત્ર=એકઠું. |
| | અભિષેક=ગાદીએબેસાડવાની ક્રિયા. |

### પ્રશ્ન.

૧. હિંદમાં ૧૭૩૮ થી ૧૭૬૦ સુધીમાં કયાં કયાં મોટાં રાજ્યો હતાં?

૨. મરાઠા લોકોની ચઢતીનું કારણ શું?

૩. મોટા મરાઠા સરદારો કયા હતા?

૪. બાલાજી બાજીરાવે કેવી રાજનીતિથી પોતાનો અમલ મજબુત કરી મોગલાઇ બળ તોડી નાખ્યું?

૫. ૧૭૬૧ ની લડાઇથી મરેઠી રાજ્યપર શી અસર થઇ?

### બોધ.

મોટાં કામ ધીરજ, ઉદ્યોગ ને સંપથી થાય છે. પોતાના વિચારનેજ વળગી રહી કોઇ પણ કાર્ય કરવું નહિ પણ અનુભવી માણસોની સલાહ લઇ કામ કરવાથી ઘણો લાભ થાય છે. હાથ લીધેલું કામ પૂર્ણ થાય ત્યાં સુધી પોતાના પક્ષનાં માણસોને નાખુશ કરવાં નહિ.

## પાઠ ૫૮ મો.

| | |
|---|---|
| વય=ઉમ્મર. | નૌકાધિપતિ=દરિઆઇ સૈન્યનો ઉપરી |
| હયાત=જીવતો. | ધડા વગરનો=સંતોષ વગરનો. |
| સમારવું=સુધારવું. | સમર્થ=શકિતમાન. |
| મના કરી=ના પાડી. | જલદ=ગરમ. |
| કોઠી=વખાર | કાસળ=મૂળ. |
| મુશીબતો=હરકતો. | પરિચય=સહવાસ. |
| કારાગૃહ=અંધારી કોટડી. | |

| | |
|---|---|
| તર્કટ=પ્રપંચ. | ફરમાન=હુકમ. |
| દસ્તાવેજ=ખત. | પદવી=અધિકાર, હોદ્દો. |

### પ્રશ્ન.

૧. અંગ્રેજ ને નવાબ વચ્ચે લડાઈ થવાનું કારણ શું ?
૨. અમીચંદ વિષે શું જાણોછો ?
૩. સિરાજ–ઉદ–દૌલાની રાજ્યનીતિ કેવી હતી ?
૪. કલાઇવે કેવો પ્રપંચ કરી નવાબને હરાવ્યો ?
૫. ૧૭૬૦ ની સાલમાં શા બનાવ બન્યા ?

### બોધ.

હાથ નીચેનાં માણસોને સ્વતંત્ર રીતે વર્તવા દેવાં નહિ. યાદ રાખવું કે કોઇ પણ કામ ઉતાવળથી અને વિચાર કર્યા વિના કરવાથી લાભ થતો નથી પણ નુકસાન થાય છે.

### પાઠ ૫૯ મો.

| | |
|---|---|
| કૌંસીલ=કારભારી મંડળ. | દુરંદેશીપણું=દીર્ઘ નજર |
| રેસિડંટ=દેશી રાજ્યમાં અંગ્રેજ સરકારતરફથી રહેતો અધિકારી | મુબઇ પાસેના બેટ=સાષ્ટી ને વસઇ. |
| ગણકારવું=લક્ષ આપવું. | તહ=કોલકરાર. |
| સોસવું=વેઠવું | મસલત=છુપી સલાહ. |
| પરાભવ=નાશ. | નામોશી=કલંક. |
| હરામી=ગેરવ્યાજબી | ખુશકીને રસ્તે=જમીનમાર્ગે. |
| મુક્ત=(મુચ્ ધા–છાંડવું+ત)છૂટો. | ઉઠાવ ॥ હતા=ઉપડયા હતા |
| નિકાસ=પરદેશ જતો માલ. | અણીનો સમય=મુશકેલીનો વખત. |
| ચાંચીઆ=દરિઆઇ લૂટારા. | જબરજસ્તી=બળાત્કાર. |
| સંધિવિગ્રહ=સલાહ ને વિગ્રહ. | ઉત્તેજન=મદદ. |
| | જમાવટ=વિસ્તાર. |

## પ્રશ્ન.

૧. હેસ્ટિંગ્સના વખતમાં કયા કયા વિગ્રહો થયા ?
૨. એણે હિંદના રાજ્યવહીવટમાં શો સુધારો કર્યો ?
૩. બૉર્ડ આવ કન્ટ્રોલ એટલે શું ?
૪. હેસ્ટિંગ્સના અમલથી કંપનીને શા લાભ થયા ?

## બોધ.

સાધારણ સ્થિતિમાંથી ઉંચો દરજ્જો પ્રાપ્ત કરી શકાય છે એ હેસ્ટિંગ્સના વૃત્તાંત ઉપરથી જણાઈ આવે છે.

## પાઠ ૬૦ મો.

આગળ પડવું=જાહેર કામમાં ભાગ લેવો
ધુસરામાં=જોખમમાં.
પ્રતિષ્ઠા=આબરૂ
સન્નિધિમાં=દેખતાં.
સગર્ભા=ગર્ભવાળી.
વફાદાર=વિશ્વાસુ
દૃઢ=કાયમ.
કૂલ=બધી.
અસાધારણ=સાધારણ નહિ તેવી-મોટી.
કુમક=મદદ.
ભમાવવું=સંદેહ ઉપજાવવો તે.
નાબુદ=નિર્મૂળ.
સમારંભ=મેળાવડો

વઝીરે મુતલક=સ્વતંત્ર એલચી.
ઇનાયત કર્યો=ભેટ કર્યો
દબદબો=ઠાઠ
તખ્ત=આસન.
ખિલત=સરપાવ.
નજર ધરી=ભેટ મૂકી.
પગરખાં=જોડાં
પતરાજી=અડાઇ.
અનુક્રમે=એક પછી એક.
સિધાવી=ચાલી.
અધમ=હલકું
સામ્રાજ્ય=આખું રાજ્ય
નામોશી=કલંકીત
દ્વેષ=ઇર્ષા

| | |
|---|---|
| પ્રસંગ=વખત | રાજ્યદ્વારી=રાજકારભાર કરનાર. |
| ડોલી ઉઠી=નબળી પડી. | ગણના=ગણતરી |

પ્રશ્નો.

૧. નાનાને ઉંચી સ્થિતિએ કોણે ચડાવ્યો?
૨. તેણે રઘુનાથ વિરુદ્ધ શું કામ કર્યું?
૩. નાનાના વખતમાં કયો મોટો બનાવ બન્યો?
૪. તેના મરણ પછી મરેઠી રાજ્ય શી રીતે નબળું પડયું?

બોધ.

દરેક માણસે દેશાભિમાન રાખવું. પોતે મુશ્કેલીઓ વેઠીને પણ દેશને ફાયદો થાય તેવાં કામ કરવાં.

**૧૨ નોટ**—'સિંધીઆની ઇ. સ. ૧૭૮૭ ની લડાઇ, ઇ. સ. ૧૭૬૧ પછી પેશ્વાઇ નબળી પડીને ઉત્તર હિંદમાં મહાદજી સિંધીઆ બળવાન થઇ પડયો. આ વખતે રજપૂતાનામાં માંહેમાંહે વિગ્રહ ચાલતો હતો તે વખતનો લાભ લઇ મહાદજીએ રજપૂતસ્થાનમાં પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન કીધો. જોધપુર રાજ્ય પાસેથી તેણે અજમેર લીધું ને દર ત્રણ વર્ષે ખંડણી ઠરાવી. વળી તેણે ઉત્તર-હિંદની મુસલમાન જાગીરો પણ જપ્ત કરવા માંડી. ઉત્તરહિંદમાં સૌથી મોટા મુસલમાન સરદાર મહમ્મુદબેગહમદાની તથા તેનો ભત્રીજો ઇસ્માઇલબેગ સિંધીઆની વિરુદ્ધ ઉઠયા. સિંધીઆએ જયપુર રાજ્યપર ચડાઇ કરી ત્યાંના રાજા પાસે ૬૦ લાખ રૂ. ખંડણી કબુલ કરાવી તેમાંથી કેટલોક ભાગ વસુલ કરી, ઠરાવેલી મુદતે બાકીની ખંડણી લેવા જ્યારે સિંધીઆનો માણસ જયપુર ગયો ત્યારે રજ-પૂતો સામા થયા ને જોધપુરનું સૈન્ય પણ જયપુરાધીશની મદદમાં

આવી ઉભું. વળી મહમ્મુદબેગ ને ઇસ્માઇલ પણ જયપુરની મદદમાં ભળી ગયા. આ લડાઇમાં રજપૂતોએ સિંધીઆની સેનાનો નાશ કર્યો. ત્યાર પછી પુનઃ લડાઇ થઇ. તેમાં પણ મહાદજી સખત હાર્યો. સિંધીઆ રણભુમિ છોડી દીગ સુધી પાછો ફર્યો, ને દિગનો કિલ્લો જાટ રાજાને આપી દીધો. અહીં તેણે પોતાની બીજી બધી સેનાને બોલાવી. રજપૂતોએ લડાઇ લંબાવી નહિ, કારણ કે તેમનો હેતુ સિંધીઆની લોભવૃતિ દાબી દેવાનો હતો, નહિ કે તેની સત્તાનો તોડવાનો. યુદ્ધ પછી રજપૂત સેના વિખરાઇ ગઇ. ઇસ્માઇલબેગ એકલો પડયો. કેટલાક દિવસ સુધી બેગ ને સિંધીઆ વચ્ચે ઝપાઝપી થઇ એટલામાં સિંધીઆએ સાંભળ્યું કે બાદશાહી સૈન્ય સાથે રોહીલા સરદાર ગુલામ કાદરબેગની મદદમાં આવે છે ત્યારે સિંધીઆ ગ્વાલીઅર સુધી પાછો ફર્યો. આ વખતે પેશ્વાની મદદ મેળવવા માટે તેણે નાનાને પત્ર લખ્યો હતો, ને પોતાને મદદ કરવા માટે તેને વિનતિ કરી હતી.

## પાઠ ૬૧ મો.

| | |
|---|---|
| પલટણ=લશ્કરની એક ટુકડી | તહ=સલાહ |
| રાજકીય=રાજ્ય સંબંધી. | આશ્રય=મદદ |
| અનુભવ=મહાવરાથી મળતું જ્ઞાન. | રૂચવું=ગમવું |
| નામના=કીર્તિ | ઇરાદો=વિચાર |
| ચોક્કસ=ખાતરીથી | જનરલ=મોટો |
| ખટપટ=તકરાર | ઝઝુમવું=ટમટમી રહેવું. |
| અલગ=દૂર | વિગ્રહ=લડાઇ |
| વડો=મોટો. | યોજના=ગોઠવણ |

કુશળ=ચાલાક
ઉદારતા=મોટું મન
અસંખ્ય=ઘણાં
જળાશય=નવાણ
સમરાવ્યાં=સુધરાવ્યાં
ફરજ=પોતાનું કામ
પ્રબળ=જોર
સ્વાર્થ=પોતાનો લાભ
મનસુબો=વિચાર
ભોગ આપવો=તજી દેવો
જિગર=મન
ઘર ભરવું=ગમે તેમ કરી પૈસો મેળવવો.
પ્રામાણિકતા=વહેવારમાં સાચવટ.
બરબાદ=દુ:ખી, હેરાન
બહેતર=ભલું; કલ્યાણ
ઘાટ ઘડે=વિચાર કરે
સ્થાનિક=દેશના
સ્પષ્ટ=ચોકખું
યોજના=ગોઠવણી
નામાંકિત=પ્રખ્યાત
ખિતાબ=ઇલકાબ; પદવી
પાણી ઉતારવતી=નબળી પાડતી

## પ્રશ્નો.

૧. આર્થર વેલેસ્લીની રાજનીતિ કેવી હતી ?
૨. કયા કયા વિગ્રહોમાં તેણે ભાગ લીધો ?
૩. નેપોલિઅન કોણ હતો ?
૪. 'તેનામાં ફરજ બજાવવાની લાગણી પ્રબળ હતી' એટલે શું ?
૫. 'પાણી' શબ્દ વિવિધ અર્થમાં વાપરી બતાવો.

## પાઠ ૬૨ મો.

સૈકુ=સો વરસનો કાળ
કંપનિ=વેપારી મંડળી
પગપેસારો=ધીમેધીમે ઘુસી જવું તે
કટ્ટો=જબરો.
જુંમો=જોખમ.
સૂચના=ચેતવણી.
ગુપ્ત મસલત=છાની સલાહ.
દહાડો વળવો=લાભ થવો.
જોખમ=નુકસાન.
સાબીત=પૂરવાર.

ફરમાવ્યું=હુકમ કર્યો.
ન છુટકે=કમ નથી.
કોશીશ=પ્રયત્ન.
વ્યર્થ=ફોકટ.
દાવો=હક.
બોલાચાલ=વર્તણુક.
મીઠા=મળતીઆ.
ફોડવા=પોતાના પક્ષમાં લેવા.
મુલાકાત=ભેટો.
વિષમ=ખરાબ.
ધા=હુમલો
ખંચાયો=અચકાયો.
ઉદ્ધતાઇ=ગર્વ.
પેન્સન=વાર્ષિક રકમ બાંધી આપવી તે.
નજરકેદ=સખ્ત ચોકી પહેરામાં રાખવું તે.

## પ્રશ્નો.

૧. ૧૮ મા સૈકાની આખરે કંપનિ સરકારની સ્થિતિ કેવી હતી?
૨. વેલેસ્લીએ દેશી રાજ્યોને તાબામાં લેવા શી યોજના કરી?
૩. છેલ્લો મરાઠા વિગ્રહ થવાનું કારણ?
૪. બાજીરાવના ગુણદોષ કહો.

## પાઠ ૬૩ મો.

મહંત=મોટો પુરુષ.
પ્રતિષ્ઠા=સ્થાપના.
નામના=કીર્તિ; મોટાઈ.
તરવાર હાથમાં લીધી=લડવૈયા બન્યા.
ઐક્યા=એકતા; સંપ.
મધ્યબિંદુ=વચમાં આવેલું શહેર, રાજધાની.
તિજોરી=ભંડાર.
લડાયક વૃત્તિ=લડવાનું વલણ.
દ્દઢતા=(દ્દઢ+તા–પણું) દ્દઢપણું
તેજ=જુસ્સો.
પાઇને=પોતાનો જુસ્સો સીખોને આપીને.
લોઢામાંથી પોલાદ બનાવ્યા=સાધારણ પ્રજામાંથી લડવૈયા બનાવ્યા.
મંત્ર=છૂપો વિચાર.

અજીત=જીતી શકાય નહિ તેવું.
મુલ્કાબ=ખિતાબ.
જેર કર્યાં=તાબે કર્યાં.
આણ વર્તાવી=સત્તા ફેલાવી.
પાખમાં લીધા=પક્ષમાં લીધા.
મુકરર=ચોકસ.
ધાસ્તી=બીક.
લથડવું=નબળું પડવું; અશક્ત થવું.
પ્રબળ=વધારે બળવાન.
અભિપ્રાય=મત.
તર્ક=અટકળ; અનુમાન.
પ્રત્યક્ષ=આંખ સામે. [ પ્રતિ–સામે
અક્ષ–આંખ. ]
મથ્યા=પ્રયત્ન કર્યા.
કૂલ સત્તા=બધો અધિકાર.
અંધાધુંધી=અવ્યવસ્થા; અંધેર,
વર્તાઇ=ફેલાઈ.
બેવફા=નિમકહરામ; વિશ્વાસઘાતી
કેર=જુલમ
તહ=સલાહ
આંખ ઉઘડી ગઇ=મર્મ સમજાઈ
ગયો
પીછો=કેડો.
સ્વીકારી–કબુલ કરી
સંતોષ–( સમ્+તુષ ધા. ધરાવું)
ધરાવું તે.
અણીનો વખત=સંકડામણ.

## પ્રશ્નો.

૧. સીખ પ્રજામાં લડાયક જુસ્સો કોણે આણ્યો ?
૩. તેમણે કેવી રીતે રાજ્યબંધારણ કર્યું ?
૩. ગુરુગોવિંદ વિષે શું જાણોછો ?
૪. સીખ સત્તા શી રીતે ને કેવા સંજોગોમાં વધી ?
૫. સીખ લશ્કર બળવાન હોવાનાં કારણ શાં ?

**૧૩ નોટ**—રણજીતસિંહના મરણ પછી અંધેર ચાલ્યું. આખરે રાજકુંવર દિલિપસિંહને ગાદીએ બેસાડી તેને નામે કારભાર કરવા 'ખાલસા' નામે એક સભા નીમી. એ સભામાં મહારાણી ચંદાકુંવર, લાલસિંહ, જોહારસિંગ, ગુલાબસિંગ ને ચતુરસિંગ એ મુખ્ય

હતા. સીખ લશ્કર ઘણું બાલિષ્ટ ને કવાયતી હોવાથી ઉપર કહેલા આગેવાનોને ડર લાગ્યો તેથી તેમણે સીખ લશ્કરનું બળ તોડવા તેને ( લશ્કરને ) અંગ્રેજી મૂલક પર ચડાઇ કરવા મોકલ્યું.

## પાઠ ૬૪ મો.

અતિઘોર—ઘણો ભયંકર
કસોટીએ ચડયાં—ખીલી નીકળ્યાં
અસંતોષ—નાખુશ
અત્ર— [ સં. માં अत्र—અહીં ઉપરથી ] અહીં
ભથ્થુ—મુસાફરી ખર્ચ
જૂજ—નજીવી
પ્રકોપ—[ પ્રાદિ સમાસ प्र+कुप् ધા. ] વધારે કોપ
બળવો—ફિતુર
ચેપ—અસર અથવા લાગણી
કતલ કર્યાં—મારી નાખ્યાં.
તખ્તનશીન—ગાદીએ બેસવું તે
દુવાઇ—આણ
સરંજામ— સામગ્રી
ભાઠાં—બાકાં
પગરવ—( ષ. ત. સ.) પગલાંનો અવાજ; ઘસારો.
મોખરે—આગળના ભાગમાં
જંગ—મારે યુદ્ધ
મોગલ પાદશાહ— શાહઆલમ
દાવાનળ—જબરો અગ્નિ
ક્રૂર—ઘાતકી
વફાદાર—વિશ્વાસુ
પ્રસરી—( प्र+सृ ધા. સરવું) ફેલાઇ

## પ્રશ્નો.

૧. બળવો થવાનાં કારણ શાં?
૨. બળવાની શરૂઆત કયાં થઇ?
૩. બળવામાં ભાગ લેનાર મુખ્ય દેશી માણસો કયાં હતાં?
૪. બળવો સમાવનાર અંગ્રેજ સેનાનીઓનાં નામ દો.

## પાઠ ૬૫ મો.

જાહેર કર્યું–જણાવ્યું
આણ–સત્તા
પ્રાર્થના–સ્તુતિ
હિત–લાભ
સફળ–પાર પડવું તે
દત્તક–કોઈના છોકરાને પોતાની મિલકતનો વારસ ઠરાવવો તે.
સનદ–પટ્ટો–[ લખી આપેલા ઠરાવ]
નિર્ભય–ભય વિના
હકુમત–દેખરેખ
સંબંધ–વ્યવહાર
કારકીર્દિ–અમલ
સુરક્ષિત–સારૂં રક્ષણ થએલું હોય એવું
મિત્રાચારી–દોસ્તી
આબાદ–સુખી
દુકાળ–[ दुष्काळ दुष्–નઠારો + काळ–વખત ) નઠારો વખત
અનેક=એકથી વધારે ઘણાં.
વૃદ્ધિ=વધવું તે
સુગમતા=સગવડ
અવલોકન=( अव+लुक ધા. જોવું +अन પ્રત્યય) બારીક જોવું તે
સમગ્ર=સામટું
ફરજ=ધર્મ
વિગત=બાબત
સ્પષ્ટ=ખુલ્લું
નિભાવતી=ભરણપોષણ કરતી
તગાવી=દુકાળના વખતમાં ખેડુત લોકોને સરકાર ખેતીનાં ઓજાર ખરીદવા જે વ્યાજે નાણાં આપે છે તે.
દુકાળ નિવારણ=દુકાળની હરકતો દૂર કરવી.
ઇસ્પિતાલ=દવાખાનું
ફંડ=ઉઘરાણું
સ્કોલરશિપ=વિદ્યાર્થીઓને મદદ માટે દરમાસે જે રકમ અપાય છે તે
બક્ષીસ=ઉદારતાથી આપવું તે.
કૌંસિલ=મંડળી
વરિષ્ઠ=મોટી
પ્રતિનિધિ=મેમ્બર
ગટર=ગંદાપાણીને જવાનો માર્ગ
કસ્બો=મોટું ગામડું
લાયકાત=યોગ્યતા
ભરતી=ઉમેરો
માહિતી=અનુભવ
અગ્રણી=આગળ પડતો ભાગ લેનાર

કોમ=જાત
પ્રસરવું=ફેલાવું

પ્રજાહિત=( ષ. ત. સ ) પ્રજાનું કલ્યાણ.

## પ્રશ્નો.

૧. કંપનિ પાસેથી માહારાણીએ હિંદનો કારભાર શા માટે પોતાના હાથમાં લીધો ?
૨. ઢંઢેરામાં રાણીએ દેશી રાજાઓને શી છૂટ આપી ?
૩. બળવા પછી દેશની સ્થિતિમાં શો સુધારો થયો ?
૪. દુકાળનું દુ:ખ ટાળવા સરકારે કેવા ઉપાયો યોજ્યા છે ?
૫. દેશી લોકોને કયા હક મળ્યા ?
૬. તેથી લોકોને ફાયદો શો થયો ?

## પાઠ ૬૬ મો.

નિરંતર=દરરોજ
પેટું=અંદરનો ભાગ
લક્ષ=ધ્યાન
ભૂસ્તરવેત્તા=પૃથ્વીનાં પડ સંબંધી વિદ્યા જાણનાર
થર=પડ
ભેળસેળ=મિશ્ર
હાડપિંજર=હાડકાનું ખોખું
પ્રાણિજ=પ્રાણીઓથી જન્મેલું
જ્વાળામુખી=જે પર્વતોના મુખમાંથી જ્વાળા નીકળે તે
ધરતીકંપ=ધરતીનું હાલવું તે
ઉપસી=તરી; ઉંચુ આવે તે
ઠેરઠેર=ઠેકાણે ઠેકાણે
અરસામાં=વખતમાં
અંશ=ભાગ
સંકોચાવું=રજકણો ભેગી થઈ જાય તે
પૃષ્ઠ=ઉપલો ભાગ; સપાટી
ઉદ્‌ભિજ્જ=વનસ્પતિમાંથી ઉત્પન્ન થતા પદાર્થો

## પ્રશ્નો.

૧. પૃથ્વીની અંદરના ખડકોના કેટલા વર્ગ પાડ્યા છે ? તેમનાં નામ ને હકીકત કહો.

૨. પૃથ્વીની અંદર એ ગરમી શી રીતે આવી ?
૩. એ ગરમીથી શા ફેરફાર થાય છે.

## બોધ.

પૃથ્વીની અંદરની રચના જોતાં પણ ઇશ્વરની અદ્દભુત ચાતુરી જણાઇ આવે છે અને બુદ્ધિ ખીલે છે, માટે પ્રસંગ આવે એવી બાબતનો પણ ખંત રાખી અભ્યાસ કરવો,

## પાઠ ૬૭ મો.

પ્રાચીન=( प्राच् એટલે સૌથી આગળનો અથવા 'પૂર્વ' એ સંસ્કૃત શબ્દ ઉપરથી ) પહેલાંના વખતનું; ઘણું જુનું
ભિન્ન=જુદું
માહીતી=અનુભવ
ફીનિશી=એશિઆઈ તુર્કસ્તાનમાંના સિરિઆ પ્રાંતમાંના ભૂમધ્ય સમુદ્રને કિનારે વસતી એક જાત
પોઠ=માલ લાધેલા બળદ
મહત્ત્વ=( महत्–મોટું+त्व. પણું) મોટાઈ
ધોકો=નુકસાન
સફર=લાંબી મુસાફરી
પ્રખ્યાત=(प्र+ख्या–વખાણવું+त) વખાણાતો; જાણીતો.
કોશીશ=વિચાર
સોઈ=સગવડ

## પ્રશ્ન.

૧. હિંદ જોડે પ્રથમ કયા લોકો વેપાર ચલાવતા ?
૨. ફીનિશી લોક પછી કયા લોકો વેપાર કરવા લાગ્યા ?
૩. તે વખતે હિંદ ને યુરોપ વચ્ચે વેપારના કયા માર્ગ હતા ?
૪. ડિઆઝ ને વાસ્કોડા ગામાએ કયો માર્ગ શોધી કાઢયો ?
૫. સુએઝનો રસ્તો કોણે ચાલુ કર્યો ?
૬. સુએઝની સંયોગીભૂમિ ખોદી તેની નહેર કરનાર મહા પુરુષનું જીવનવૃત્તાંત લખો,

## પાઠ ૬૮ મો.

રાજ્યાભિષેક=ગાદીએ બેસતી વખતે કરાતી ક્રિયા
તેજસ્વી=( તેજ + સ્વીન્ ઉપરથી ) તેજવાળું
મંદ મંદ=ધીમે ધીમે
જહાજ=નાનાં વહાણ.
કંગાળ=ગરિબ
બેડોળ=ઘાટ વગરના
પ્રવેશ=પેસવું

### પ્રશ્ન.

૧. મુંબઇથી પોર્ટ સૈયદ જતાં વચમાં આગબોટ ક્યાં ક્યાં ઉભી રહે છે ?

## પાઠ ૬૯ મો.

જોગવાઈ=સગવડ
પેઢીઓ=દુકાનો
વટાવી=પસાર કરી
બળતો પહાડ=જ્વાળામુખી
વમળ=ભમરા
પ્રવાસી=( પ્ર+ વસ્=પ્રવાસ + ઇન્ વાળો) પ્રવાસ મુસાફરી કરનાર.
બેચેની=ગભરાટ

### પ્રશ્ન.

૧. હિંદુસ્તાનથી વિલાયત જવાના મુખ્ય કેટલા રસ્તા છે ? તેમનાં નામ આપો ?
૨. હિંદની ટપાલ વિલાયત કયે રસ્તે જાય છે ?
૩. પોર્ટ સૈયદથી માર્સેલ્સ જતાં કયી કયી સામુદ્રધુનીઓ ઓળંગવી પડે છે ?
૪. ભુમધ્ય સમુદ્રમાં આવેલો અંગ્રેજ તાબાનો મુલક કહો.

## પાઠ ૭૦ મો.

મમાણુમાં=મુકાબલો
સમૃદ્ધિવાળું=ધનાઢ્ય
રળિઆમણું=સુશોભિત
ચોડા=પહોળા

પીલા=કુંપળો
હિંસારી=પ્રાણીઓને મારી નાંખનાર
માવજત=બરદાસ; ચાકરી
ગુજરાન=નિભાવ
આરંભ=શરૂઆત

## પ્રશ્ન.

૧. બ્રિટિશ બેટમાં મુખ્ય નગર કયાં છે?
૨. હિંદુસ્થાન સાથે કયા શહેરનો વેપાર ચાલે છે?
૩. હિંદની અને ગ્રેટબ્રિટનની આબોહવા સરખાવો?
૪. ત્યાંના લોકોની સ્થિતિ કેવી છે?
૫. બ્રિટન પર કયી કયી પ્રજાએ અધિકાર ભોગવ્યો છે?
૬. કોના અમલમાં તે દેશ સુધર્યો?

## પાઠ ૭૨ મો.

પદ્ધતિ=રીત
સત્તા=અધિકાર; અમલ
અમીર=ખાનદાન કુટુંબનાં માણુસ
મત=અભિપ્રાય
ઓવ્=છટ્ઠી વિભ૦ના અર્થમાં જેમ પ્રિન્સ ઓવ વેલ્સ=વેલ્સ પ્રાંતનો પ્રિન્સ (રાજકુમાર).
કોમન્સ=સાધારણ લોક
પ્રતિનિધિ=લોકોએ પોતાના વતી મોકલેલો માણુસ
ધર્માધ્યક્ષ=ધર્મગુરુ
અધ્યક્ષ=પ્રમુખ
હસ્તક=હાથમાં
મંત્રી=(મંત્ર—છૂપો વિચાર + 'ઇન' વાળો) છૂપો વિચાર કરનાર
વડો=મોટો
ખજાનો=ભંડાર
જવાબદારી=જોખમ
યોજના=ગોઠવણુ
ઉમેદવાર=ઇચ્છા રાખનાર
મુખ્ય=મોટી
અપીલ=નીચલી કોર્ટનો ફેંસલો અરજદારને નાપસંદ પડે અથવા ગેરવાજબી છે એમ લાગે તો ન્યાય મેળવવાને માટે ઉપલી કોર્ટમાં અરજ કરવી તે

ચાર રાણીઓ=(૧) મેરી પહેલી તેનું લગ્ન ફ્રાન્સના બીજા ફિલિપ સાથે થયું હતું. (૨) ઇલિઝાબેથ એ કુંવારી રહી હતી. એના વખતમાં ચીનમાંથી ચા, અમેરકામાંથી બટાટા ને તમાકુ અને જર્મનીમાંથી ગજવામાં રાખવાનાં ઘડીઆળ વિલાયતમાં દાખલ થયાં હતાં. (૩) એન (Anne) આના વખતમાં જિબ્રાલ્ટર ને સ્કોટલાંડ ઇંગ્લાંડ સાથે જોડાયાં. (૪) વિકટોરિઆ—ચોથા વિલ્યમની ભત્રીજી થાય. તેમનું લગ્ન જર્મન શાહજાદા આલ્બર્ટ સાથે થયું હતું.

અંધેર=અવ્યવસ્થા.

## પ્રશ્ન.

૧. બ્રિટિશ રાજ્ય વહિવટ કોણ ચલાવે છે?
૨. પાર્લામેન્ટનું બંધારણ કેવી રીતે કર્યું છે?
૩. અમીરોની સભામાં કોણ બેસી શકે છે?
૪. બન્ને સભાઓનું મુખ્ય કામ શું છે?
૫. રાજાના હાથમાં શી સત્તા છે?
૬. બ્રિટિશ બેટમાં મુખ્ય સત્તા કોની છે?
૭. એ સત્તાને લીધે તેમને શા લાભ થયા છે?
૮. હિંદમાં જ્યારે તેવી ( કાયદાની ) સત્તા હતી નહિ ત્યારે શી હરકતો નડતી તે સવિસ્તર કહો.

## પાઠ ૯૨ મો.

વિસ્તાર=લંબાઇ પહોળાઇ
છાછરૂં=બહુ ઉંડું નહિ તે
ગાઢી=સજ્જડ
તરેહ=જાત
ચાલચલણ=રીત રિવાજ
ગમ=તરફ
રમણીય=સુંદર
ધનાઢ્ય=(તૃ. ત. સ.) પૈસાથી ભરપુર
પાત્ર=નદીનું તળીઉં

### પ્રશ્ન.

૧. ફ્રાન્સની આબોહવા કેવી છે ?
૨. ફ્રેંચને અંગ્રેજોના રીતરિવાજો કહો.
૩. ત્યાંની રાજ્યપદ્ધતિ કેવી છે ?
૪. પ્રેસિડંટના હાથમાં શી સત્તા છે.

## પાઠ ૭૩ મો.

| | |
|---|---|
| તમામ=બધા | સ્વાદિષ્ટ=(સ્વાદ+ઇષ્ઠ–શ્રેષ્ઠતાવાચક પ્ર૦) ઘણા સ્વાદવાળું |
| સામટે મેળે=એકંદરે | માત્ર=ફક્ત |
| સપાટ=ખાડા ટેકરા વિનાનું | હોંશ=ઉમંગ |
| અઘોર=બિહામણું | કંગાલ=ગરીબ |
| રાન=જંગલ | ચોડા=વિશાળ |
| કલણ=જમીનમાં કળી–ખૂંચી જવાય તેવું | કૌશલ્ય=(કુશળ+ય ભા. પ્ર.)કુશળતા |
| ઉજ્જડ=ઝાડપાલા વિનાનું | |

### પ્રશ્નો.

૧. રશિયાને બ્રિટિશ રાજ્ય સાથે સરખાવો ?
૨. ત્યાં કયી કયી ધાતુઓ નીકળે છે ?
૩. રૂશ પ્રજા ગરીબ હોવાનાં કારણ ?
૪. ત્યાં રાજ સત્તા કોના હાથમાં છે ?
૫. બધી સત્તા રાજા પાસે હોવાથી પ્રજા પર શી અસર થાયછે?

**૧૪ નોટ**—પોલાંડના મુખ્ય શહેર ક્રાકોની મીઠાની ખાણો દુનિઆમાં ઘણી પ્રસિદ્ધ છે, તેની લંબાઇ ૪૬૦ મૈલ ને પહોળાઇ ૨૦ મૈલ છે તેમાં ઘણાં મકાનો કોતરી કાઢેલાં છે. દરરોજ ૭ હજાર માણસોને તે ખાણમાં રોજી મળે છે.

## પાઠ ૭૪ મો.

કાળ=વખત
ઉદય પામી=ચઢતી સ્થિતમાં આવી
અસ્ત=(अस् ધા. ફેંકવું + त ભૂ. કૃ. ના પ્ર૦) ફેંકેલું-આથમેલું હલકી સ્થિતિમાં આવી પડેલું
અમલ=અધિકાર
સંસ્થાન-તાબાનો મુલક
ફળદ્રુપ=રસાળ
કુળ=વંશ
અરણ્ય=જંગલ
અત્તર=સુગંધિદાર પદાર્થોમાંથી ખેંચી કાઢેલું સત્વ
લાદી=નાખી
આયાત=દેશમાં આવતો માલ
નિકાશ=પરદેશ જતો માલ
કમાવેલાં=તૈયાર કરેલાં
સર્વોપરિ=સર્વથી ચઢતું
મોસમ=વખત
સંત=સાધુ પુરુષ
હેરાન=દુઃખી
મળતાવડા=માયાળું
આગતાસ્વાગતા=(आगत-આવેલા +स्वागत) આવેલા માણસ-ની સેવાચાકરી કરવી તે
નખતેલ=તેલની એક જાત
ખંડેર=જીર્ણ ઇમારત

### પ્રશ્નો.

૧ પૃથ્વીપર મુસલમાની રાજ્ય કયાં કયાં છે ?
૨. તુર્કસ્તાનના તાબાનો મુલક કહો ?
૩. તુર્કી રાજ્ય કોણે તોડયું હતું ?
૪. ત્યાંની રાજ્યવ્યવસ્થા કેવી છે ?
૫. તેમાં પ્રસિદ્ધ શહેર કયાં છે ?
૬. ઇરાનમાં કઇ પ્રજા વેપાર ચલાવે છે ?

---

૧૫ નોટ—તુર્કી શહેનશાહતનો વિસ્તાર પ્રથમ ઘણો હતો, પણ ૧૭ મા સૈકાથી તે પડતી સ્થિતિમાં આવ્યું અને ૧૮૭૮ માં

આ રાજ્ય રશિઆએ તોડી નાખ્યું, તેથી તેના બોસ્નીઆ ને હરઝીગોવિના પ્રાંતો આસ્ત્રિઆમાં ભળ્યા, ઇ. સ. ૧૮૩૦ માં ઍાલજીર્સ ને ૧૮૮૧ માં ટયુનિસ પ્રાંત ફ્રાન્સે લઇ લીધો, હાલમાં ત્યાં ત્રિપોલી એકલું તેના તાબામાં છે ત્યાં તુર્કસ્તાનમાં સિક્ષણુ મફત ને ફરજિઆત છે, સર્વ દેશો કરતાં ધર્મની કેળવણી ત્યાં સારી અપાય છે, થોડાંક વર્ષથી જર્મનિ સાથે આ રાજ્યનો ગાઢ સંબંધ થયો છે. જર્મનીએ ધીમે ધીમે આ રાજ્યમાં પોતાની લાગવગ વધારી દીધીછે.

---

ઈરાનમાં હાલ બે સત્તા ચાલે છે. ઉત્તરમાં રશિઆની ને દક્ષિણમાં અંગ્રેજની એ બંને પ્રજાએ ધીમે ધીમે પગ પેસારો કરી લાગવગ વધારી સત્તા મેળવી છે.

---

## પાઠ ૭૫ મો.

બોડા=ઝાડપાલા વિનાના; સુકા
શુમારે=આશરે
અદેખાઇ=ઇર્ષ્યા
સગવડ=ગોઠવણ
આંચકો ખાય છે=ખેંચાય છે
માહિતી=અનુભવ
તાલેવર=પૈસાદાર
ભૂષણુ=શણુગાર
ફસકસાવીને=ખેંચીને
સ્વારી=હુમલા
ભીંત=મજબુત દિવાલ. આ દિવાલ આખી પૃથ્વીમાં અદ્દભુત નમુના રૂપ છે.
મુખ્યત્વે=ઘણું કરીને
એકે=એક પણ
બળતા...સંબંધ=પૃથ્વીના પેટામાં અતિશય ગરમી હોવાથી પાણી, પત્થર ને ધાતુઓ પીગળી તેનો રસ થઇ વરાળ થાય, તે વરાળને રહેવા ઘણી જગ્યા

| | |
|---|---|
| જોઇએ એટલે તે ઉપર આ-વવા પ્રયત્ન કરે તેથી ધરતીકંપ થાય. | પંક્તિ=હાર |
| | શિક્ષણુપદ્ધતિ=શિખવવાની રીત |
| | નિપૂણુ=હોશિયાર |
| આંચકા=ધક્કા | ફત્તેહ=જીત |

૧૬ નોટ—હમણાં યુરોપમાં ચાલતા વિગ્રહને લીધે ત્યાંથી અહીં આવતો માલ અટકી ગયો છે. આ લાભ લઇ જાપાને હમણાં આ દેશમાં પુષ્કળ માલ મોકલવા માંડયો છે તેથી ત્યાંના વેપારને સારૂં ઉત્તેજન મળ્યું છે. ત્યાંની ઘણીક વેપારી પેઢીઓને જાપાનની સરકાર તરફથી મદદ મળે છે, આખા એશિઆ ખંડમાં સુધારામાં આગળ વધેલું ને બળવાન રાજ્ય આ છે. ઇ. સ. ૧૯૦૫ માં આ રાજ્યે રશિઆને હરાવ્યું હતું. હમણાં તે ચીનમાં પગ પેસારો કરવા લાગ્યું છે.

### પ્રશ્નો.

૧. ચીના લોકના રીત રિવાજ કેવા છે?
૨. એ દેશમાં અદ્દ્ભુત વસ્તુ કઇ છે?
૩. ત્યાંના લોકનો પહેરવેશ કેવો છે?
૪. જાપાનનું રાજ્ય શાથી ચઢતી સ્થિતિમાં આવ્યું?
૫. ચીનાઇ ને જાપાનીઝ પ્રજાનો મુકાબલો કરો.

## પાઠ ૭૬ મો.

| | |
|---|---|
| ચોમેર=ચારે તરફ | બારીક=ઝીણું |
| અગણિત=ગણી શકાય નહિ તેવું | નિહાળવું=જોવું |
| વાસ્તવિક=સામાન્ય | ભેદ=તફાવત |
| અવકાશ=જગા | વર્ગ=ભાગ |

ઉદાહરણ=દાખલો; દષ્ટાંત
મરજી=ઇચ્છા
સિદ્ધ=સાબિત
શક=વહેમ
રૂપ=અવસ્થા

## પાઠ ૭૭ મો.

વિશેષ=વધારે
પ્રત્યેક=( પ્રતિ+એક ) દરેક
સૂક્ષ્મ=ઝીણું
બુંદ=ટીપું
સમૂહ=જથો
છિદ્રાળુ–છિદ્રોવાળું
ઘટ–જાડું
રૂપાંતર–રૂપમાં ફેરફાર થવો તે
જડ–હાલી ચાલી શકે નહિ તેવું
જડત્વ-(જડ+ત્વ=પણું) જડપણું
અદૃશ્ય–દેખાઇ નહિ તે
પૃષ્ઠ–સપાટી
વાતાવરણ-(વાત–હવા + આવરણ-ઢાંકણ) હવાનું ઢાંકણુ
અવિનાશીપણું–જેનો નાશ ન થાય તેવું.

## પાઠ ૭૮ મો.

સ્થિર–(સ્થા ધા. થોભવું ) હાલે ચાલે નહિ તે
સ્થળાંતર–સ્થળમાં ફેરફાર થવો તે
વિકાર–ફેરફાર
ઉપાધિ–કારણ
બાહ્ય–બહારનું
ગતિમાન–ગતિવાળું
અનંત–(અન્–નહિ+અંત–છેડો) જેનો છેડો ન આવે તે
હડસેલી–ખસેડી
વલણ–જોર
દિવાલ–ભીંત

## પાઠ ૭૯ મો.

અસલના=પહેલાંના
મુસીબત=હરકત
ધોરણ=રીત
યાંત્રિક=યંત્રનું
તોટો=નુકસાન

### પાઠ ૮૦ મો.

કડાકુટ=મહેનત
હીકમત=યુક્તિ; કળા
સ્થાયી=કાયમ
સહજ=માથાકુટ વગર; થોડી મહેનતે થાય તેવું
ગોદી=અંદરમાં વહાણને લાંગરવાની જગા
વકાસ=જગા
સ્ક્રૂ=પેચ
પસિઆરૂં=ખીલી બેસાડવાનું નાકું
બુટ્ઠા=ધાર વગરના

### પાઠ ૮૧ મો.

ગતિ=ચાલ
આકર્ષણ=(आ+कृष्-ખેંચવું+अन) ખેંચાણ
ગુરુત્વ=(गुरु-ભારે+त्व-પણું) ભારેપણું.
પ્રયોગ=અખતરો
સિદ્ધ=સાબિત
તત્વવેત્તા=(तत्-તે+त्व-પણું+विद् ધા. જાણવું+अ) તે પણાને જાણનાર અર્થાત્ ગૂઢ વિષય જાણનાર
નિરીક્ષા=અવલોકન
પૂજ્યભાવ=પવિત્ર લાગણી

### પાઠ ૮૨ મો.

એકત્ર=એકઠું
વિરુદ્ધ=ઉલટું
રેખા=કલ્પિત લીટી
અવશ્યનું=જરૂરનું
બીના=બાબત; હકીકત
સીંચી=ગોઠવી
સલામત=સુખરૂપ

### પાઠ ૮૩ મો.

નડતર=અટકાવ
મોજાં=તરંગ
પ્રકાર=જાત
ઇંદ્રિયબોધ=(ચ. ત. સ) ઇંદ્રિયને જ્ઞાન થાય તે
પુંજી=હાલી

દૃષ્ટિ=નજર
બેશક=શક વગર અર્થાત્ ખરેખર
પડઘો=સામો અવાજ

ઉષ્ણતા=ગરમી
નાજુક=કોમળ
શુમારે=આસરે

## પાઠ ૮૪ મો.

તોળી=જોખી
ધ્રૂજતી=હાલતી
પ્રકાશિત=તેજસ્વી
પ્રતિસારક=ફે [illegible]વનાર

નીરંજક=મનને આનંદ આપનાર
વિરંગ=જુદા રંગવાળું
જ્યોત=ઝાળ
જમાવ=સંચય; એકઠું થવું તે

## પાઠ ૮૫ મો.

ઉનો=ગરમ
ગજ=સળી [illegible]
વાહક=વહે [illegible]ડાવનાર
મંદવાહક ધીમે વહી શકે તેવા
ભાગ્યે=[illegible]
સંસર્ગ=[illegible]બંધ

ભ્રમણ =(भ्रम् ધા. ફરવું+अन) ફ[illegible]વું તે
સંયોગ =(सम्+युज्–જોડવું)મેળા-[illegible]; જોડાવું તે
બાજઠ =ચોરસ ઘાટનો પાટલો
શોષણ =ચુસાઇ જવું

## પાઠ [illegible] મો.

પીગળ[illegible]=ઓગ[illegible]વું
ઉષ્ણ[illegible]માપક ગરમી માપનારૂં
દ્રાવ બિંદુ= [illegible]ગળ[illegible]નું બિંદુ
આ[illegible] [illegible]=શી[illegible]વું
આં[illegible]ળી હલાવી

કૃત્રિમ =બનાવટી
નિકટ =પાસે
પોત =પ્રવાહી પદાર્થમાં [illegible]ળેલા ગુગડાના કકડા
ઝરપ[illegible]=ધીમે ધીમે નીકળતું

## પાઠ ૮૭ મો.

હરકોઇ=ગમે તે
સ્વપ્રકાશક=પોતાની મેળે પ્રકાશનાર
પરાવર્તન=પાછા ફેંકાવું તે
જ્ઞાન=જાણવું તે; જાણ
ત્વચા=પાતળી ચામડી
ઓળો=પડછાયો

## પાઠ ૮૮ મો.

સ્પષ્ટ=ખુલ્લું
ભિન્ન=જુદું
ધાડાઇ=જાડાઇ
પૃષ્ઠ=સપાટી
નિયમિત=ચોકસ
વક્રીભવન=વાંકા વળવું તે
પ્રતિબિમ્બ=સામી છબી પડે તે
પાધરાં=એકદમ

## પાઠ ૮૯ મો.

માર્ગ=રસ્તો
વિખુટા=છૂટા
પ્રયોગ=અખતરો
કોરણ=ધાર
બહુધા=ઘણું કરીને
ક્ષિતિજ=પૃથ્વીને આકાશ મળી ગયાની કલ્પિત લીટી

## પાઠ ૯૦ મો.

ગર=અંદરનો પોચો ભાગ
વરખ=પાતળી ચીપો
ઘર્ષણ=ઘસારો
રૂવાંટાં=વાળ
પડખામાં=બાજુમાં

## પાઠ ૯૧ મો

મહાન=મોટા
ગગન=આકાશ
ચગતો=ચળકતો
ઢઢ્ઢો=પતંગમાં ઉભી મૂકેલી સળી
ગાંઠી=બાંધી
ઘનઘોર=ગાઢાં

ધારણા-ઇચ્છા
વાદ-સંભાષણ
[illegible]ખ્યત્વે-ઘણું કરીને
વિદ્યુતવાહક-જેમા થઇ વિજળી
વહે તેવું
લોખંડ-લોઢું
ધ્વનિ-અવાજ
ગર્જના-મોટો અવાજ

## પાઠ ૯૨ મો.

ખનીજ-ખાણમાંથી નીકળતા પદાર્થ
ગજવેલ-સખત લોઢું
ઘેલું-ગાંડું; અસ્વસ્થ સ્થિતિ
ગુચ્છમડો-ઘણા કણનો જથો
બૂચ-શીશીએ દેવાનો ડાટો
ઘુમરી-ચકરી
માદામ- [illegible]ના હાથ [illegible]ીચેનો
[illegible]લદાર
બનાવટ-રચના
સહીસલામત-જોખમ વિના
ખીસામાં-ગજવામાં

## પાઠ ૯૩ મો.

મલમલ-ઝીણું કપડું
કિંચિત્-જરા
વહેર-ભુકો
ઘર્ષણ-ઘસારો
તાસક-પિત્તળનું ઢાંકણું
શોષી-ચૂસી
સિદ્ધ-સાબિત
ઘટક-તત્વ; મુખ્ય અવયવ
લક્ષ-ધ્યાન
દહન-(દહ્ ધા-બળવું+અન)બળવું તે
અંશ-ભાગ
સેન્દ્રિય-ઇંદ્રિયવાળાં

## પાઠ ૯૪ મો.

પેશી-ઝીણા તંતુ
ભેજ-ભિનાશ
અગત્ય-જરૂર
બુઝાઇ-હોલવાઇ
પૂર્તિ-પુરી
ઉત્કૃષ્ટ-ઘણું સારૂં

## પાઠ ૯૫ મો.

ઉદર—પે
અંગ—ભાગ
આરંભ—શરૂઆત
અસમાન=સરખું નહિ તેવું
કાર્ય=કામ
[illegible] ને મેલું
કોષ=ભાગ—ઝીણા તંતુની ગોળી.
દ્વાર=બારણાં
બખોલ=ઉંડાણવાળો ભાગ
શર્કરા=સાકર જેવા સ્વાદવાળા પદાર્થ.
માહીતી=જાણ
ખ્યાલ=વિચાર
બેચેની=અણગમો
નાજુક=કોમળ
ગંભીર=અતિ કઠણ; ઝટ મટે નહિ તેવું.
રગસીઆ=લાંબે દખત પહોંચે તેવા.
મૃત્યુ=મોત

## પાઠ ૯૬ મો.

બળવાન=જબરૂં.
અંતર=છેટું
વાસ્તવિક=ખરેખરૂં
અચંબો=નવાઈ
અત્યંત=ઘણું જ
નરી=એકલી
ઈજા=હરકત
સાવચેતી=સંભાળ
પ્રકાશમાન=પ્રકાશવાળું; તેજસ્વી.
ચિહ્ન=નિશાની
પ્રદક્ષિણા=આંટો; ગોળ ફરવું તે.
તેજોમય=તેજવાળું
બાકાં=કાણાં
લગણ=સુધી
તેજાવરણ=(તેજ+આવરણ—ઢાંકણ) તેજનું ઢાંકણ
પ્રસરેલું=ફેલાયલું
વિલક્ષણ=નવીન
સમૂહ=જથો.

## પાઠ ૯૭ મો.

આનંદકારી=આનંદ આપનારૂં
વૃદ્ધિ=(વૃધ્ ધા. વધવું) વધવું તે.
ક્ષય—(ક્ષિ ધા ક્ષય પામવો) ઘટવું તે
ઉપગ્રહ—નાનો ગ્રહ

દુરબીન—દૂરનો પદાર્થ દેખાડનાર યંત્ર
નિરીક્ષક—નિરીક્ષા કરનાર.
અદ્યાપિ—(અદ્ય-આજ+અપિ-પણ) આજપણ હજીસુધી.

### પાઠ ૯૮ મો.

વિશેષે કરી—ઘણું કરી
મુશ્કેલ—કઠણ
કલ્પના—ધારણા; અટકળ
અદ્ભુત—નવાઈ જેવું
સંદેહ—વહેમ
ઋતુભેદ—ઋતુનો તફાવત.

---

# કવિતાની સમજુતિ.

## પાઠ ૪ થો.

### કુદરતનું વર્ણન.

મંગળકારી—આનંદકારી
પરિતાપ—દુઃખ
નિવારી—ટાળી
ચંદની—ચંદ્રપ્રકાશ
તરુવર—(સા. ત. સ.) મોટું ઝાડ
રચ્યું—રંગ્યું
પરમ—ઘણું
સ્વર—અવાજ
સરિતા—નદી
મલિનતા—મેલ
શશી—ચંદ્ર
શીતળ—ઠંડો
મંદ—ધીમો
વિહારતો—વાતો
લે'રી—તરંગ; મોજું
વાસિત—(વાસ+ઈત—વાળું) વાસવાળું.
શોભન—શોભા આપનારૂં

લોભન-( लुभ् धા ) લોભાવનાર
શ્રમ-થાક
વિરામતાં-( वि+रम् ધા.) અટકતાં
નાવડી-નૌકા; હોડી (' ડી ' લઘુતા વાચક પ્રત્યય)
ઉદર-પેટ
ધવલ-ધોળું
નાવિક-હોડી હાંકનાર
તીર-કિનારો
સમો-( સમય ) વખત
કદીય-કોઈ વખત
પથિક-( સં पन्थ-રસ્તો+इक ) રસ્તે ચાલનાર; મુસાફર
નિરાંત-ચિંતા વગર
ભ્રાંત-ખોટો વિચાર
ત્રાસ-આપદા
સકળ-બધું
નિવાસ-રહેઠાણ
ઉચરતી-બોલતી

અજવાળી રાત્રે જંગલ આનંદ આપે છે. તે જોવાથી માણસ પોતાનાં સઘળાં દુ:ખ ( આધિ, વ્યાધિ, ઉપાધિ ) ભૂલી જાય છે. મધુર અને કોમળ ચંદ્રનો પ્રકાશ દીપી રહેલો હોવાથી બધાં વૃક્ષો અમૃતને-ચંદ્રપ્રકાશને-ઝીલી રહેલાં છે. અર્થાત્ ઝાડ ઉપર ચંદ્ર પ્રકાશ પ્રસરી રહેલો છે. ૧

બધું વન જાણે રૂપેરી-ધોળા-રસથી રસી લીધું હોય તેવું દેખાય છે. અને તેથી તે આંખને ઘણી શોભા આપી મોહ પમાડે છે; ત્યાં મધુર અવાજ કરતી નદી વહે છે તે જોનારના મલિન-મેલા-ખરાબ-વિચાર ને વળી દુ:ખ સમાવી દે છે (ભૂલાવી દે છે). ૨

નદીના નિર્મળ જળમાં ચંદ્રનાં કિરણુ નૃત્ય કરે છે. ( પવનના સપાટાથી જળમાં મોજાં ઉત્પન્ન થાય છે તે હાલે છે તેથી તેમાંના પ્રતિબિમ્બિત કિરણો પણ હાલતાં દેખાય છે ). તે જોવાથી જાણે ચંદ્રની છબી પાણીની અંદર ઉછળતી ન હોય ! તેવો ભાસ થાય છે; ધીમે ધીમે વહેતો પવન પાણીમાં નાનાં મોજાં ઉત્પન્ન કરે છે. ૩

તે પવન વનનાં ફુલોની સુગંધી લઇને આખા વનને વાસવાળું બનાવી દે છે. ( આખા વનની હવાને સુવાસિત બનાવી દે છે ); જંગલમાં વસતાં પશુ પંખીઓ આખા દિવસની મહેનતથી સુવાસિત હવામાં આનંદ કરતાં ઉંઘી જાય છે. ૪

નદીમાં ચાલતી હોડીનો સફેદ સઢ પવનના ઝપાટાથી અતિશય ફુલેલો દેખાય છે. ( આ દેખાવ જોઇ કવિ કલ્પના કરે છે, કે ) ખરેખર! નદીનું પેટ ઘણું વિશાળ હશે, માટે તેણે તે ધોળા કપડાથી છુપાવી રાખ્યું છે. ૫

હોડી હંકારવાથી પાણીમાં ખળળ એવા શબ્દો થયાં કરે છે, અને થાકથી ખલાસીઓ હાંફે છે; રાત્રિનો ઘણો વખત વીતી જવાથી રસ્તામાં જતી ગાડીઓ નદી કાંઠે આવી છૂટવા લાગી, અને પાણી પી શાન્ત થઇ, નીચે બેસી બળદ ઘાસ વાગોળવા લાગ્યા. ૬

કોઇ કોઇ વખત બળદ માથું હલાવે છે તેથી તેમનાં વાંકાં શીંગડાં હાલતાં દેખાય છે, ને તેથી ડોકે બાંધેલી ઘંટડીનો મધુર અવાજ થાય છે; મુસાફર સઘળો બીકનો વિચાર છોડી દઇ નિરાંતે સુઈ રહ્યા. ૭

અહીં શાન્તિ પ્રસરેલી હોવાથી માણસો પોતાનો સઘળો ત્રાસ ભૂલી જાય છે. જંગલની આ બધી રળીઆમણી રચના ઇશ્વરની કીર્તિ ગાઇ રહી છે. ૮

---

## પાઠ ૯ મો.

## પ્રભુ પ્રસન્ન કેમ થતો નથી તે વિષે.

| | |
|---|---|
| પ્રસન્ન—રાજી<br>દીલ—મન | સ્મરણ—યાદ કરવું તે (સ્મૃ ધા.+ અન. ) |

ડાચાકૂટ—લવરી; નકામું બોલવું તે
લવ—જરા
પરનિંદા—બીજાનું ભુંડું બોલવું તે
કાયા—શરીર
શ્રમ—થાક
શરીર દુ:ખે—શરીર બગડે
કુંડી—મસાલો છુંદવાનું ખાંડણીઆ જેવું વાસણ.
કુદકું—લાકડાનો દસ્તો.
પ્રહોર-(પ્રહર) ત્રણ કલાકનો વખત
એકાદશી—અગીઆરસ
ઓચ્છવ—ઉત્સવ ઉપરથી આનંદનો વખત.
જાગરણ—ઉજાગરો.
સારી—આખી
છળ—કપટ
લહે—જાણે.
અંતરજામી-( અંતર-મન+યામી, યામ ધા. જવું ) મનમાં પણ જનાર; મનની વાત જાણનાર.
વેઠ—પરાણે કામ કરાવવું તે.
મિષ્ઠ—મીઠો પદાર્થ.
પરાણે—આગ્રહથી.
ગણગણવું—આનાકાની કરવી તે.
મગન—( મગ્ન ઉપરથી ) ખુશી.
કિડિઆં—પત્થરના મણકા.
ભગવત—( ભગ—નશીબ+વત—વાળો ) પ્રભુ.
ભૂષણ—ઘરેણાં.
મૂક્તા—મોતી
વીણ—વિના,
સુતસ્ત્રી—( ક-ક સ૦ ) છોકરાંને સ્ત્રી
ગળગળો—દયામણો.
ભાવા—ચાળા.
અન્ય—બીજું.
શિક્ષા—શિખામણ.
અનુચિત=( अन+उचित—યોગ્ય ) અયોગ્ય, અઘટિત.
અંતરના—મનના.
સંગી—સોબતી.

તારા મનનું કપટ જતું નથી તો પ્રભુ તારા પર શી રીતે રાજી થાય? પ્રભુના ગુણ ગાતાં ને તેના નામનું સ્મરણ કરતાં તને અતિશય આળસ આવે છે પણ આખો દિવસ લવારી ને પારકાની

નિંદા કરતાં તું જરાયે પાછો પડતો નથી તો પ્રભુ તને શી રીતે પ્રસન્ન થાય ? ૧

પ્રભુની પૂજા કરતાં તારૂં શરીર કંપે છે ( તને કંટાળો આવે છે ), પણ ગંજીફો ને સોગઠાં રમતાં તું આખી રાત ને દહાડો જંપતો-થાકતો નથી, તો પ્રભુ૦ ૨

પ્રભુની પૂજા માટે ચંદન ઘસતાં તું એમ જાણે છે કે મારૂં શરીર દુખશે; પણ ખાંડણીઓ ને દસ્તો લઈ મરી મશાલો ને ભાંગ ઘુંટતાં શરીર બગડવાનો તને જરાયે ભય લાગતો નથી તો, પ્રભુ૦ ૩

અગીઆરસને દિવસે ઓચ્છવમાં બેસી જાગરણ કરવું એ તને ઘણું કઠણ લાગે છે; પણ ભાંડ ભવૈયા જોવા માટે તો તું આખી રાત ઉજાગરો કરે છે, તો પ્રભુ૦ ૪

ઘેર કોઈ સાધુ સન્યાસી આવ્યો હોય તો તું કકળતા મને તેને લુખું સકું જમાડે છે; પણ જ્યારે તારાં સગાં વહાલાં કે કોઈ પરોણો આવે છે ત્યારે તો સારી રસોઇ કરી બળાત્કારે જમાડે છે. તો પ્રભુ. ૫

ગુરુ તને પ્રભુની સેવા અર્થે બે પૈસા ખરચવાનું કહે તો તે વખતે તું આનાકાની કરે છે, ને મનમાં દુભાય છે; પણ જ્યારે તારી સ્ત્રી ભારે કિંમતનાં ઘરેણાં માગે છે ત્યારે તું ઘણો ખુશી થઈ હસતાં હસતાં વાત કરે છે, તો પ્રભુ૦ ૬

ખોટા મોતીનાં ને પત્થરના મણકાનાં ઘરેણાં બનાવી તું ભગવાનનો શણગાર કરે છે; પણ તારી સ્ત્રી અને છોકરાંને તો મણિ અને મોતીનાં ઘરેણાં વિના ચાલતું નથી, તો પ્રભુ૦ ૭

જમતી વખતે સ્નાન કરવું પણ તને ગમતું નથી. છતાં તું લોકોને બતાવવા નાહી ધોઇ ભજન કરવાનો ઢોંગ કરે છે; સંકટ

આવે ત્યારે ગળગળા-પ્રભુભક્ત હોવાનો ડોળ કરી છુટી જવું એ વૈષ્ણવના ચાળા છે, તો પ્રભુ૦ ૮

આ કામ કરવું ને આ ન કરવું એમ તુ બીજાને બોધ આપે છે; પણ તું તો તે પ્રમાણે જરાયે કરતો નથી, ઉલટું નઠારાં કામ કરે છે, તો પ્રભુ૦ ૯

મનનાં કપટ કોઇ બીજું જાણી શકતું નથી, પણ પરમેશ્વર તો તે સઘળું જાણે છે જ. પ્રભુના સેવક દયારામનો ધણી-પરમેશ્વર-તો સત્યનો સંગી છે-સત્યને સહાય કરનાર છે. પ્રભુ૦ ૧૦

## વાંસળી.

વૃંદાવન=( વૃંદા-તુળશી+વન ) તુળશીનું વન. હાલમાં તો તે જગાએ એ નામનું શહેર છે. મથુરાંથી ત્યાં રેલ્વે રસ્તે જવાય છે.
નાદ=ધ્વનિ; અવાજ.
મુનિવર=(સા. ત. સ. ) શ્રેષ્ઠ મુનિ.
સાન=શુદ્ધિ; ભાન.
શાખા=ડાળી.
જૂમી=નમી.
ચરણ=પગ.
જમુનાંનીર=જમનાં નદીનું પાણી.
મોહન=(मुह् धा. મોહ પામવું + अन ) ખુશી થવું તે.
મહાલે=આનંદથી રહે.
પયપાન=દૂધ પીવું તે.
ગાળા=બાંધણ.
પળે=જાય.
ટાટડી=સ્થિર.
ભાણ=(ભાનુ) સુરજ.
સમાધ=સમાધિ; પ્રભુ સાથે મન જોડવું તે.
શંકર=( सम्-કલ્યાણ + कृ-કરવું કલ્યાણ કરનાર, મહાદેવ.

વૃંદાવનમાં ઉભો ઉભો કૃષ્ણ વાંસળી વગાડે છે. તેના નાદથી મોટા મોટા મુનિઓની પાંસળી વિંધાઇ ગઈ અર્થાત્ તેના અવાજથી

મુનિઓનાં જ્ઞાનચક્ષુ ઉઘડયાં; તેનો સાદ સાંભળવામાં એકતાન થઇ જવાથી કોઇને ભાન રહ્યું નહિ૦ ૧

( પ્રાણીઓના પર વાંસળીના સ્વરની જેવી અસર થઈ તેવીજ અસર બીજા પદાર્થો ઉપર પણ થઈ એવા ભાવથી કવિ કહે છે કે વાંસળીનો સુર સાંભળી ખુશી થવાથી ઝાડની ડાળીઓ પણ શ્રીકૃષ્ણને પગે લાગવા નીચી નમી અને ઝાડ સાથે વીંટળાએલી વેલી પણ નીચે નમી ગઈ; અને તે એમ ધારવા લાગ્યાં કે અમારાં ધનભાગ્ય, કે અમે કૃષ્ણની વાંસળીનો સ્વર સાંભળવા ભાગ્યશાળી નીવડયાં. વૃંદાવન૦૨

વાંસળીનો સૂર સાંભળવાના લોભમાં જમનાનું પાણી પણ સ્થિર થઇ ગયું અને વગડામાં ફરતાં મૃગ પણ મનમાં આનંદ પામવા લાગ્યાં; વાંસળીનો નાદ સાંભળી પંખીઓ પોતાના માળામાં આનંદથી રહી શકયાં નહિ ( માળો છોડી સૌ કૃષ્ણ તરફ ચાલ્યાં ). વૃંદાવન. ૩

વાંસળીની લહે લાગવાથી વાછરડાં ધાવવાનું પડયું મુકી એકચિત્તે નાદ સાંભળવા લાગ્યાં. નાદ સાંભળવા માટે ઘરમાં બાંધેલી ગાયો પણ દોરડાં તોડી કૃષ્ણ પાસે જવા લાગી. વૃંદાવન૦ ૪

જાણે સૂર્ય ઉગ્યો હોય એમ જાણી પાણીમાં કમળ ખીલી સ્થિર ઉભાં રહ્યાં ( સૂર્યના દર્શન વિના કમળ ઉઘડતાં નથી તેથી કવિએ આવી કલ્પના કરેલી છે ); અને શંકર પણ સમાધિમાંથી જાગી ઉઠયા તેની જગતને જાણ થઈ. વૃંદાવન૦ ૫



## પાઠ ૧૬ મો.

## ઉપદેશ.

આયુષ=આવરદા.
ભાગ્ય=નશીબ.
ઉછળતી=બળતી.
ઉપભોગ=વૈભવ.
જાણુતા=ભોગવતા.
ભોગજોગ=( યોગ્ય + અયોગ્ય ઉપરથી ) સારો નઠારો વખત.
ખજાનો=ભંડાર.
અનુસાર=જેવી; મળતી.
નોખમાં=શોભામાં.
કોટીધજ=કરોડો.
ગરજતા=વસતા.
ગોખ=ભવ્ય મહેલ.
ગુણસાર=સદ્ગુણી.
ગર્દમાં=માટીમાં.
પવિત્ર=શુદ્ધ.
જીવન=જીંદગી.
અંતર=મન.
ભ્રાત=ભાઇ.
ધ્યાન=સમરણ.

સ્વારીમાં ફરતા ત્યારે જેઓ હાથીના હોદ્દામાં બિરાજતા, માથે છત્રની છાગા થતી ને આગળ છડીધરો દોડતા હતા, વળી આવરદા ને દ્રવ્યની પણ તેમને ખોટ ન હતી, તેવા માણસો પણ એક દિવસ ભભકતી અગ્નિમાં સૂતા અર્થાત્ તેવા માણસો પણ સર્વ વૈભવ મૂકી મરણ પામ્યા. ૧

વૈભવ અને સર્વ સુખ ભોગવનારા હતા, અને કોઇ પણ કામ કરતાં સારો નઠારો વખત જોતા નહિ ( કામ કરતાં વહેમ રાખતા નહિ ); તેવા માણસોએ કરોડો ( પુષ્કળ ) દ્રવ્ય સંપતિ પ્રાપ્ત કરી ખજાના ભરી ખાણુમાં છૂપાવ્યા, તેવા માણસો પણ એક દીવસ મસીદ કે મસાણુમાં ( હિંદુ મસાણુમાં ને મુસલમાન કબરસ્તાનમાં ) સોડ તાણીને સૂતા અર્થાત્ મરણ પામ્યા. ૨

ઈંદ્રપુરીની સાથે સ્પર્ધા કરે તેવી શોભાવાળી નગરીઓમાં અનેક કરોડપતિઓ ( ધનાઢ્ય માણસો ) સુશોભિત મહેલોમાં વસતા હતા; અને તેમાં વસતાં સ્ત્રી પુરુષો સદ્દગુણી હતાં, તેવી નગરીઓ પણ કોણ જાણે ક્યારે માટીમાં મળી ગઈ ( વખત જતાં તેનો પણ નાશ થઇ ગયો. ) ૩

આમ છે માટે હે મિત્ર ! ઉપરની સઘળી વાતનો વિચાર કરી ( સર્વ સુખ અસ્થિર છે એમ જાણી ) પાપી મટી પવિત્ર બનો ( નઠારાં કામ કરવાં છોડી દઇ સારાં કામ કરો ); ભગવાનની ભક્તિ કરવી એજ આપણી જીંદગીનું ફળ છે એમ જાણી, ભગવાનને ભજો અને મનમાં પ્રભુ પ્રત્યે પ્રેમ રાખી હંમેશાં તેનું સ્મરણ કરો. ૪



શ્યામ=મૂળ અર્થ કાળું પણ રૂઢિથી એનો અર્થ (કૃષ્ણ ભગવાનના અવતારનું) વિશેષ નામ થઇ ગયો છે.
ચરણ=પગ.
સ્મરણ=(स्मृ ધા.+अन ક્રિ૦ પ્ર૦) યાદ કરવું તે.
ત્રિલોક=(દ્વિગુ સમાસ) ત્રણ લોક; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ.
ક્રોડ=કરોડ.
કૃપાળ=(कृपा ળુ) ઉપરથી કૃપાવાળા
ખાનપાન+ખાવું પીવું તે.
વદન+મુખ.
કષ્ટ=દુઃખ.
અભાગી=ભાગ્યહીણ.
દુષ્ટ=નીચ કામ કરનાર.
ઇષ્ટ=માનેલો.
જુક્તિ=કળા; રીત.
કાંપ=કાદવ.
જામ્યો=વધ્યો.
આયુ=આવરદા; જીવનદોરી.

( ૨ )

હે મિત્ર ! કૃષ્ણ ભગવાનના ચરણનું સ્મરણ કરવું એજ રીત

સૌથી સાચી અને સરસ છે. તે વિના ત્રણે લોકમાં બીજી સર્વ વાતો કાચી છે ( નકામી છે ) એવી વાતોથી કાંઇ ખરો ફાયદો થતો નથી;—

હે દયાળુ પ્રભુ ! તમે હાથ, પગ, કાન અને નાક એ સર્વ ઇંદ્રિયો બનાવી આંખો, મોંઢુ ને તેમાં દાંત આપી સાથે જ્ઞાનશક્તિ વિશેષ આપેલી છે ). ૧

**વળી ખાવા પીવાની** સઘળી વસ્તુઓ પણ તેજ પ્રભુ આપે છે. ભૂખ, તરસ ને ટાઢ તાપનું દુઃખ પણ પ્રભુજ મટાડે છે (તે દુઃખો દૂર કરવા પ્રભુએ આપણને જોઇતાં સાધન આપેલાં છે ); એવો દયાળુ પ્રભુ તને ઘડી ઘડી યાદ કરે છે—રક્ષણ કરે છે; પણ તું ભાગ્યવગરનો અને પાપી હોવાથી તારા મોટા દેવને ઓળખતો નથી. (ઇષ્ટ દેવ કહેવાનું એ કે હિંદુ લોકોમાં ઘણા ધર્મ પ્રચલિત છે ને તે દરેકમાં જુદા જુદા દેવને માનવાનો ઉપદેશ છે પરંતુ તે સર્વ એકજ પ્રભુનું સૂચન કરે છે એમ માની કવિ ઇષ્ટ=પોતાનો માની લીધેલો એક દેવ—પછી તે શિવ, વિષ્ણુ કે દેવી હોય તેનું ભજન કરવાનું કહે છે ).

હે જીવ ! તું વિચાર કર કે મનુષ્ય જેવી ઉત્તમ જાતિમાં જન્મ પામીને તેં શું કર્યું? પરમેશ્વરની ભક્તિ કરવાની રીત તેં જાણી નથી પણ પાપના કાદવમાં જામ્યો અર્થાત્ અતિ ઘોર પાપ કરવામાંજ તું આગળ વધવા માંડ્યો. હે ભાઇ ! જો હજી પણ ઉપાય થાય તો ઘણું સારૂં, કારણ કે જે એક ઘડી જાય છે, તે તારા આયુષમાંથી ઓછી થાય છે.

---

( ૩ )

## મનોરંજન કવિતા.

નાથ=ધણી.
નરક=પાપી માણુસોને મરણુ પછી શિક્ષા ભોગવવાનું સ્થાન.
સાર=તત્વ.
ચતુર=બુદ્ધિશાળી.
ઉત્તર=જવાબ.
લહો=કહો; આપો.
ઓટલી=આસન.
શ્રીફળ-નાળિએર.
દગો=કપટ.
પદ્દી=હોદ્દો.
વાચા=વાણી.
અવિચલ=જે ચલિત-નાશ ન થાય તે
પરમ=મોટું.
આદ્ય=પહેલો.
અંત=છેલ્લું.
રહેમ=દંડી.
વરણુ=અક્ષર

નરકનો નાથ ધણી કોણુ? જમ. દહીંને મન્થન કરતાં તેમાંથી તત્વરૂપ શું નીકળે? ઘી. બાળકની પોથીને આપણે શું કહીએ છીએ? ચોપડી. રસોઇ કરનારી સ્ત્રી દરરોજ ઘરમાં ઘઉંનું શું ખાવા કરે છે? જ. રોટલી.

હે ચતુર પુરૂષ! ઉપરના પ્રશ્નોના ઉત્તર તમે વિચાર કરીને આપો. જો તમે સમજ્યા હશો ને તેના ઉત્તર આપશો તો તમને માન આપી બેસવા માટે આસન આપીશ પણુ જો નહિ સમજી શકયા હો તો હું કહીશકે ( ઉત્તર ) જમ, ઘી, ચોપડી, રોટલી.

શ્રીફળમાં શું હોય છે? જ. કોપરૂં. દગો કરતાં શું હારે? જ. ધરમ. ( દગો કરે તે દગાબાજ, માટે દગાબાજ એટલે કપટી માણુસ. કપટ કરે ત્યારે તે શું હારે?–શું ખુએ? જ. ધરમ). ઘણાં ગામડાંમાં ભારે અધિકાર કોણુ પામે છે? જ. ગામેતી. વળી મટે નહિ તે કોણુ? ( રોગ મટે એટલે રોગની સાંતિ થાય અથવા તે નાસ પામે માટે નાસ

ન પામે તે કોણ? ઉપર જેમ દગો કરે તે દગાબાજ એવો અર્થ લીધો તેમ અહીં મટે નહિ તે કોણ—કેવો ? ) જવાબ શાશ્વત એટલે અનંત થાય. સૌ દુઃખોમાં મોટું દુઃખ તે કયું ? જ. મરણ. આ પાંચ પ્રશ્નો પૂછી કવિ કહે છે, કે એ પાંચે જવાબમાં જે શબ્દ આવ્યા તેનો પહેલો ને છેલ્લો અક્ષર કાઢી નાખે એટલે બાકી પરમેશ્વર રહે છે. એ અવિચળ—અવિનાશી દેવ છે. ( આ છએ પદના ) વચલા અક્ષર દ, લ, પ, ત, રા, મ,થી બનતાં નામવાળો કવિ ( દલપતરામ ) કહે છે કે પરમેશ્વર છએ લીટીના પહેલા અક્ષરવાળા નામ (અમદાવાદ) ઉપર દરરોજ કૃપાદૃષ્ટિ રાખે.

---

## પાઠ ૨૧ મો.

## વિદ્યા વિષે.

માન=અહંકાર; હુંપદ.
વાન=શરીર.
નૃપતિ=(નૃ—નર+પતિ) રાજા.
નામે=નમે; નમસ્કાર કરે.
વિવેક=સારૂં નરસું સમજવું તે.
વિમલ=શુદ્ધ.
વાણી=બોલી.
વિશ્વ=જગત.
મોહિની=મોહ પમાડનારી.
સદ્‌વિદ્યા=સારીવિદ્યા.
વિશાળ=મોટું.
વિદ્યાહીન=વિદ્યાવગરનો; મૂર્ખ.
પંડિત=વિદ્વાન.
મૂઢ=(સં મૂક—વાચા વગરનો મૂગો) મૂર્ખ.
બગ્ગા=બગલા.
કોકિલા=કોયલ.
કગ્ગા=કાગડા.
રાય=રાજા.
રાંકાં=ગરીબડાં.
સિંધુ=સમુદ્ર.
ટાંકાં=ઘરમાં પાણી ભરી રાખવાનો કુવો.
પ્રાક્રમ=(પરાક્રમ ઉપરથી)બહાદુરી.
શિર=માથું.
મોર=શ્રેષ્ઠતાવાચક શબ્દ.

અજ્ઞાનને લીધે મનુષ્યમાં રહેલું હુંપદ વિદ્યા પાસે માન મુકે છે અર્થાત્ હલકું પડે છે, નાશ પામે છે ને ખરી કીર્તિ તો વિદ્યાથીજ ફેલાય છે; વિદ્યા વડેજ મનુષ્યનું શરીર શોભે છે ( વિદ્યા એજ મનુષ્યનું ખરૂં આભૂષણ છે ), રાજા પણ વિદ્યાને એટલે વિદ્વાન પુરુષને નમે છે; વિદ્યાથીજ વિવેક શીખાય છે, અને વાણી પણ વિદ્યાથીજ શુદ્ધ થાય છે; વિદ્યાને બધું વિશ્વ માન આપે છે, ખરેખર! વિદ્યા, જગતમાં મોહ પમાડનારી અલૌકિક વસ્તુ છે; સારી વિદ્યા એ કિમતી રત્ન છે માટે વિદ્યાથી કંઈ પણ વધારે કીમતી નથી; વિદ્યા આગળ ધનનો પણ હિસાબ નથી, વિદ્યા વગરનો એટલે મૂર્ખ માણસ ખરેખર પશુ સમાન છે. ૧

હંસ આગળ જેમ બગલા શોભતા નથી તેમ પંડિત આગળ મૂર્ખ માણસો શોભતા નથી; જેમ કોયલ પાસે કાગડા શોભતા નથી તેમ વિદ્વાન માણસો પાસે મૂર્ખ શોભતા નથી; રાજા પાસે જેમ ગરીબ માણસોનો હિસાબ નથી તેમ પંડિત આગળ મૂર્ખ માણસોનો પણ હિસાબ નથી; અને સમુદ્રને મુકાબલે જેમ ટાંકાં વિશાત વગરનાં છે તેમ વિદ્વાનો પાસે મૂર્ખ માણસો પણ કિંમત વગરના છે; વિદ્યાવાળા માણસોમાં ઘણાં પરાક્રમ છે—તેઓ વિદ્યાના બળથી મોટાં મોટાં કામો કરવા સમર્થ છે, તેથીજ તેઓ સર્વથી શ્રેષ્ઠ છે; શામળ કવિ કહે છે, કે વિદ્વાનો પાસે મૂર્ખ માણસ તો ચાકર ( છેક હલકા અથવા નીચ ) કે ચોર જેવા છે. ૨

---

## સાચી સમજ.

જટા=માથાપર લાંબા કેશ રાખવા તે.
નિજ=પોતે.
કાયા=શરીર.

જળચર=(જળ+ચર–ફરવું) જળમાં ફરનાર, મગર, માછલી, ઇ૦
ધ્યાન=મન જોડવું તે.
ધાયા=દોડયા.
ગાડર=ઘેટાં.
શીષ=માથું.
અજા=બકરા.
ગર્ધવ=ગધેડા.
છાર=રાખોડી.
લોટે=આળોટે.
શુક=પોપટ.
ભાખે=ભણે; બોલે.
માનિતી=સ્ત્રી; અહીં માદાના અર્થમાં ઢેલ.
શ્વાન=કુતરા.
સકળ=બધું.
ભાળે=જુએ.
ન્યાળે=જુએ.
સહેછે=વેઠે છે.
દૃઢ=સ્થિર.
આસન=બેઠક.
છપીને=છુપાઇને; ગુપ્ત.
નોળીકર્મ=નાકેથી પાણી પીવું તે.
ગજરાજ+હાથી. (રાજ–શ્રેષ્ઠતાવાચક પ્રત્યય)
ભક્ષ=ખાવું.
કપિ=વાનર.
અનુભવ=ઓળખાણ.
સહેજ=પ્રયત્નવિના.
ભાવના=ઇચ્છા.
ભંગ=નકામી
મનસા=મનવડે.
ફળપત્ર=ફળ ને પાંદડાં.
પા'ડ=પર્વત.

વડનું ઝાડ ઘણીએ જટા વધારે છે, પતંગીઆં દીવામાં પડી પોતાની કાયા બાળે છે: માછલાં, મગર વગેરે પ્રાણીઓ હંમેશાં પાણીસ્નાન કર્યા કરે છે, અને શિકાર માટે બગલાં ધ્યાન ધરી બેસી રહે છે; ઘેટાં માથું મુડાવે છે અને બકરાં દાઢી રાખે છે; ગધેડાં રાખોડીમાં આળોટે છે, પોપટ રામ, રામ બોલ્યા કરે છે; વળી મોર પક્ષી ઢેલનો સંગ કરતું નથી અને કુતરાં કંઇપણ ભેદ વિના બધાનું ખાય છે. જો ઢોંગ કરવાથી પ્રભુ મળતા હોત તો ઉપર કહેલાં સર્વ

પ્રાણીઓને પ્રભુનાં દર્શન થાત પણ તેમ થતું નથી. તેથી શામળ કવિ કહે છે, કે સમજ્યા વિના ઇશ્વરભક્તિનો આડંબર કરવાથી કોઇ સ્વર્ગમાં જઇ શકતું નથી.

ઉંચી દૃષ્ટિ રાખી ભક્તિ કરવાથી ફળ મળતું હોત તો ઊંટનેજ મળત કારણ કે તે સદા ઉંચુંજ જુએ છે, તેવીજ રીતે વાગોળ ઉંધે માથે લટકી રહે છે માટે તેને ફળ મળત; વળી ઝાડ તાપ તડકો સહન કરે છે, પર્વત અચળ રહે છે, સાપ ઘર કરીને રહેતા નથી–ગમે ત્યાં ફરતા ફરે છે, અને ઉંદરો છૂપાઇને રહે છે માટે તેમને પ્રભુ મળત, પણ તેમ થતું નથી. નાકે પાણી પીવાથી કે ફળ ફુલ ખાઇને રહેવાથી ફળ મળતું હોત તો હાથી ને વાંદરોને મળત; પણ ઇશ્વરને ઓળખ્યા વિના સહજમાં તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી તે નકામી છે. શામળ કવિ કહે છે, કે મનવડે જેણે સિદ્ધ કર્યું છે, જેને ઇશ્વરભક્તિનો ખરો માર્ગ સૂઝયો છે તે કદી ઉપર કહ્યા તેવા ઢોંગ કરશે નહિ. તેને તો ઘેર બેઠા કથરોટમાં ગંગાજી પધાર્યા હોય તેવું છે અર્થાત્ ઇશ્વરભક્તિનો ખરો માર્ગ જાણ્યો હોય તો પછી કંઇ પણ ઢોંગ કર્યા વિના ધારેલું ફળ મેળવી શકાય છે.

---

## સાચી સમજ.

( ૨ )

વહ્યાં=ગયાં.
નાકાં ગયાં=વેહ ઘસાઇ ગયા.
તીરથી=જાત્રાનાં સ્થળ.
ચર્ણ=પગ
પોતા–પહોંચ્યા.
શરણ=આશ્રય.
બ્રહ્મજ્ઞાન=બ્રહ્મનું ઓળખાણ.
ઉત્પાત=નવાઇ પામવા જેવું.

પામવા=પ્રાપ્ત કરવા.
મેળે=કોઇની સહાય વિના.
સમરસ=સુખ દુઃખમાં સમાનવૃત્તિ.
સહેજ=મહેનત વિના.
સંજોગ=મેળાપ.
સાવ=સર્વ.
ભોગ=સુખ.
તિમિંગલ=મોટો મચ્છ.
દમવું=દુઃખ દેવું.
પેરે પેરે=ધીમે ધીમે; કળે કળે.
મથી=વિચારી.
આથ્ય=પુંજી.
ટળ્યો=નાશ પામ્યો.

તિલક કરતાં ત્રેપન વર્ષ ચાલ્યાં ગયાં, મતલબ કે ઘડપણ આવ્યું, ને જપ કરતાં કરતાં માળાનાં નાકાં પણ ઘસાઇ ગયાં; તીરથમાં ફરી ફરીને પગ પણ દુખ્યા, પણ પરમેશ્વરને શરણ પહોંચ્યા નહિ અર્થાત્ પરમેશ્વર મળ્યા નહિ; કથા સાંભળીને કાન બહેરા થઈ ગયા. ( ઘણી કથા વાર્તાઓ સાંભળી ) તો પણ અખો ભક્ત કહે છે કે ઇશ્વર સંબંધી જ્ઞાન થયું નહિ. ૧

કેટલાક મૂર્ખ માણસોને એવી ટેવ હોય છે, કે પત્થરને દેવ તરીકે માની તેની પૂજા કરે છે; વળી તે પાણી દેખે એટલે તેમાં સ્નાન કરવા મંડી પડે છે, અને તુળશીને દેખે એટલે તરત તેનાં પાંદડાં તોડે છે ( મૂર્તિની પૂજા કરવા માટે ); અખો ભક્ત કહે છે કે એતો બહુ ગોટાળો કહેવાય કારણ કે પરમેશ્વર એકજ છે. ૨

પ્રભુને પ્રાપ્ત કરવા સૌ માણસો તપ કરે છે, પણ અખો તો એની મેળે ( તપાદિ કષ્ટ સહન કર્યાં વિના ) હરિમાં ફરે છે. મતલબ કે અખાને હરિ મળ્યા છે; મને સમાનરસની સ્થિતિ, એટલે જે સ્થિતિમાં રસ–લાગણી સમાન થઇ રહે છે, મતલબ કે કોઇ પણ જાતનો જેમાં સંકોચ રહેતો નથી. એવી સ્થિતિનો સંજોગ સહજ–વિના પ્રયત્ને થયો છે; અને હું તદ્દન સ્વતંત્ર રીતે ભોગ પામ્યો છું.

એટલે મને જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તે સ્વતંત્ર રીતે,-ગુરુ પાસેથી નહિ, અથવા મને જે ભોગ મળ્યો છે તેમાં કોઇ દેવની પરતંત્રતા નથી; જેમ ભરદરિઆમાં મોટા મચ્છ ફર્યા કરે છે, તેવી રીતે હું હરિમાં રમું છું. તો મારે શરીરને કષ્ટ આપવાની શી જરૂર છે? ૩

મેં ધીમે ધીમે વિચાર કરી જોયો તો મને જણાયું કે હરિ વિના કોઇ પણ પદાર્થ છેજ નહિ; આમ છે તો ઇશ્વરે મને જે આઠ વેંતનો ઘડ્યો છે તે તેનાથી શી રીતે દૂર હોઇ શકું? આમ વિચાર કરતાં મને પરમેશ્વર જડ્યા. અખો કહે છે કે મારૂં શરીર નાશ પામ્યું પણ એ પુંજ-સદ્જ્ઞાન-તો કાયમ રહી. ૪

---

## પાઠ ૨૮ મો.

## કબીરવડ.

ભાસ્યો=દેખાયો (भास् ધા.)
ધુમસે=ધુમસથી.
નિરભયપણે=બીકવિના.
જોદ્ધો=લડવૈયો.
હૃદે=મનમાં.
ધ્યાન=સ્મરણ.
શોક=દિલગીરી.
હરતો=નાશ કરતો.
અચરતી=નવાઇ; આશ્ચર્ય.
મોરૂ=બહાર પડતું; શોભીતી વસ્તુ;નાક
મગરૂબ=અભિમાની

અમળ=ચોકખું.
સમાતાં=રહેતાં.
ખગ=(ખ-આકાશ+ગ - गम् ધા. જવું)આકાશમાં ફરનાર; પક્ષી.
કરમહીણા=નશીબ વગરના.
રમણીય=સુંદર; શોભા.
લાલલલના=(ઢંદસમાસ)જુવાન સ્ત્રી પુરુષ.
સત્સંગ=( સદ્-સારૂં+સંગ-સોબત ) સારી-સાધુ પુરુષોની સોબત.
નિત્ય=હમેશાં.

| | |
|---|---|
| અમર=નાશ ન થાય તેવું. | શીતળ=ઠંડી. |
| તરૂવરી=ઝાડની. | મિત=મધ્યમ; થોડું. |
| તંતુ=તાંતણા | જપ=મંત્રનો ઉચ્ચાર. |
| અતીશ=અતિશય ઘણું. | હરિત=લીલાં. |
| સંકેલી=વીંટાળી. | દુમસાં=ભરાઉ. |
| ગિરિ=પર્વત. | ખુશનુમા=ખુશી કરે તેવાં. |
| ભાનુ=સૂર્ય. | ખરી=નાશ પામી. |
| અતિશ્રમ=ઘણી મહેનત. | ગંભીર=મોટાં |
| ભેદી=ચીરી. | કૃતાર્થી=આભારી. |

કબીરવડ છેટેથી ધુમસવાળા પહાડ જેવો ભુરા રંગનો દેખાય છે. તે નદી (નર્મદા) વચ્ચે નિડરપણે એક સરખી રીતે ઉભેલો છે. જાણે કોઇ યોદ્ધો હારીને હરિનું ધ્યાન ધરતો ન હોય! એ એકાંત જગામાં ઉભેલો વડ સવારમાં માણસનો શોક દૂર કરે છે. ૧.

કદમાં અને દેખાવમાં એ વડ નવાઇ પમાડે એવો છે (આખા જગતમાં એવાં વિસ્તારવાળાં વૃક્ષ કવચિત્ જણાય છે). એ આખા દેશના શણગારરૂપ છે તો પછી શામાટે આ દેશ મગરૂબ કેમ ન રહે? સત્સંગી ભક્તોમાં કબીર પવિત્ર મનાય છે અને તેથી તેના નામનું સ્મરણ કરાવતો આ—કબીરવડ—વડ હજી સુધી પવિત્ર મનાય છે. વળી **કબીરવડ પવિત્ર** માનવાનું બીજું પણ એ કારણ છે કે ત્યાં ઘણા સાધુસંતો રહેતા હોવાથી ત્યાં જતા યાત્રાળુઓને સત્સંગ થાય. (કબીરવડ ચિરંજીવ રહેવાનો એમ કહેવા કવિ દાખલો આપે છે કે) ઝાડની ડાળોમાંથી વડવાઇ ઉત્પન્ન થઈ, અને પાછા એવા તંતુ થયા કે જમીનમાં ખૂંચે, અને પાછા નવા વડ ઉત્પન્ન થાય. પ્રજાની વૃદ્ધિ આમજ થાય છે અને તેથી (કવિ કહે છે, કે) કબીરવડ

હંમેશાં કાયમ રહેશે એમ કેમ ન કહેવાય? (શંકર પરમાત્માનું નિવાસસ્થાન વડ તે કૈલાસ છે શિવ જ્યારે કૈલાસ જાય છે ત્યારે વડ ઉપર થઇને જાય છે. શંકર કોઈ વખત કબીરવડ આગળ થઇ જતા હશે ત્યારે તેમને ત્યાં નિવાસ કરવાનું મન થએલું અને તેથી આનંદ પામી તેમણે પોતાની જટા છૂટી મુકી દીધેલી હશે તે વખતે) કબીરવડની વડવાઇઓરૂપી જટાની શોભાથી પોતાની જટા માટે શંકરને શરમ થઇ અને તેથી વડનો ત્યાગ કરી પર્વત ઉપર જઇ રહ્યા. ૨–૩.

( કવિ અનુભવથી કહે છે કે ) ઉનાળામાં સુર્યનાં પ્રખર કિરણ પણ વડની છાયામાં પ્રવેશ કરી શકતાં નથી અને, ઉંચે એવી ઘટા છે કે ગરમીના દિવસોમાં માણસો ઠંડી છાયાનું સુખ ભોગવે છે. વળી બાજુમાંથી પવન આવીને પણ જગ્યા ચોકખી કરી આપે છે. અને આનંદ આપે છે. ૪

ઘણાં જંતુ અને પક્ષીઓ આ સ્થાનમાં સુખ પામે છે. ઘણા યાત્રાળુઓ પુણ્ય સમજીને અહીં ઉતરે છે. વળી ઘણા શિકારીઓ પણ આ સ્થાનમાં ગમ્મત કરતા ફરે છે. હજારો માણસોને એક સામટો વાસ કરવામાં અહીં અડચણ પડતી નથી. ૫

નર્મદા નદી પુર જોસથી વહે છે તે:પણ અહીંથી જોવાય છે. આ બેટ ઉપર પશુપક્ષી ફરે છે તે પણ અહીં રહી જોવાય છે. ભારે ઘટા જોવી, ડીલે વાયુ લેવો ને કોઇ પક્ષીઓના શબ્દ સુણવા વગેરે પ્રકારનું સુખ કબીરવડ જઇને જે ભોગવતા નથી તે કરમહીણાજ છે. ૬

ઘટ્ટ ડાળાં થઇ જવાને લીધે ગલીકુંચીઓ ( ભુલવણીવાળા માર્ગ ) માં ફરવાનો આનંદ અહીં મળે છે. ઘણી બખોલો ને ઘણી સુંદર બેઠકો પણ અહીં બંધાઇ ગએલી છે. એ બેઠકો એવી છે કે

જેમાં ખુશીથી જુવાન સ્ત્રીપુરૂષો રમત રમી શકે છે અને કેટલીક એવી એકાંતમાં છે કે જ્યાં બેસી જોગીઓ નિરાંતે જાપ જપી શકે છે.

ઉપર છવાયલાં જાડાં, લીસાં, કુમળાં ને કુમસાં પાંદડાંથી વડ સુંદર દેખાય છે. ટેટા પણ રાતા થયા છે. લીસાં ને કુમળાં પત્ર ને રાતા ટેટા એથી વડ વિશેષ સુન્દર દેખાય છે. તેમાં વળી બહુ જીવો—અનેક નાનાવિધ પક્ષીઓ બેઠાં હોય, ટેટા ખાતાં હોય, તેથી વડની શોભામાં કંઇક ઓર વધારો થાય. નીચે પડેલાં ઠારનાં—બિંદુઓ બરફ સરખાં હોવાથી તડકો પડવાથી ચળકે છે અને તેમાંથી પરાવર્તન પામતાં કિરણો મનોહર રંગનાં હોવાથી મનને ખુશ કરે છે. ૮

હે કબીરવડ ! તને જોઇને મારી આંખો ઠરી છે. મારી પાપી બુદ્ધિ ખરી—નાશ પામી છે. અને ખરેખર, મને સારી જાત્રા થઇ છે. હે ગંભીર વડ ! તારાથી આ નર્મદા નદી વિશેષ શોભે છે અને તારાં દર્શનથી હું ( નર્મદાશંકર ) પણ કૃતાર્થ થયો છું. ૯

---

## પાઠ ૩૪ મો.

# વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

સમાણી=સરખી.
શાણી=ડાહી.
પ્રતિજ્ઞા=આગ્રહ.
પ્રમાણી=પ્રમાણગણી—માની.
કુરંગ=હરણ.
ભ્રષ્ટ=નઠારી.
વિપરીત=નઠારી.
કાળજ્ઞાની=વખતને જાણનાર અર્થાત્ દીર્ઘદર્શી.
પાની=પગલાં.
દ્વેષ=અદેખાઇ.
ક્રોધી=ક્રોધ કરનાર.
નિપુણતા=કુશળતા.
જમાવી=ફેલાવી.

| | |
|---|---|
| દ્યુત=જુગાર | રૂડો=સારો. |
| વળુંધી=વળગી. | શાસ્ત્રવેત્તા=શાસ્ત્રોને જાણનાર. |
| યદુપુરી=દ્વારકાં. | નિકટ=પાસે. |
| સુરા=દારૂ | કષ્ટ=દુઃખ |
| શરીરશુદ્ધિ=શરીરનું ભાન. | લગ્યું=વ્હોર્યું. |

સીતાના જેવી સદ્દગુણી ને ડાહી સ્ત્રી બીજી કોઇ ન હતી. તે હંમેશાં પતિની આજ્ઞા પાળતી તથાપિ તેણે મૃગ હણવાને માટે નઠારી બુદ્ધિ કરી. ખરેખર, જ્યારે વિનાશકાળ આવવાનો હોય છે ત્યારે નઠારી બુદ્ધિજ સૂઝે છે. ૧

કૌરવો, ભૂત, ભવિષ્ય ને વર્તમાન કાળને જાણવાવાળા હતા. તથાપિ તેમણે કુસંપ કરતાં પાછી પાની કરી નહિ અર્થાત્ તેમણે વગર વિચારે પાંડવો સાથે કુસંપ કર્યો. તે લોકો ઇર્ષ્યા સાથે કપાઇ મુઆ—તેમનાં શરીર કપાઇ ગયાં. એટલે તેમનો દ્વેષ-ઇર્ષ્યા પણ કપાઇ ગયાં અર્થાત્ નાશ પામ્યાં, ખરેખર. ૨

પ્રજાને ન્યાય આપવામાં કુશળતા બતાવી નળરાજાએ જગમાં પોતાની આબરૂ વધારી તથાપિ જુગારને લળગી રહી તેણે રાજપાટ ખોયું, ખરેખર. ૩

દ્વારકાં નગર ને તેમાં વસતા યાદવ લોકોને—તેમના વૈભવ, પ્રતાપને સંભારો—વિચાર કરો, પણ જ્યારે તેમણે દારૂનું વ્યસન કીધું ત્યારે તેઓ કેવી અવસ્થામાં સઘળા મરણ પામ્યા, ખરેખર. ૪

લંકાપતિ રાવણ સારો ને શાસ્ત્ર જાણનારો હતો. વળી નવે ગ્રહ હંમેશાં તેની પાસે—તેના તાબામાં રહેતા, અર્થાત્ તે ઘણો બળવાન હતો. પણ તેણે નઠારી બુદ્ધિથી સીતાને હરી જઇ દુઃખ વહોરી લીધું, ખરેખર. ૫

# સંત સમાગમ વિષે.

સુખદાયક=સુખ આપનાર
સંત સમાગમ=સારા પુરૂષોનો સમાગમ
ટળે=જાય.
તૃષ્ણા=ઇચ્છા.
ઇર્ષ્યા=અદેખાઇ.
મોહ=પ્રેમ ચોટવો તે.
મત્સર=તોર
મમતા=મારાપણું—હુંપદ.
પ્રગટે=ઉત્પન્ન થાય.
દૃઢ=ચોકસ.
પતિત=પાપી.
ઓધાર્યા=ઉદ્ધાર કર્યો; તાર્યા.
મર્મ=ભેદ.
અનુપ=અનુપમનું ટુંકું રૂપ) ઉપમા આપી ન શકાય તેવું.
મહિમા=મોટાઇ.
મહંત=મોટા માણસ.
આળપંપાળ=ફાંફાં.

સાધુ પુરુષોની સોબત સુખ આપનારી છે માટે તેવા માણસોના સહવાસમાં રહેવું. સંત પુરૂષોના મેળાપથી આશા, ઇચ્છા, અભિમાન ને અદેખાઈ જતાં રહે છે અને મોહ, તોર ને હુંપદ નાશ પામી મનમાં પ્રભુનું ચોકસ ધ્યાન પ્રકટ થાય છે, માટે સંત સાધુઓનો સમાગમ કરવો. ૧

સંત પુરૂષોના સમાગમથીજ નારદ મુનિ હરિનું મન થયા એટલે સર્વ વાત જાણી શકે તેની શક્તિ પ્રાપ્ત કરી શકયા, અને તેમણે ઘણા પાપી માણસોને બોધ આપી તાર્યા. એમની કીર્તિનો પ્રતાપ હજી પણ મોટો છે માટે સંત પુરૂષોનો સમાગમ કરવો. ૨

સંત પુરૂષોના સમાગમથીજ શુક વગેરે મુનિઓ સુખી થયા ને તેમનાં મન પ્રભુના શુદ્ધ સ્વરૂપમાં ચોટયાં. વળી તેમણે ઘણી બાબતોનો ભેદ પણ જાણ્યો માટે સંત પુરૂષોનો સમાગમ કરવો. ૩

સાધુ પુરૂષોનો મહિમા મોટો છે તેમને સેવવાથી માયાની જા-

ળમાંથી છુટાય છે. અને પ્રભુ પ્રત્યે પ્રીતિ વધે છે. મુક્તાનંદ કહે છે કે સઘળાં ફાંફાં છોડી દઈ સાધુ પુરૂષોનો સમાગમ કરો. ૪

---

## પાઠ ૩૮ મો.

ઝેર=અદેખાઇ.
વેર=દુશ્મનાવટ.
કાળા કેર=મહા જુલમ.
ઉપકાર=ગુણ, પાં'ડ,
લાજ=કીર્તિ.
લેખ=ગણ.
કુકર્મી=નઠારાં કામ કરનાર.
દગો=છળ કપટ.
ડુબ્યું=નાશ પામ્યું.
મારણ=મારનાર.
તુલ્ય=બરાબર.
જડ ઉખડી=વિનાશ થયો.
ભારે=(વિશે૦ ભયનું) ઘણો.
વિધવિધના=જુદી જુદી જાતના.
વૈભવ=મોજ મઝા.
પટકુળ=સુંદર કપડાં.
કોણ માત્ર= શા હિસાબમાં.
સંહાર=નાશ.
મહી=પૃથ્વી.

માન=આબરૂ.
લગભગ=સુધી.
કુપાત્ર=નઠારા.
નેજાં=વાવટો.
તનુજ=છોકરાં.
ગુલતાન=આનંદ.
આશ્રય=શરણ.
ધવળ=ધોળ.
મંગળ=શુભ.
નિર્બળ=બળવિનાનાં.
ચિત્ત=મન.
ટળી=તજી.
સંસ્થાન=ઠામ.
ફેલ=ઢોંગ
વાટ=રસ્તો.
ધીંગા=મજબુત.
ધાટ=ઓવારા.
કુવેતર=કુવાનું પાણી પાઇ પાક કરવાની જગા; વાડી.

| | |
|---|---|
| પ્રવેશ=(પ્ર+વિશ ધા.) પેસવું. | શણગાર=ભૂષણ; અલંકાર. |
| નિરંતર=હંમેશાં. | સજજે=ધારણ કરજે |
| સ્વર્ગસમો=સ્વર્ગના જેવો. | આદિક=વગેરે. |

અદેખાઇ ને વેર ગયાં ને મહા જુલમ કરનારા પણ નાશ પામ્યા. જુદી જુદી નાતના લોકો ગંપથી રહી પોતાનો વ્યવહાર ચલાવે છે. હવે બકરી જેવા ગરીબ પ્રાણીનો પણ રસ્તે જતાં કોઈ કાન પકડી શકતું નથી અર્થાત ગરીબ માણુસોને પણ આ વખતમાં કોઈ હરકત કરી શકતું નથી એ બધો ઉપકાર પરમેશ્વરનો માનીને હે હિંદુસ્તાન ! તું હવે રાજી થા. ૧

આજે દેશમાં શ્રેષ્ઠ રાજ્ય થયું છે, અને તેણે તારી (હિંદની) લાજ વધારી છે એમ ગણ. ભયંકર ને ક્રુર કામ કરનારા ચોર પણ ગયા ને છળકપટનું જોર હતું તે પણ નાશ પામ્યું, મહમુદના જેવી જુલમી ને તૈમુરના જેવા તોફાન કરનારા—ધાડપાડુ રાજાઓ હવે દેખાતા નથી એ બધો ઉપકાર૦ ૨

નાદીર જેવા જુલમી રાજાઓ પણ નાશ પામ્યા, ને તેમનાં મૂળ ઉખડી ગયાં હવે ભીલ લોકોની ભારે બીક અને કજીઆ કંકાસ ક્યાં છે ? લોકોને જુદી જુદી જાતના વૈભવ મળે છે ને સારાં સારાં કપડાં પહેરી પાન ચાવે છે અર્થાત આનંદ કરે છે. એ બધો૦ ૩

હવે હોલકરથી દેશની કંઇ પણ ખરાબી થતી નથી અને મરાઠાનો તો હિસાબજ નથી સિંધિઆ લોકો કદી પણ નુકસાન કરી શકતા નથી. વળી નઠારા—ક્રુર પિંઢારા હતા તે પણ નાશ પામ્યા. અંગ્રેજી વાવટાની નીચે હવે તારાં છોકરાં આનંદ કરે છે એ બધો૦ ૪

એ બળવાન રાજ્યના આશરામાં રહી સારાં ધોળ ને ગુણનાં ગીત ગાય છે. એ રાજ્યના ધારા એવા સારા છે કે નિર્બળ માણસને પણ કોઇ જાતની બીક રહેતી નથી, કોળી વગેરે માણસોનો ભય ન રાખતાં સૌ માણસો પોત પોતાના સંસ્થાન—ઠામ સાચવી શકે છે, એ બધો૦ ૫

હવે ફાંગીઆ લોકો ઢોંગ કરીને જંગલમાં લૂટફાટ કરી શકતા નથી મજબુત બાંધાના કાઠી લોકો ને જાટ લોકોનાં ઘોડેસવાર ધાડાં હવે પાણીના ઓવારા ઘેરી શકતા નથી લશ્કર પણ પહેલાંની પેઠે ખેતર કે વાડીમાં જઈ પાક લંટી શકતાં નથી એ બધો૦ ૬

લંકાથી તે હિમાલય સુધી ને કલકત્તાથી ઠેઠ કચ્છ સુધી પંજાબ, સિંધ, સોરઠ, દક્ષિણ ને માળવા વગેરે ઘણાક પ્રાંતો છે એ સર્વ પ્રાંતોમાંથી હવે દુઃખના દિવસ ગયા છે ને સુખના દિવસનું દાન મળ્યું છે. અર્થાત્ હવે બ્રિટિશ રાજ્યથી આખા હિંદમાં શાંતિ પ્રસરી છે એ બધો૦ ૭

તે માટે તું તનમનથી બ્રિટિશ રાજ્યનો ગુણ માની લે અને હમેશાં રાજી રહીને સ્વર્ગના જેવી તારી શોભા વધાર. દલપતરામ કવિ અંતઃકરણથી આશિષ દે છે કે ( હે હિંદુસ્તાન ! ) તું પૃથ્વીમાં ઘણું માન મેળવ. એ બધો ઉપકાર. ૮

---

## પાઠ ૪૩ મો.

# નળ દમયંતી.

નરદેવ=(સા. ત. સ) રાજા.
પ્રસંશા=વખાણ.
હંસથી=હંસને મોઢેથી.
વરી=પરણી; પસંદ કરી ચૂકી
સુર=દેવતા.
વહાલથી=હેતથી.

નૃપ=રાજા.
સજી=આરોપી.
દિવ્યાંગના=(દિવ્ય (વિ) દેવતાનું+ અંગના સ્ત્રી) દેવતાની સ્ત્રી.
સમ=સરખી.
દીપતી=શોભતી.
તનય=પુત્ર.
તનયા=પુત્રી.
સાંપડયાં=પ્રાપ્ત થયાં.
સુરપુર=(ષ. ત. સ.) દેવતાનું નગર.
ભાવતાં=ગમતાં.
પુણ્યશ્લોક=પવિત્રચરિત્ર-યશવાળો. તે ચાર ગણાય છે નળ, યુધિષ્ઠિર, જનક ને વિષ્ણુ.
પ્રસરાવતાં=ફેલાવતાં.
સુજ્ઞ=સુજાણ.
નિજ=પોતાના.
બંધુ=ભાઇ.
દુર્દશા=(દુર-નઠારી+દશા-સ્થિતિ) નઠારી હાલત.
સંતાન=છોકરાં.
પળ્યાં=ગયાં.
સુકુમાર=કોમળ.
આકરો=કઠણ.

તાકાત=બળ.
ભૂ=પૃથ્વી.
ક્ષુધા=ભૂખ.
શાંતિ=તૃપ્તિ.
ખગ=(ખ-આકાશ+ગ-ગમ્ ધા. જવું ઉપરથી) આકાશમાં ચાલનાર; પક્ષી.
પટ=વસ્ત્ર.
દંપતી=સ્ત્રી પુરુષનું જોડું.
દુર્ભાગ્ય=નઠારૂં નશીબ.
સ્થિર=કાયમ.
મતિ=બુદ્ધિ.
ઋતુપર્ણ=અયોધ્યાનો રાજા.
બચવા=ઉગરવા.
પળવા=જવા.
પ્રાણ=(અહીં) પતિ; ધણી.
ગુણવંતી=ગુણવાળી.
રાન=જંગલ.
હેરાન=દુઃખી.
રજની=રાત્રિ.
સતી=સદ્ગુણી સ્ત્રી.
બેભાન=ભાનવિનાની.
જીવન=જીવાડનાર.
વિકળ=બહાવરૂં.

વ્યાધ=પારધિ.
યુકિત=કળા.
વૈદર્ભિ=વિદર્ભ દેશના રાજાની પુત્રી.
વલવલતી=લવતી.
કુળગુરુ=કુળમાં ચાલતો આવેલો ગુરુ; ગોર.
સલુણી=મનોહર કાંતિવાળી સ્ત્રી.
સહી=નક્કી.
અહિદંશ=અહિ—સર્પ; કર્કોટકનો ડંખ
વિરૂપ=કદરૂપું.
સારથિ=રથ હાંકનાર.
શીઘ્ર=જલદી.
નરમણિ=(સા. ત. સ) માણસોમાં શ્રેષ્ઠ
લક્ષણ=ચિહ્ન.
કળ્યાં=ઓળખ્યાં.
હર્ષઘેલાં=(પં. ત. સ) આનંદથી ઘેલાં.
અહિઅસર=સર્પ કરડવાથી થએલી અસર (શરીરનું બેડોળ બની જવું તે)
ગત=ગએલું.
સાનુકૂળ=(સ+અનુકૂળ) માફક.
છકી=બહેકી.
કિંવા=અથવા.
દ્યૂત=જુગટું.
નિશ્ચય=જરૂર.

ભીમક રાજાને દમયંતી નામે પુત્રી હતી. હંસને મોઢેથી નળ રાજાનાં વખાણ સાંભળી તે મનથી નળરાજાને પરણી ચુકી—નળ સાથે પરણવા તેણે દઢ નિશ્ચય કીધો. મોટી સ્વયંવરની સભામાં દેવતાઓ અને બીજા રાજાઓને છોડી તેણે હેતથી નળરાજાના ગળામાં વરમાળા પહેરાવી. ૧

દમયંતી સૌન્દર્યમાં દેવતાઓની સ્ત્રી જેવી હતી. તેને વખત જતાં પુત્ર અને પુત્રી જન્મ્યાં તે સદ્ગુણી ને રૂપાળાં હતાં. નળ રાજાએ અમરાપુરીના જેવાં મન ગમતાં સુખ ભોગવ્યાં. અને પવિત્ર યશવાળો બની પ્રજાને પાળી તેણે પોતાની કીર્તિ ફેલાવી. ૨.

નળ રાજા સારો જ્ઞાની હોવા છતાં, તે પોતાના ભાઇ પુષ્કર સાથે જુગાર રમ્યો. જેને માથે દુર્દશા ફરતી હોય તેને તો સદા

અવળુંજ સૂઝે. તેનું બધું રાજ્ય પુષ્કરના હાથમાં ગયું એટલે છોકરાંને મોસાળ મોકલી નળ ને દમયંતી એકક લુગડે પોતાનું નગર છોડી બહાર વનમાં જવા નીકળ્યાં. ૩

જંગલમાં તેમના કુમળા–સુંવાળા પગમાં શળો, કાંટા ને કાંકરા વાગ્યા. અને વનમાં ખાડા ટેકરા ઓળંગતાં ઘણાં થાકી ગયાં. જંગલમાં તેમને ત્રણ દિવસ સુધી ખાવાનું મળ્યું નહિ. તેથી ભૂખને લીધે આંખો પણ ઉંડી ગઈ. મોંઢાનું તેજ પણ ફીકકું પડી ગયું ને શરીરમાં કંઇ બળ રહ્યું નહિ. ૪

જંગલમાં ફરતાં તેમણે થોડે છેટેથી કેટલાંક પક્ષી જમીન પર બેઠેલાં જોયાં. નળ રાજાને ઘણી ભૂખ લાગેલી હોવાથી શિકાર કરવા તેણે પોતાનું વસ્ત્ર તે પક્ષીઓ પર નાખ્યું પણ પક્ષીઓ તે લુગડું લઇ ઉડી ગયાં. તેથી દમયંતી પાસે જે એક લુગડું હતું તે તેમણે બંનેએ પહેર્યું પોતાની આવી ખરાબ સ્થિતિ જોઇને નળ રાજાની બુદ્ધિ ઠેકાણે રહી નહિ. ૫

દુઃખથી બચવા નળ રાજાએ દમયંતીને તેના પીએર જવા કહ્યું. પણ તે ગુણવાન સ્ત્રીને પોતાના ધણીથી છુટાં પડવાનું ગમ્યું નહિ. વનમાં ઘણાં દુઃખી થઇ રાત પડતાં બંને જણ ઉંઘી ગયાં. મધરાત્રે નળરાજા અર્ધું કપડું ફાડી દમયંતીને છોડી ચાલ્યો ગયો. ૬

જ્યારે દમયંતી જાગી ઉઠી ત્યારે તેણે પોતાના સ્વામીને જોયો નહિ. તેથી તે ઘણી ગભરાઇ ને બેભાન થઈ પૃથ્વી પર પડી. ઓ મારા નાથ ! ઓ મારા જીવનના આધાર ! તમે મને એકલી મૂકીને ક્યાં ગયા ? એમ તે રૂદન કરવા લાગી. બહાવરી બની તે નળની શોધમાં ફરતી હતી એવામાં તેનો પગ અજગરના મોંઢામાં આવી ગયો. તે દુઃખથી ટળવળતી દમયંતીને કોઈ પારધિએ યુક્તિથી ઉગારી. ૭

દમયંતી ત્યાંથી રખડતી રખડતી ઘણાં દુઃખ વેઠી પોતાની માશીને ત્યાં ગઇ. અને સુખ દુઃખમાં (દાસી તરીકે) કેટલાક દિવસ ત્યાં કાઢ્યા. દમયંતીના બાપનો કુળ ગુરૂ જે સુદેવ કરીને હતો તે દમયંતીને શોધતો શોધતો ત્યાં આવી ચડ્યો. તેની સાથે દમયંતી પોતાના પિયેર ગઇ. આ વખતે નળરાજા પણ કરકોટક નાગની વિષમય જવાળાથી કદરૂપા બની ગયો હતો ને તે અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં રથ હાંકવા માટે રહ્યો હતો. દમયંતીએ જ્યારે ફરી સ્વયંવર રચ્યો ત્યારે નળ રાજા પણ રથ હાંકી ત્યાં ગયો. ૮

આ વખતે નળ રાજાના રૂપમાં ઘણો ફેર પડી ગએલો હતો. પણ તેનાં લક્ષણમાં કાંઇ ફેર પડ્યો નહિ હોવાથી—લક્ષણ મૂળનાંજ હોવાથી દમયંતી ઝટ દઇને નળને ઓળખી ગઇ. તેમનાં બે બાળક પણ આનંદથી ઘેલાં બની તેમને દોડી પડ્યાં. આ વખતે નળરાજાને જે સર્પના અસર થી—ચેપ ઉતરી રૂપ કદરૂપા બની ગયા હતા—તે મટી અસલ સ્વરૂપ પ્રાપ્ત થયું ને પુષ્કર પણ તેને નમી પડ્યો. વળી ગએલુ રાજ્ય પણ તેને ફરીથી મળ્યું એમ બન્યું. પરમેશ્વરની મહેરબાની હોય તો સઘળાં સારાં વાનાં થાય છે. ૯

સુખના વખતમાં બહેકી જવું નહિ, ને દુઃખના વખતમાં ગભરાવું નહિ. એમ જાણવું કે સુખ દુઃખ કાંઇ હંમેશાં ટકતાં નથી, વળી રાજા હોય કે ગરીબ માણસ હોય પણ તે બધા જુગાર રમવાથી દુઃખી થાય છે માટે કોઇ માણસે કદી એ દુર્ગુણ પાસે જવું નહિ મતલબ કે જુગાર રમવો નહિ. ૧૦



## પાઠ ૪૭ મો.

હાક=બુમ.
તાક=ગાત્ર.
ઉઘો=ઉગ્યો.
ભાણુ=સૂર્ય.
ઝળહળ=તેજસ્વી.
ઉદ્યોત=આગીઓ.
રવિ=સૂર્ય.
પેરે=પેઠે.
લેહકે=ઝળકે.
બેહકે=સોડાય
વદન=મોઢું.
કમળનયન=(કર્મધારય) કમળ જેવી આંખ.
ફંદ=ફાંદો; પાશ
નાસા=નાક.
કીર=પોપટ.
ચંચ=ચાંચ.
કંઠે=ગળે.
ગજમુકતા=(કર્મ ધા.) હાથીના ગંડસ્થળમાંથી ઝરતા રસનાં મોતી.
ઐશ્વર્ય=(ઇશ્વર—મોટું+ય) મોટાઇ.
જુદ્ધે=લડાઇમાં.
ત્યાગી=વિરાગી.
કર=હાથ.
કુંજર=હાથી.
શુંડાકાર=સૂંઢના આકાર જેવું.
શોભાળ=શોભીતું.
કટી=કેડ, કમર.
કુંજરકાળ=(ષ. ત. સ) (કુંજર—હાથી+કાળ—શત્રુ) સિંહ.
શાર્દૂલ=વાઘ.
ગત્ય=ગતિ; ચાલ.
નરપત્ય=નરપતિ; રાજા.
નિર્વાણ=નક્કી.
તવ=ત્યારે.
સોમ=ચંદ્ર.
ગતે=ગતિમાં.
વાય=વાયુ; પવન.
મહિમા=મોટાઇ.
સ્થિરતા=અડગપણું.
મેર=મેરૂપર્વત.
ધને=ધનમાં.
કુબેર=એ સ્વર્ગનો દેવતા છે ને તેની પાસે ખજાનો રહે છે.
શિબિ=એક રાજાનું નામ.

એ નળ આવ્યો એવી સ્વયંવરમાં હાક વાગી–બૂમ પડી, એટલે ત્યાં ભેગા થએલા સર્વ રાજાનાં ગાત્ર શિથિલ થઇ ગયાં અર્થાત્ તેઓ નિરાશ થયા. જાણે સૂર્ય ઉગ્યો હોય એવો તે નળરાજા આવ્યો એટલે સઘળા રાજા તારાની પેઠે નિસ્તેજ–ઝાંખા–થઈ ગયા.

જેનો પ્રકાશ ઝળહળ પ્રકાશી રહ્યો છે એવો તે નળ આવ્યો; જેના મુગટ પર આગીઓ ચળકે છે એવો એ નળ આવ્યો.

જેના કાનનાં કુંડળ સૂર્યના પ્રકાશની પેઠે પ્રકાશે છે એવો તે; આખા શરીર પર સુગંધીદાર ચંદન બ્હેકે છે એવો એ નળ આવ્યો.

જેનું મોઢું પુનેમના ચંદ્ર જેવું શોભે છે એવો તે; જેની કમળ જેવી આંખો પ્રેમની જાળ જેવી છે ( આંખો જોવાથી તેનાપ્રતિ પ્રેમ ઉત્પન્ન થાય છે ) એવો એ નળ આવ્યા.

પોપટના નાક જેવું જેનું નાક છે એવો તે નળ આવ્યો; દમયંતી સિવાય નળનું રૂપ ધારણ કરી સભામાં આવેલા પાંચ દેવોને કોઇ દેખી શકતું નથી.

ગળામાં હાથીના ગંડસ્થળમાંથી નીકળતાં મોતીની માળા છે એવો તે નળ આવ્યો; અને જેના હાથ સૂંઢની પેઠે વળેલા છે એવો એ નળ આવ્યો.

તેનું હૃદય ને ડુંટી કમળ જેવાં શોભિતાં છે તે; અને તેની કમરે સિંહની કમર જીતી છે–તેની કમર સિંહની કમરથી પણ પાતળી છે.–એવો.

વાઘના જેવી અર્થાત્ ધીમી ચાલથી ચાલનારો તે નળ આવ્યો; અને તેથી–તેના આવવાથી—સઘળા રાજા નિરાશ થયા.

દમયંતીના પ્રાણ–જીવન–રૂપ તે નળ આવ્યો; અને હવે તે નક્કી દમયંતીને પરણવાનો.

નળ રાજા સભામાં આવ્યો છે એમ કન્યાને—દમયંતીને—જાણ થયું; અને તે સમજી કે જેનું હંસ વખાણ કરતો હતો તેજ નળરાજા છે.

તેજ તે સૂર્યના જેવો તપતો દેખાય છે ને ઠંડકમાં તે ચંદ્ર સમાન છે. ચાલમાં તે વાયુના જેવો છે; અને શંકરના જેવી તેની મોટાઇ છે. એવો એ૦.

મેરૂ પર્વતના જેવું તેનું મન અચળ છે; અને ધનમાં તે કુબેર જેવો છે. શિબિ રાજાના જેવો તે સત્યવાદી છે; અને મોટાઇમાં તે નિર્ધૂષ રાજા જેવો છે.

લડાઇ લડવામાં તે ઇંદ્રના જેવો બહાદુર છે; અને હરિશ્ચંદ્રની પેઠે તે વૈભવનો ત્યાગ કરી શકે તેવો છે.

---

## પાઠ ૫૦ મો.
## ધનવંતના ધર્મ વિષે.

વિનતિ=અરજ.
લક્ષ=ધ્યાન.
જરણુ=ઘરડાં.
નિકટ=પાસે.
સરે=થાય.
દોહલા=કઠણ.
શ્રમ=મહેનત.
[illegible]=સતાડવું.
મંદ=ધીમું.
મૂગા=વાચા વગરના.
વજ્ર=૧ ઇંદ્રનું આયુધ. ૨ એક જાતનો કઠણ પદાર્થ.
નિરાશ્રિત=આશ્રય–મદદ વગરનાં.
ધર્મને ધીરવું–ધર્મને માટે ખર્ચ કરવું.
સંચવું=સંગ્રહ કરવું.
મુક્તિ=(મુચ્–ધા. છૂટવું) મોક્ષ.
છોડજો=મૂકીદેજો.
કર=ચાલ; રિવાજ.
ઠાઠ=મોટાઇ.
તુલ્ય=સરખું.

વરવધૂ=(દ્વન્દ્વ) વરવહુ.
ધૂર્ત=ઠગારા.
દીન=ગરીબ; અપંગ.
સુધરવે=સુધારવા માટે.
ચોંપ=ચાનક.
હળદરી=આળસુ.
મોખરે=આગળ.
પાત્ર=લાયક.
રમો=(રમ ધા. રમવું; ખુશી થવું) આનંદ પામો.

હે દેશી બંધુઓ હું તમને વિનતિ કરૂં છું કે તમે ગરીબ માણસો ઉપર દયા રાખો; ઘરડાં, પાંગળાં ને રોગી માણસોની સંભાળ લો. ૧

જે નજીકનાં સગાં છે તેમનાં કામ કરો, અને પછી બીજાં માણસોનાં દુઃખ મટાડવા તત્પર થાઓ. શરીર અને મનમાં ન સહન થાય તેવાં દુઃખ તમે મટાડો. ૨

હાડ ધ્રૂજતાં હોય ને રોગથી નાડી પણ ધીમી ધીમી ચાલતી હોય એવી એવી રોગની વેદના નિરાધાર માણસો મુગા મુગા—બોલ્યા ચાલ્યા વિના—શી રીતે વેઠી શકે ? તેમનું દુઃખ જોવાથી તમારા મનમાં તેની અસર થશે—તમને દયા આવશે. માટે એવાં રોગી માણસોનાં દુઃખ મટાડવા માટે તમે સારી રીતે દયા કરો. ૩

આશ્રય વગરનાં ગરીબ માણસોને પાળવાં એ આપણો મોટો ધર્મ છે, આવી સમજણ વિશેષ સારી ગણાય છે. દેશી માણસોનું એજ સારૂં અભિમાન છે. માટે હિંમત રાખીને દુઃખીનાં દુઃખ મટાડવા તૈયાર રહેવું. ૪

મરણ પછી ધન તો અહીંજ પડી રહેવાનું છે, તે આપણી સાથે આવવાનું નથી પણ ફક્ત ધર્મજ સાથે આવનાર છે માટે પાપનો નાશ કરી પોતાનું ધન હોય તે ધર્મનાં કામો કરવા માટે ખરચવું જોઇએ. તેમ કરવાથી આ દુનિઆમાં માન મળે છે અને

મરણુ પછી મુક્તિ–મોક્ષ–જે આત્માનું અંતિમ સ્થાન છે તે પ્રાપ્ત થાય છે. ૫

નાતો જમાડવાના રિવાજ છોડી દો, ને વરવહુના ઠાઠ—વરઘોડા કાડવા વગેરે રિવાજ–પણુ બંધ પાડો. જો તમને કીર્તિ મેળવવાની ઇચ્છા હોય તો ધૂતારા લોકોને ન આપતાં ગરીબ માણુસોને આપો; અથવા ગરીબ માણુસોને પાળવાનું કામ ધૂતારા માણુસોને નહિ સોંપતાં તમે જાતેજ તે કામ કરો. ૬

વહેમને જડમૂળથી કાઢી નાંખો ને સુધરવા માટે ચાનક–ચીવટ રાખો, દયાળુ વૃત્તિ રાખી ગરીબનાં દુઃખ મટાડો. ૭

જે ગરીબ માણસો લાયક હોય તેમને દાન આપવું. ( ગીતામાં પણુ કહ્યું છે કે ' ગરીબોને દાન આપ શ્રીમંતોને નહિ. ' કેટલીક વખત કીર્તિ મેળવવા અથવા છેતરાઇ જવાથી દાતા કુપાત્રને પણુ દાન આપે છે માટે તેમ નહિ થવા કવિ ચેતવણી આપે છે ) એના જેવી બીજી એકે સારી બુદ્ધિ નથી નર્મદાશંકર કવિ નમ્રતાપૂર્વક કહે છે, કે હે દેશી ભાઇઓ ! તમે ગરીબ લોકોને મદદ કરી આનંદ પામો.

---

### દોધક છંદ.

નિર્જળ=(બહુવ્રીહિ) જળવિનાનું.
નવાણુ=પાણીની જગા.
તીર=કાંઠો.
ધીંગી=મજબુત.
નિવારો=ટાળો.
ધર્મ=ફરજ; કર્તવ્ય.
તનતાપ=શરીરનાં દુઃખ.
આદરવી=શરૂકરવી.
ઔષધશાળા=(ષ. ત. સ)દવાખાનાં.
જનજાત=(ષ. ત. સ)માણુસનીજાત.
ભાળી=જોઈ.
ભાખો=(ભાષ ધા. બોલવું) બોલો.

| | |
|---|---|
| બળેલ=બળી ગએલાં. | કાવ્યકળા=કવિતા લખવાની કળા. |
| અંધા=આંધળા. | જુગોજુગ=ભવોભવ. |
| પુંજી=દ્રવ્ય. | લા'વો=લાભ. |
| ઉધારો=વાપરો. | જોગ=વખત. |
| શીરસ્તા=રિવાજ. | જમાવો=માંડો. |
| સુખસાજ=સુખનો સામાન. | પરલોક=બીજા લોકમાં; પરદેશમાં. |
| નકારો=નઠારો. | |

પાણી વિનાનાં ગામમાં આવેલાં નવાણ (પાણીની જગાઓ) ગળાવો; વાવ, કુવા, નદીના કાંઠા, તળાવ વગેરે જુનાં થઇ ગએલાં નવાણ શોધી કાઢી જલદી સુધરાવો હે ધનવાન લોકો ! એ તમારી ફરજ છે. ૧

મજબુત ને સારી ધર્મશાળાઓ બંધાવો કે જેમાં નબળાં સ્ત્રી પુરૂષો રહે ને તે દુઃખી માણસોનાં દુઃખ મટાડો હે ધનવાન. ૨

સારી ને મોટી નિશાળ ચણાવો, ને તેમાં બાળકોને સારી રીતે ભણાવો જેથી તેમની ઉપર આખી જિંદગી સુધીના ઉપકાર થશે હે ધનવાન. ૩

મોટાં મોટાં દવાખાનાં બંધાવો કે જ્યાં શરીરે રોગી માણસો નિરોગ બને અને રોગી બાળકો પણ સુખી થાય. હે ધનવાન૦ ૪

ભીખારીને જોઇ તેની સાથે માયાળુપણે બોલો તે તેને ખાવાનું આપી અર્થાત્ ધંધે વળગાડી ભિખારી રાખો નહિ; હજારો જાતના ઉદ્યોગો ચાલે છે તેમાં તેને જોડી દો. હે ધનવાન૦ ૫

શરીરે ગળી ગએલાં કે જળી ગએલાં તથા આંધળાંને શરીરે કામ ન કરી શકે તેવાં માણસોનું ભરણ પોષણ કરવા તમારૂં ધન વાપરો. હે ધનવાન૦

સંપ કરી ચાલતા રીત રિવાજમાં સુધારો કરી, સૌના સુખનો સામાન સસ્તો કરો, ને હંમેશાં સારા વિચાર કરો. હે ધનવાન૦ ૭

પરદેશમાં જઇ વેપાર કરો, અને બીજા લોકોની વિદ્યાકળા શીખી લાવો. તેમ કરવામાં હિંમત હારો નહિ પણ ઉમંગ રાખો. હે ધનવાન. ૮

હે ધીર પુરૂષો! કવિઓ પાસે પુસ્તકો લખાવી તમારૂં નામ કાયમ રહે તેમ કરો. હે ભાઇઓ! આવો જોગ ફરીથી મળશે નહિ. માટે દલપતરામ કવિ કહે છે કે તમે તેનો સારો ઉપયોગ કરો. હે ધનવાન. ૯

## પાઠ ૫૪ મો.

## જગત્કર્તાની સ્તુતિ.

શોભા=દેખાવ.
સાજ=ભપકો.
રાજ=રાજા.
જશ=કીર્તિ.
હામ=હિંમત.
ન્યારાં=સુંદર.
રચના=બનાવટ.
ઉદ્‌ભિજ=વનસ્પતિ.
જહાં=જ્યાં.
સૃષ્ટિ= પૃથ્વી.
ક્રમે=અનુક્રમે.
મંડાઇ=સ્થાપન થઇ.
નમુના=ઘાટ.
નિશાની=એંધાણી.
કંકર=પત્થર.
જડ=હાલી ચાલી શકે નહિ તેવો પદાર્થ.
ભૂચર=(ભૂ. પૃથ્વી+ચર્ ધા.) પૃથ્વી પર ચાલનાર.
જળચર=પાણીમાં ચાલનાર.
સુનું=સોનું.
માનવીકાજ=માણસોને માટે.
દાઝ=લાગણી.
કષ્ટ હરનારા=દુઃખ મટાડનારા.
અપારા=ઘણા.
રાજે=પ્રકાશે

દીએ=આપે.
રજનીરાજા=( રજની–રાત+રાજ )
 રાતનો રાજા ચંદ્ર.
નખેતૈર=નક્ષત્ર; કૃતિકા, રોહણી
 વગેરે ૨૭ નક્ષત્ર છે.
વિરાજે=પ્રકાશે.
લેર=લહરી; મોજું.
સ્થિરતા=શાંતપણું.
છાજે=શોભે.
ગંગા=આકાશગંગા.
ખુશ=રાજી.
શોહાય=શોભાય.
અધર=આધારવગર.
ગંભીર=ભયંકર.
પોલ=પોલાણ.
ખટઋતુ=૭ ઋતુ; શીશીર, હેમં-
 ત, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ.
જગદાધાર=જગતનો આધાર.
ધારા=નિયમ.
ડાઠ=ભભકો.
તરુ=ઝાડ.
લતા=વેલા.
ધારા=નિયમ.
પાષાણ=પત્થર.

સાથ=ટોળું.
હીલી=હાલી.
કલ=અવાજ.
પ્યારા=વહાલા.
સિંધુ=દરીઓ.
લહેર=મોજાં.
નગ=પર્વત.
ઉપવન=વાડી.
રાન=જંગલ.
રઢીયાળાં=રળીઆમણાં.
સલુણું=સુંદર.
ઘટઘટ=દરેક જગ્યા.
અગાધ=જળ.
અગાધ=પાર ન પમાય તેવું.
લલિત=સુંદર.
ક્ષેમ=કુશળ.
પ્રીત=હેત.
સજી=ધારણ કરી.
નેક=નીતિ.
સર=સરોવર
રમ્યપણું=સુંદરતા.
ખગ=પક્ષી.
સુસ્વરૂં=સારા સ્વરવાળું.
ગાન=ગાયન; ગીત.

બુદ્ધ=બુદ્ધિ.
દહનારા=બાળનારા; નાશ કરનારા.

લીલામૃતધારા=સૌન્દર્યરૂપી અમૃતનો પ્રવાહ.

હે જગતના ધણી પરમેશ્વર ! તારી શોભા ને ભપકો કેવો છે ! કવિ અને ભક્ત જનો તારા ગુણ ગાતાં હિંમત હારી ગયા ! કારણ કે તારી કૃતિ ઘણી સુંદર છે. પાતાળની રચના શી કહું ! તેમાં પોપડા, ઢાળ ને જમીનની જુદી જુદી જાતો છે તથા તેમાં જૂની વસ્તુઓ તથા જુદી જાતની વનસ્પતિ અને ઘણી જાતનાં પ્રાણીઓ દેખાય છે. કાળક્રમે ઘણી સૃષ્ટિઓ બદલાઇ ગઇ, અને ફરીથી તે એક પછી એક બંધાઇ પણ ખરી. એ વાતો કાંઈ જુઠી નથી કારણ કે તેની નિશાનીઓ અને નમુના હજી પણ દેખાય છે.

જુદી જુદી જાતની માટીનાં, કાંકરાનાં, ચુનાનાં, પત્થરનાં, પડ અહીં–પાતાળમાં અનુક્રમે નથી. વળી જમીન પરનાં અને પાણીમાં ફરનારાં પ્રાણીઓનાં પત્થર જેવાં બની ગએલાં જડ ખોખાં પણ અહીં દેખાય છે. વળી સર્વ માણસો જે સોનું, રૂપું વગેરે ધાતુઓ વાપરે છે તે પણ અહીંથીજ નીકળે છે.

હે દુઃખનો નાશ કરનારા પ્રભુ ! તમે મનમાં દાઝ આણી એ સર્વ પદાર્થો માણસો માટે બનાવ્યા છે. હે પ્રભુ ! તારા ડહાપણનો ભંડાર પાર વિનાનો છે અર્થાત્ તારૂં ડહાપણ ઘણુંજ છે. ૧

આકાશની રચના વિષે પણ શું કહું ! બધા ગ્રહોમાં સુરજનો પ્રકાશ શોભે છે અને તે વનસ્પતિ અને પ્રાણીઓને માટે પૃથ્વીને ગરમી આપે છે. વળી રાત્રે ચંદ્રમા ને બધાં નક્ષત્રો પણ ખૂબ પ્રકાશે છે, પવનની ઠંડી લહરીઓથી બધે શાન્તિ દેખાય છે.

સૂર્ય અને ચંદ્ર જે માર્ગમાં ફરે છે તે માર્ગને રાશિ કહે છે. (સૂર્યને ફરવાનો માર્ગ ક્રાન્તિવૃત્ત કહેવાય છે, એ ક્રાન્તિવૃત્તની આસપાસ

૮ અંશ સુધીના માર્ગમાં ચંદ્રને બીજા ગ્રહોનો રસ્તો છે. તેથી ક્રાન્તિ વૃત્તથી ૮ અંશ સુધી ઉત્તર દક્ષિણનો જે પટો તેને રાશીચક્ર કહે છે. અને તેના બાર ભાગ પાડી તે દરેકનાં જુદાં જુદાં નામ આપેલાં છે[૧] ) અજવાળીઆમાં ચંદ્રની કળા વધે છે. ને અંધારીઆમાં ઘટે છે. આકાશગંગાનો દેખાવ ને જુદી જુદી જાતનાં સુશોભિત વાદળાંના રંગ જોઇને દીલ ખુશ થાય છે. રે ! કંઇ પણ આધાર વિના સર્વ ગોળા—સુર્ય, ચંદ્ર ને બીજા બધા ગ્રહો ને ઉપગ્રહો—રહેલા છે, આકાશ પણ ગંભીર છે. હે પ્રભુ ! તુંજ જગતનો આધાર છે. તેં છ ઋતુઓના નિયમિત ધારા બાંધ્યા છે એટલે તેઓ ક્રમવાર આવે છે. ૨

આ સૃષ્ટિનો ઠાઠ પણ કેવો છે ? ઘણે ઠેકાણે પાણી ને પત્થરોમાં ઝાડ વેલાથી ભરપુર સુશોભિત સ્થળો છે, પશુપંખીઓ ને મનુષ્યોનો સાથ નાટકોના જેવો દેખાવ આપે છે. તેઓ રૂપ, રંગ, ગુણ કે ગાયન વડે આનંદ આપે છે. પાકથી ભરેલાં ખેતરો હાલીને ચળકારા કરે છે—સુશોભિત દેખાય છે. ત્યાં પક્ષીઓના મીઠા ને સુંદર અવાજ આનંદ આપે છે. સંધ્યાકાળનાં શીતળ પવનનાં મોજાંથી દરીઓ, નદીનાળાં, પર્વત, વન, વાડી, મેદાન ને જંગલઃ એ સુંદર લાગે છે. આ પ્રમાણે સર્વ સાદુ ને સુન્દર છે તોપણ તેમાં બહુ કામ કરેલું દેખાય છે. તે ઉપરથી તેનો બનાવનાર બહુ ચતુર હશે એમ જણાય છે. દરેક જગાએ તેની અગાધ શક્તિ માલમ પડે છે ને તે સાથે બોધ આપે છે. ૩

---

૧. મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન.

એ રીતે વાડીઓની શોભા સુંદર છે. તે ભાવથી લાડ કરતી નાચે છે. ને ઠામ ઠામ હેત ઉપજાવે છે. વળી ટેક રાખીને વાડીએ સાડી પણ સુંદર ધારણ કરી છે ( જમીન પર ઉગેલું ઘાસ એ સાડી પેઠે શોભે છે ) તે રમણીય દેખાવ બહુ આનંદ આપે છે, તેમાં પક્ષીઓ બહુ મધુર ગીત ગાય છે તે સર્વને ગમે છે.

સરોવર, દરીઓ, નદીનાળાં વગેરે બનાવી તેં અમને પાણીનું સુખ આપ્યું છે. વળી વન, ઝાડ ને પર્વતોની શોભા પણ તેંજ બનાવી છે. દરરોજ મીઠા સ્વરવાળાં પક્ષીઓ અમને સુંદર ગાયન સંભળાવે છે. અને બધે ઠેકાણે ધર્મ બતાવીને તું દાન કરાવે છે.

હે પાપ ટાળનારા પ્રભુ ! અમને સર્વને સુબુદ્ધિ આપી પવિત્ર કરો. સૌન્દર્યરૂપ અમૃતના પ્રવાહરૂપ પ્રભુ ! તારી વધારે સ્તુતિ અમે શી રીતે ગાઇએ ? તને ધન્ય છે !

# ભૂગોળ.

## આફ્રિકા ખંડ.

પ્ર૦ આફ્રિકા ખંડની સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ ખંડની શોધખોળ ઇ. સ. ૧૯મી સદીના મધ્યભાગમાં થએલી છે તે પહેલાં તેની હકીકત જાણવામાં આવી ન હતી. તેથી તેને અંધકારમય ખંડ કહેતા. હજુ પણ તેની અંદરના કેટલાક ભાગની શોધખોળ થઈ નથી. પણ તેમાં આવેલો મિસર દેશ પ્રાચીન કાળમાં વિદ્યાકળા તથા હુનર ઉદ્યોગમાં તેમજ સુધારામાં ઘણો આગળ પડતો હતો.

પ્ર૦ બીજા ખંડોની સાથે તેનો મુકાબલો કરો.

ઉ૦ વિસ્તારના પ્રમાણમાં ઘણી ઓછી વસ્તિવાળો, અખાત વગરનો, મોટા રણવાળો અને વેપારની બાબતમાં નદીઓમાં વહાણો ન ફરી શકે તેથી ઘણી અગવડતાવાળો ખંડ છે. બીજા ખંડોની પ્રજા સુધરેલી હાલતમાં છે ત્યારે આ ખંડની પ્રજા જંગલી અવસ્થામાં છે. પ્રજાની અજ્ઞાનતાને લીધે યુરોપવાસીઓએ જાણે માંહોમાંહે વહેંચી લીધો હોય તેમ તેમણે ઘણા ખરા જાણીતા ભાગમાં પોતાની સત્તા બેસાડી છે.

પ્ર૦ આ ખંડની સીમા કહો.

ઉ૦ ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર અને પૂર્વે હિંદી મહાસાગર, રાતો સમુદ્ર અને સુવેઝની નહેર, દક્ષિણે દક્ષિણ મહાસાગર તથા પશ્ચિમે આટલાંટિક મહાસાગર આવેલો છે.

પ્ર૦ આફ્રિકાનો વિસ્તાર કહો.

ઉ૦ યુરોપખંડ કરતાં વિસ્તારમાં ત્રણુ ગણો મોટો એટલે ક્ષેત્રફળ ૧ કરોડ ૨૦ લાખ ચો. માઇલ છે. ઉત્તર દક્ષિણુ લંબાઇ ૫૦૦૦ માઇલ તેમજ પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૫૦૦૦ માઇલ છે.

પ્ર૦ આફ્રિકાની આબોહવા કહો.

ઉ૦ મોટાં રણુ હોવાથી હવા ઘણી ગરમ અને સુકી છે. સહરાના રણુમાં તથા અંદરના ભાગમાં અને ઉત્તરના ભાગમાં વરસાદ આવતો નથી. વિષુવવૃત્ત ઉપર પુષ્કળ વરસાદ પડે છે. કિનારાની આબોહવા સારી હોઇ યુરોપિઅનોને માફક આવે તેવી છે. દક્ષિણુ આફ્રિકાની હવા પણુ સારી છે. આફ્રિકામાં ઉનાળો અને વર્ષાઋતુ છે, શિયાળાની ઋતુ નથી. કિનારે આવેલા પર્વતો હવાનો ભેજ ચુસી લે છે તેથી અંદરના ભાગની હવા ઘણે ભાગે સુકી હોય છે.

પ્ર૦ આ ખંડની કુદરતી રચનાનું વર્ણુન કરો.

ઉ૦ આ ખંડ ઉચ્ચ પ્રદેશ હોઇ કિનારાની જમીન નીચી છે. મધ્યના ઉચ્ચ પ્રદેશની સરહદ પર પર્વતો આવેલા હોવાથી અંદરના ભાગમાં જવાની મુશ્કેલી પડે છે. સિદ્રાના અખાત અને ઇજીપ્તની વચ્ચે નીચામાં નીચું મેદાન આવેલું છે.

પ્ર૦ આફ્રિકાખંડની પેદાશ કહો.

ઉ૦ આ ખંડની ઘણીખરી જમીન ઉજડ છે. રણુના પ્રદેશમાં ખજુર થાય છે. ઉત્તર તરફની ફળદ્રુપ જમીનમાં–ચોખા, ઘઉં, રૂ, બાજરી, ગુંદ, અને તમાકુનો પાક થાય છે. કાંગો નદીના પ્રદેશમાં અને ગીનીના કિનારા પરની જમીન ઉપર મોટાં જંગલો છે, તેમાં તાડ, અબનુસ, સુખડ, ગુંદર, રબર, તથા ઇમારતી લાકડાં થાય છે. દક્ષિણુ ભાગમાં ઝાંદડાં વગરનાં ઝાડ

થાય છે. જાનવરોમાં સિંહ, હઇના, જિરાફ, ઊંટ, ઝિબ્રા, હ્રિનોસેરાસ, ગોરિલા, ચીમ્પાન્ઝી અને હાથી જોવામાં આવે છે. જંગલમાં મોટા સાપ નજરે પડે છે. શાહમૃગ, તથા જુદી જુદી જાતનાં પક્ષીઓ હોવાથી પીછાંનો વેપાર ધમધોકાર ચાલે છે. આફ્રિકામાં એક જાતની માખી થાય છે તે ઘોડા, ઊંટ, બળદ અને કુતરાનો નાશ કરે છે. ત્યાંના ઊંટને બે ખુંધ હોય છે. ખનિજ પેદાશમાં—દક્ષિણ આફ્રિકામાં સોનાની અને હીરાની ખાણો છે. ગીડાની ખાણો છુટક છુટક આવેલી છે. એટલાસ પર્વતમાંથી લોઢું, તાંબું અને સીસું જડે છે. મોટી મોટી નદીઓની રેતીમાંથી સોનું મળી આવે છે.

પ્ર૦ આફ્રિકામાં રહેતી પ્રજાનું વર્ણન કરો.

ઉ૦ આફ્રિકામાં લગભગ સવાપંદર કરોડ માણસની વસ્તી છે. વસ્તીનો વધારો પશ્ચિમ સુદાનમાં છે. સહરા અને પોર્ટુગીઝ આફ્રિકામાં વસ્તી ઓછી છે. ઉત્તરમાં મિસરી, મૂર, આરબ અને આબીસીનિઅનની વસ્તી છે. મધ્યમાં હબસી અને દક્ષિણમાં હોટેન્ટોટો છે. આફ્રિકન પ્રજા કેળવણીમાં ઘણી પછાત, વહેમી અને જંગલી છે. પહેલાં ગુલામનો વેપાર ચાલતો, પણ હાલમાં બંધ પડયો છે. ફ્રાન્સ, ઈંગ્લાંડ, નેધર્લાંડ, પોર્ટુગલ, જર્મનિ વગેરે દેશોમાંથી લોકો ત્યાં જઇ વસ્યા છે. તેથી ત્યાંના લોકો ખ્રિસ્તી ધર્મ પાળતા થયા છે. દક્ષિણ આફ્રિકામાં અને પૂર્વ આફ્રિકામાં વેપાર અર્થે હિંદુસ્તાન અને અરબસ્તાનમાંથી કેટલાક લોકો જઇ રહેવા લાગ્યા છે.

પ્ર૦ આફ્રિકાની વેપાર સંબંધી જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ લોકો અધમ અવસ્થામાં હોવાથી આ ખંડ વેપારમાં પણ પાછળ પડતો છે. વળી અખાત નહિ હોવાથી તેમજ નદીના માર્ગો પણ સારા નથી. યુરોપિઅન પ્રજાના વસવાટને લીધે કેટલેક સ્થળે રેલ્વે શરૂ થઇ છે, તે રસ્તે વેપાર ચાલે છે. વેપારની વધારે સગવડ માટે દક્ષિણથી ઉત્તર તરફ જવાય તેવી મોટી રેલ્વે બાંધવાનો વિચાર ચાલે છે.

પ્ર૦ આફ્રિકા ખંડની મુખ્ય નિકાસ કહો.

ઉ૦ હીરા—(દ. આફ્રિકા), સોનું (નાતાલ, ગોલ્ડકોસ્ટ) શાહમૃગનાં પીછાં, ઊન, રૂ, ખુંદ, ગળી અને ગુંદર તથા કેટલાંક ઇમારતી લાકડાં બહાર દેશ જાય છે.

પ્ર૦ આફ્રિકાના લોકોના ધર્મ સંબંધી વર્ણન કરો.

ઉ૦ ઉત્તર અને પૂર્વ આફ્રિકાની પ્રજા મુખ્યત્વે મુસલમાની ધર્મ માને છે. કેટલાક ભાગમાં યુરોપિઅનોના સહવાસથી ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થાય છે, અને બાકીના મૂર્તિપૂજક છે.

પ્ર૦ આફ્રિકાનાં મુખ્ય રાજ્ય કહો.

ઉ૦ આ ખંડમાં મોરોક્કો અને આબીસિનિઆ નામનાંજ સ્વતંત્ર રાજ્ય છે. બાકીનો ઘણોખરો પ્રદેશ યુરોપીઅન પ્રજાના તાબામાં છે. તેમાં સર્વથી ઈંગ્લાંડની હકુમત નીચે સૌથી વધારે મુલક છે. તે સિવાય—ફ્રાન્સ, જર્મની, બેલ્જીઅમ, સ્પેન, પોર્ટુગાલ અને ઇટાલીને તાબે છે. મિસર ઉપર તુર્કસ્તાનના સુલતાનની નામની સત્તા હતી. હાલમાં તમામ વહીવટ અંગ્રેજના હાથમાં છે.

પ્ર૦ આફ્રિકામાં પર્વતો કયા છે ?

ઉ૦ ઉત્તરમાં—એટલાસ પર્વત બાર્બરી સંસ્થાનમાં આવેલો છે.

પશ્ચિમમાં—**કાંગ** પર્વત અપરગીનીની ઉત્તરે, અને **કેમેરૂન** કેમેરૂનમાં છે.

દક્ષિણ તરફ—**ડ્રેકનબર્ગ** નાતાલની પૂર્વમાં.

પૂર્વમાં—**કીલીમાન્જારો** જર્મન પૂર્વ આફ્રિકામાં, **કેનીઆ** બ્રિટિશ પૂર્વ આફ્રિકામાં આવેલો છે.

પ્ર૦ આફ્રિકા ખંડની નદીઓ વિષે શું જાણો છો ?

ઉ૦ ઉત્તર તરફ વહેનારી **નાઇલ** વિક્ટોરિઆન્યાંઝા સરોવર આગળથી નીકળી આલ્બર્ટન્યાંઝા સરોવરમાં થઇ ભૂમધ્ય સમુદ્રને મળે છે. તેને આગળ જતાં **બહરેલગઝલ** અને **ભૂરીનાઈલ** નદીઓ મળે છે. નાઇલના મુખ ઉપર **રોઝેટા** અને **ડામીએટા** નામનાં અગત્યનાં બંદર આવેલાં છે. તેના મુખ આગળનો ડેલ્ટા ઘણો ફળદ્રુપ છે. ગંગા જુમનાની માફક આ નદીમાંથી નહેરો કાઢી તેનું પાણી મીસર દેશના ખેતીવાડીના ઉપયોગમાં લે છે. કારણ કે સહરાના રણને લીધે મીસરમાં વરસાદ આવતો નથી; આથી મિસર દેશની ખેતીનો આધાર આ નદી ઉપરજ રહેલો છે.

પશ્ચિમમાં વહેનારી—**નાઈજર** સુદાન દેશમાંથી નીકળી ગીનીના અખાતને મળે છે. આ નદી **જોલીબા** કે **કુવારા** નામથી પણ ઓળખાય છે. **કાંગો** કે **જેર** આફ્રિકામાં સૌથી મોટી નદી હોઇ મોઇરો સરોવર આગળથી નીકળી આટલાંટિક મહાસાગરને મળે છે. **સેનીગાલ** અને **ગાંબિઆ** સેનીગાંબિઆમાં વહી આટલાંટિક મહાસાગરને મળે છે.

પૂર્વમાં—**લીમ્પોપો** ટ્રાન્સવાલની ઉત્તરે પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકામાં વહી હિંદી મહાસાગરને મળે છે. **ઝાંબેઝી** મધ્ય

આફ્રિકામાં વહી મોઝાંબિક ખાડીમાં પડે છે. આ સિવાય—**સીરે**, **વાલ**, **ઓરેંજ** વગેરે કેટલીક નદીઓ આવેલી છે.

**પ્ર૦** આફ્રિકામાં આવેલાં સરોવર કહો.

**ઉ૦** **વિક્ટોરિઆન્યાંઝા**, **આલ્બર્ટન્યાંઝા**, **ટાંગાનિકા** કામેરૂનની પૂર્વમાં આવેલું છે. **બેંગવિઓલો**—રોડેસિઆમાં. **ન્યાસા** મોઝાંબિકની પશ્ચિમે, **ગાર્મો** દક્ષિણમાં રોડેસિઆની પૂર્વે અને **ચાડ** સુદાનમાં આવેલું છે.

જુની દુનિઆમાં આ ખંડનાં સરોવર ઘણાં મોટાં છે.

**પ્ર૦** આફ્રિકાનાં રણ કહો.

**ઉ૦** **સહરાનું** રણ ઉત્તરમાં આવેલું છે અને **કલ્હરી** દક્ષિણ મધ્ય આફ્રિકામાં આવેલું છે. સહરાના રણમાં જે ગુગળાવી નાખે એવો પવન વાય છે તેને **સીમુમ** કહે છે.

**પ્ર૦** આફ્રિકા ખંડના મુખ્ય અખાત કહો.

**ઉ૦** ઉત્તર કિનારે—**સિદ્રાનો** અખાત ટ્રિપોલીની ઉત્તરે, અને **કાબેસનો** અખાત ટયુનિસની પૂર્વે છે. પશ્ચિમ કિનારે **ગિનીનો** અખાત, **બેનિનનો** અખાત અને **બિઆફ્રાનો** અખાત આવેલો છે, અને પૂર્વમાં **ડેલગોઆ** ઉપસાગર, **સોફાલા** ઉપસાગર અને **એડનનો** અખાત છે. આ સિવાય **ટેબલ**, **ફાલ્સ**, **અલગોઆ** ઉપસાગર દક્ષિણ આફ્રિકામાં છે. **મોઝાંબિકની** ખાડી ખંડ અને માડાગાસ્કર બેટની વચ્ચે આવેલી છે.

**પ્ર૦** જાણવા લાયક ભૂશિર ગણાવો.

**ઉ૦** **બોન** ભૂશિર અને **સ્પુટા** ભૂશિર ઉત્તર કિનારે, **વર્ડ** અને **કેપબ્લાંકો** અને **પાલમાસ** પશ્ચિમ કિનારે, **કેપ ઓવ ગુડહોપ** અને **આગુલહાસ** દક્ષિણ કિનારે, **કોરીન્ટઅસ**, **ડેલ-**

ગાડો અને ગ્વાર્ડાફુઇ પૂર્વ કિનારે આવેલી છે. બોન **છેક** ઉત્તરબિંદુ, કેપવર્ડ પશ્ચિમબિંદુ, **આગુલહાસ** છેક દક્ષિણબિંદુ અને **ગ્વાર્ડાફુઇ** છેક પૂર્વબિંદુ છે.

પ્ર૦ આફ્રિકામાં આવેલા દ્વીપ કહો.

ઉ૦ આટલાંટિક મહાસાગરમાં તે **અઝોર્સ**, **મડીરા**, કેપવર્ડ પ્રિન્સેસ **બેટ** અને **સેંટટામસ** પોર્ટુગાલને તાબે છે. **કેનેરી** અને **અનાબોન**, તથા **ફર્નાન્ડોપો** સ્પેનને તાબે છે. **સેંટ હેલીના** અને **એસેન્સન** અંગ્રેજોને તાબે છે. મડીરા ટાપુની હવા સારી છે. કનેરીમાં **ટેનેરિફ** નામનો જ્વાળામુખી પર્વત આવેલો છે. સેંટ હેલીનામાં **નેપોલીઅન બોનાપાર્ટને** તથા બોર સરદાર ક્રોંજીને કેદ કરવામાં આવ્યા હતા. નેપોલીઅન ઇ. સ. ૧૮૨૧ માં મરણ પામ્યો હતો, પણ તેનું મડદું ઇ. સ. ૧૮૪૦ માં પારિસ લઇ ગયા હતા.

હિંદી મહાસાગરમાં **માડાગાસ્કર** બુર્બોન (રીયુનિઅન) અને **કોમોરો** ટાપુ ફ્રાન્સને તાબે છે. **મોરિશિઅસ**, **સૈચલ** અને **સોકોટ્રા** અંગ્રેજને તાબે છે. માડાગાસ્કરની રાજધાની **તાનાનારીબો** છે. મોરિશિઅસથી ખાંડ બહાર દેશ જાય છે, અને તેને તાબે રોડ્રિગ્સ નામનો નાનો બેટ છે. સોકોટ્રામાંથી **એળીઓ** બહાર દેશ જાય છે. સોકોટ્રા મુંબાઈ સરકારની દેખરેખ નીચે છે.

પ્ર૦ આફ્રિકાના વિભાગ કહો.

ઉ૦ ઉત્તર આફ્રિકા, ૨ પશ્ચિમ આફ્રિકા, ૩ પૂર્વ આફ્રિકા, ૪ મધ્ય આફ્રિકા અને ૫ દક્ષિણ આફ્રિકા.

પ્ર૦ ઉત્તર આફ્રિકાના દેશ તથા રાજકીય વિભાગો રાજધાનીનાં શહેર સાથે ગણાવો.

(૧) બાર્બરી સંસ્થાનો—

| ભાગ. | રાજધાનીનું શહેર. |
| --- | --- |
| મોરોક્કો ... ... ... | મોરોક્કો. |
| અલ્જીરિઆ ... ... ... | અલ્જીર્સ. |
| ટ્યુનીસ ... ... ... | ટ્યુનીસ. |
| ટ્રિપોલી ... ... ... | ટ્રિપોલી. |
| (૨) ઇજીપ્ત કે મિસર ... ... ... | કેરો. |
| (૩) ઇજીપ્શિઅન સુદાન ... ... | ખાર્ટુમ. |
| (૪) આબીસીનિઆ ... ... ... | એડીસઅબેબા. |
| (૫) સહરા... ... ... ... | એગાડેઝ. |
| (૬) સુદાન ... ... ... ... | ટિમ્બક્ટુ. |

પ્ર૦ પશ્ચિમ આફ્રિકાના દેશ રાજધાની સાથે કહો.

ઉ૦

| દેશ | રાજધાની |
| --- | --- |
| (૧) લોઅર સેનીગાલ... ... ... | સેંટલુઈ. |
| (૨) બ્રિટિશ ગામ્બિઆ ... ... | બાથર્સ્ટ. |
| (૩) સીએરા લિઓન... ... ... | ફ્રીટાઉન. |
| (૪) લીબારિઆ ... ... ... | મનરોવીઆ. |
| (૫) ગોલ્ડકોસ્ટ ... ... ... | કેપકોસ્ટ કાસલ. |
| (૬) ડાહોમી ... ... ... | એબોમી. |
| (૭) લાગોસ ... ... ... | લાગોસ. |
| (૮) દક્ષિણ નાઇજીરિઆ ... ... | ઓલ્ડ કેલેબાર. |
| (૯) ફ્રેંચ કાંગો ... ... ... | લાઇબ્રિવીલે. |
| (૧૦) કાંગો ફ્રીસ્ટેટ ... ... ... | બોમા. |

પ્ર૦ પૂર્વ આફ્રિકામાં કયા દેશો આવેલા છે?

ઉ૦ (૧) બ્રિટિશ પૂર્વ આફ્રિકા ... ... મોમ્બાસા.
(૨) ઝાંઝીબાર ... ... ... ઝાંઝીબાર.
(૩) જર્મન પૂર્વ આફ્રિકા ... ... દારેસલામ.
(૪) પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકા ... ... મોઝાંબિક.

પ્ર૦ મધ્ય આફ્રિકાના દેશ રાજધાનીનાં શહેર સાથે કહો.
(૧) રોડેશિઆ ... ... ... સોલ્ઝબરી.
(૨) બ્રિટિશ મધ્ય આફ્રિકા ... ... બ્લેનટાયર.

પ્ર૦ દક્ષિણ આફ્રિકામાં ક્યા દેશ આવેલા છે ? તેની રાજધાની સાથે કહો.

ઉ૦ (૧) કેપ કોલોની ... ... ... કેપ ટાઉન.
(૨) નાતાલ ... ... ... પીટર મારિસ્બર્ગ.
(૩) ઓરેંજરીવર કોલોની ... ... બ્લોમ્ફોટીન.
(૪) ટ્રાન્સવાલ ... ... ... પ્રિટોરીઆ.
(૫) બેસુટોલેન્ડ ... ... ... મેસેરૂ.

## દેશવાર હકીકત.

પ્ર૦ બાર્બરી સંસ્થાનની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ ચાર રાજ્યો મળીને થએલો આ દેશ આફ્રિકાની ઉત્તર તરફ આવેલો છે. પહેલાં આ દેશમાં ચાંચીઆ લોકો લૂટફાટ કરતા પણ હાલ અંગ્રેજ અને ફ્રેંચ સરકારે તેમને બંધ કર્યા છે. કિનારા પરની ઋતુ સાધારણ છે, પણ બીજી દિશા તરફ રણનો ગરમ પવન વાયા કરે છે.

પ્ર૦ બાર્બરી સંસ્થાનના ભાગ કહો.

ઉ૦ (૧) મોરોક્કો, (૨) અલ્જીરિઆ, (૩) ટ્યુનીસ અને (૪) ટ્રિપોલી.

પ્ર૦ મુખ્ય પર્વત ક્યા છે ?

ઉ૦ એટલાસ પર્વત ઓન ભૂશિરથી આટલાંટિક મહાસાગર સુધી ગએલો છે.

પ્ર૦ લોકો વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ લોક આરબ છે અને તેઓ મૂર નામથી ઓળખાય છે. તેઓ મુસલમાની ધર્મ પાળે છે. ત્યાં યાહુદી લોકની પણ વસ્તી છે, તેઓ શ્રીમંત છે.

## ૭. મોરોકકો.

પ્ર૦ મોરોક્કોની જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ ઉત્તરમાં પશ્ચિમ તરફ આવેલો આ ભાગ ફળદ્રુપ છે. ત્યાંનો સુલતાન "દીન ચુસ્તોનો શાહજાદો" ગણાતો હતો, પણ હાલમાં આ સંસ્થાન ફ્રેંચ સરકારની દેખરેખ નીચે છે. રાજ્યસત્તા જુલમી છે.

પ્ર૦ ત્યાંની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ તમામ જાતનું અનાજ થાય છે. તથા મકાઇ, ખજુર, બદામ, ઓલીવ અને શીગનો પાક પુષ્કળ થાય છે. હુન્નર ઉદ્યોગમાં ટોપી, શેત્રંજી તથા મોરોક્કો ચર્મ (ચામડાં પકવવાં) બને છે.

પ્ર૦ મુખ્ય આયાત કઇ છે ?

ઉ૦ સુતરાઉ અને ગરમ કાપડ, ખાંડ અને ચા બહારથી આવે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કયાં છે ?

ઉ૦ મોરોક્કો—રાજધાનીનું શહેર છે.

ફેઝ—મુસલમાનોનું પવિત્ર શહેર હોઇ. ટોપી, શેત્રંજી અને મોરોક્કો ચર્મને માટે પ્રખ્યાત છે.

ટાંજીર—જુદા જુદા રાજયોના એલચી આ શહેરમાં રહે છે.

## च अल्जीरिआ.

પ્ર૦ અલ્જીરિઆની જાણવા યોગ્ય સામાન્ય હકીકત કહો.

ઉ૦ મોરોક્કોની પૂર્વે આવેલો હોઇ પહેલાં મુરિશ શાહજાદાઓને તાબે હતો, પણ હાલમાં ફ્રેંચોને તાબે છે. આ પ્રદેશ ફળદ્રુપ છે.

પ્ર૦ આ ભાગની મુખ્ય પેદાશ કઇ છે ?

ઉ૦ ઘઉં, ઓલીવ, તમાકુ અને દ્રાક્ષ તથા રૂ પુષ્કળ થાય છે. તેમજ એસ્પાર્ટો નામનું ઘાસ (જેના કાગળો બને છે) તે બહાર દેશ જાય છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ અલ્જીઅર્સ—રાજધાનીનું શહેર ભૂમધ્ય સમુદ્ર પર આવ્યું છે. તે સુંદર હોવાથી રૂપેરી શહેર" તરીકે ઓળખાય છે.

## क ટ્યુનીસ.

પ્ર૦ આ ભાગની સામાન્ય હકીકત વિષે શું જાણો છો ?

ઉ૦ આ ભાગ ફ્રેંચોના આશ્રય નીચે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ એસપાર્ટોઘાસ, ઓલીવનું તેલ, દારૂ, વાદળી, ઢોર અને અનાજ.

પ્ર૦ જાણવા લાયક શહેરો કહો.

ઉ૦ ટ્યુનીસ—રાજધાનીનું શહેર ભૂમધ્ય સમુદ્રપર છે. ત્યાં રેશમી તથા ગરમ કાપડ બને છે. આ શહેરની પાસે કાર્થેજ શહેરનાં ખંડેર આવેલાં છે.

## ड. ટ્રિપોલી.

પ્ર૦ ટ્રિપોલીની જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ આ પ્રાંતમાં બાર્કા અને ફેઝાનનો સમાવેશ થાય છે. તે તુર્કસ્તાનના સુલતાનની સત્તા નીચે હતો, પણ ઇ. સ. ૧૯૧૨માં ઇટાલિએ જીતી લીધો છે.

પ્ર૦ ટ્રિપોલીની મુખ્ય નિકાશ કહો.

ઉ૦ શાહમૃગનાં પીછાં, હાથીદાંત અને ચામડાં પરદેશ જાય છે.

## ૨. મિસર (ઇજીપ્ત.)

પ્ર૦ મિસરથી સામાન્ય હકીકત વિષે શું જાણો છો ?

ઉ૦ પ્રાચીન કાળમાં સુધારાની ટોચે પહોંચેલો અને દુનિઆના નાક સમાન ગણાતો હતો. હાલમાં પણ ત્યાંની પ્રાચીનકાળમાં બંધાવેલી પિરામીડો દેશના મુસાફરોને ત્યાંની અસલી જાહોજલાલી જણાવી છક કરી નાખે છે. ત્યાંના હાકેમને ખેદિવ કહે છે. તે આજ સુધી તુર્કીને તાબે ફક્ત નામનો હતો, પણ હાલની ચાલતી લડાઇમાં ત્યાંનો કારભાર અંગ્રેજ સરકારની દેખરેખ નીચે ચાલે છે.

પ્ર૦ મિસરની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ પાસે સહરાનું વિશાળ રણુ આવેલું હોવાને લીધે ત્યાં બીલકુલ વરસાદ આવતો નથી, તેથી ખેતીનો તમામ આધાર નાઇલ નદીના પાણી પર આધાર રાખે છે. નદીના પુરને લીધે ત્યાંની જમીન ફળદ્રુપ બની છે તેથી ખેતીના પાકમાં મુખ્યત્વે રૂ, ઘઉં, ચોખા, જવ થાય છે તે બહાર દેશ જાય છે.

પ્ર૦ મુખ્ય આયાત કઇ છે ?

ઉ૦ સુતરાઉ કાપડ, કોયલા, તમાકુ, ગળી અને ધાતુ બહારથી આવે છે,

પ્ર૦ જાણવા લાયક શહેર કયાં છે ?

ઉ૦ કેરો ( કાયરો ) રાજધાનીનું નાઇલ નદીને કાંઠે આવેલું આફ્રિકામાં મોટું શહેર છે. તેમજ વેપારનું મથક છે.

**અલેકઝાંડ્રિઆ**—મહાન સિકંદરે ઇ. સ. પૂ. ૩૩૨માં વસાવેલું પશ્ચિમ કિનારે મોટું બંદર અને વેપારનું ઠેકાણું છે.

**સુએઝ, પોર્ટસૈયદ**—સુએઝની નહેરમાં ભૂમધ્ય સમુદ્ર તરફનું છેલ્લું શહેર છે.

**રોઝેટાં, ડામીએટા**—નાઇલ નદી પર આવેલાં અગત્યનાં બંદર છે.

## ૩ ઇજીપ્શિઅન સુદાન.

પ્ર૦ આ દેશની જાણુવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આબિસીનિઆની ઉત્તરે આવેલો મુલક છે તે ઘણો ખરો ઉજડ છે તેની દેખરેખ ઇજીપ્ત અને અંગ્રેજ સરકારના હાથમાં છે. હવા ગરમ અને સૂકી છે. લોકો મુખ્યત્વે આરબ અને હબસીઓ છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખજૂર, રૂ, ગળી, તમાકુ અને ગુંદર તથા હાથીદાંત બહાર જાય છે.

પ્ર૦ જાણુવા લાયક શહેર કહો.

ઉ૦ **ખાર્ટુમ**—રાજધાનીનું શહેર ઐતિહાસિક જગા અને વેપારનું અગત્યનું સ્થળ છે. નાઇલ અને ભૂરીનાઇલના સંગમ પર છે. ઈ. સ. ૧૮૮૫માં અંગ્રેજ સરદાર ગોર્ડનને મારી નાખવામાં આવ્યો હતો, પણુ લૅાર્ડ કિચનરે ઇ. સ. ૧૮૯૮માં આ મુલક જીત્યો હતો.

**સુઆકિમ**—ઇજીપ્શિઅન સુદાનનું બંદર છે.

**સેનાર**—પહેલાંનું મોટું શહેર હતું.

**ઓબ્ઝરમાન**—જુની રાજધાની હતી.

## ૪ સુદાન (હબશીનો દેશ.)

પ્ર૦ આ દેશમાં આવેલાં મુખ્ય રાજ્ય કયાં છે?

ઉ૦ **બંબારા, ટિમ્બકટુ, ગોંડો, બાજીર્મિ, કાનેમ** અને વાડાઈ ફ્રેંચ સરકારની દેખરેખ નીચે છે, **સોકોટુ, બોર્નુ** અને નાઇલ નદીની પશ્ચિમનો મુલક બ્રિટિશ સરકારની દેખરેખ નીચે છે.

પ્ર૦ જાણુવા લાયક શહેર કહો.

ઉ૦ **ટિમ્બકટુ**—મુખ્ય શહેર હોઇ વેપારનું મથક છે.

## ૫. આબીસીનિઆ.

પ્ર૦ આ દેશની જાણુવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ ઇજીપ્તની દક્ષિણે આવેલો સ્વતંત્ર પ્રદેશ છે. તેમાં પહાડ, સરોવરો અને પુષ્કળ ઝરાઓ હોવાથી તેને આફ્રિકાનો **સ્વિતઝર્લાંડ** કહે છે. તેની આબો હવા સારી છે. લોકો જંગલી હાલતમાં છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કઇ છે?

ઉ૦ કેટલેક ઠેકાણે વર્ષમાં ત્રણ પાક થાય છે. ખેતીની પેદાશમાં રૂ, શેરડી, ઘુંદ, ગળી અને કેળાં છે. મીઠું, સુરોખાર, ગંધક અને રૂપું મુખ્ય ખનિજો છે.

પ્ર૦ મુખ્ય નદીઓ અને સરોવર કયાં છે?

ઉ૦ **ભૂરીનાઇલ** મુખ્ય નદી અને **ડેમ્બયા** સરોવર છે.

પ્ર૦ મુખ્ય શહેર કયાં છે?

ઉ૦ ગાંડર પહેલાંની રાજધાની અને હાલમાં ધાર્મિક શહેર ગણાય છે.
**એડીસ અબેબા**—હાલની રાજધાની છે.
**મગદલ્લા**—મજબુત કિલ્લો છે. તેને અંગ્રેજોએ ઈ. સ. ૧૮૬૮ માં જીત્યો હતો.

# પશ્ચિમ આફ્રિકા.

પ્ર૦ આ ભાગની સામાન્ય હકીકત વિષે શું જાણો છો?

ઉ૦ આ ભાગ ગાંબિઆ, ઉપલોગીની અને નીચલા ગીનીથી બનેલો છે. તેની હદ ફ્રીઓભૂશિર સુધી છે. તેમાં અંગ્રેજ, ફ્રેંચ, પોર્ટુગીઝ, સ્પેનીશ, જર્મન અને બેલ્જીઅમનાં રાજ્ય છે. કિનારા પરનાં શુરક્ષિત સ્થળો તેમના કબજામાં છે. હવા ગરમ અને સુખાકારી છે. આ ભાગમાં હબસી, ખ્રિસ્તી અને મુસલમાનોની વસ્તી છે.

પ્ર૦ આ પ્રદેશની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ રતાળુ, કેળાં, મકાઇ, બાજરી, જુવાર, બીન,ગળી, અને મરી છે તેમાંથી મુખ્યત્વે કોપરેલ, ગગફળી, હાથીદાંત, રબર અને તાડનું તેલ તથા સોનાની રજ બહાર દેશ જાય છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ સુતરાઉ કાપડ, બંદુક, દારૂગોળો, દારૂ અને સાંચાકામ દેશાવરથી આવે છે.

પ્ર૦ મુખ્ય પર્વત અને નદીઓ કહો.

ઉ૦ કોંગ અને કેમેરૂન પર્વત તથા સેનીગાલ, ગાંબિઆ, નાઇજર, કાંગો અને બીજી કેટલીક નાની નદીઓ આવેલી છે.

પ્ર૦ આ દેશના મુખ્ય ભાગ તથા જાણવા લાયક શહેર કહો.

ઉ૦ ( ૧ ) નીચલો સેનીગાલ ... ... ... સેંટલુઇ.
( ૨ ) ફ્રેંચ ગીની... ... ... ... ...
( ૩ ) ફ્રેંચ આઇવરી કોસ્ટ. ... ... ...
( ૪ ) ડાહોમી ... ... ... ... એબોમી.

( ૫ ) ફ્રેંચ કાંગો... ... ... લાઇબરવિલે.

( ૬ ) પોર્ટુગીઝ મુલક તેમાં પોર્ટુગીઝગીની અને કાંગો અને અંગોલાના પોર્ટુગીઝ ભાગો છે.

( ૭ ) સ્વતંત્ર રાજ્ય (अ) લીબારીઆમાં મન્રોવીઆ શહેર છે. આ રાજ્ય પ્રજાસત્તાક છે. ( ब ) કાંગો સ્વતંત્ર રાજ્ય તે બેલ્જીઅમની દેખરેખ નીચે છે.

( ૮ ) અંગ્રેજનો મુલક.

( अ ) બ્રિટિશ ગામ્બિઆ ... ... બાથર્સ્ટ

( ब ) સીએરાલીઓન ... ... ફ્રીટાઉન

( क ) સુવર્ણ આરો (ગોલ્ડકોસ્ટ) કેપકોસ્ટ કાસલ

( ड ) લાગોસ ... ... ... લાગોસ

( इ ) દક્ષિણ નાઇજીરીઆ ... ઓલ્ડ કેલેબાર

( फ ) ઉત્તર નાઇજીરીઆ ... ... યાકુબા

( ૯ ) જર્મન મુલકમાં ( अ ) ટોગોલેન્ડ અને ( ब ) કેમેરૂન કોસ્ટ મુખ્ય સંસ્થાન છે. क ક્રિઓ ભૂશિરથી ઓરંજ સુધીનો પ્રદેશ પણ જર્મનોના કબજામાં છે. તેમાં વિંધાઇક મુખ્ય શહેર છે.

( ૧૦ ) સ્પેનના મુલકમાં–( अ ) ફર્નાનડોપો અને ( ब ) અનાબોનના ટાપુ છે.

---

## પૂર્વ અને મધ્ય આફ્રિકા.

પ્ર૦ આ ભાગની સામાન્ય હકીકત વિષે શું જાણો છો ?

ઉ૦ પૂર્વ કિનારો પણ પશ્ચિમ કિનારાની માફક નીચો હોઇ જુદા

જુદા રાજ્યોમાં વહેંચાએલો છે. નીચાણવાળા પ્રદેશની હવા ગરમ અને અનારોગ્ય છે, પણ ઊંચાણ પ્રદેશની હવા સારી છે. લોકો મૂર્તિપૂજક છે. ગુલામોનો વેપાર બંધ થએલો છે. આરબ અને હિંદીઓ વેપાર માટે આવી રહેલા છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ સોનું, રબર, હાથીદાંત અને ગુંદર.

પ્ર૦ જાણવા લાયક નદીઓ કહો.

ઉ૦ **ઝામ્બેઝા**—મોઝાંબીકની ખાડીમાં અને **શીરે**—ન્યાસા સરોવરને મળે છે.

પ્ર૦ જાણવા લાયક મુખ્ય ભાગ અને શહેર કહો.

ઉ૦ (૧) પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકા—તેમના (अ) મોઝાંબિક અને (ब) સોફાલા મોટા પ્રાંત છે, તેમાં **લોરેસામાર્ક** ડેલાગોઆ અખાત પર મોટું બંદર છે.

(૨) જર્મન પૂર્વ આફ્રિકા—**દારએસસલામ** મુખ્ય શહેર છે અને **કિલિમાનઝારો** નામનું ઉંચું શિખર આવેલું છે.

(૩) બ્રિટિશ મધ્ય આફ્રિકા પ્રોટેક્ટરેટની રાજધાની બ્લેનટાયર છે. અહીંથી ગુંદ, રૂ, મરચાં, તમાકુ, હાથીદાંત, ચા, મગફળી અને રબર બહાર દેશ જાય છે. ખનીજમાં—સોનું, લોખંડ, કોયલા, અને તાંબું જથાબંધ નીકળે છે.

(૪) બ્રિટિશ પૂર્વ આફ્રિકાનું મુખ્ય શહેર **મોમ્બાસા** છે. આ બંદર પૂર્વ આફ્રિકામાં મોટામાં મોટું છે. ત્યાંથી યુગન્ડા સુધી રેલવે છે. લોકો હોંશીઆર છે. શેરડી, ગુંદ અને તમાકુ મુખ્ય પેદાશ છે.

(૫) **ઝાંઝિબાર** અને **પેમ્બા**નો ટાપુ ઝાંઝિબારના સુલતાનની

દેખરેખ નીચે છે. તેમાં **ઝાંઝિબાર** મુખ્ય શહેર છે. ઘણા હિંદુ વેપારીઓ વેપાર માટે આવે છે. ત્યાંથી લવિંગ, હાથીદાંત, કોપરેલ અને રબર બહાર દેશ જાય છે.

( ૬ ) સોમાલી લેંડ—બ્રિટિશ અને ફ્રેંચ સરકારને તાબે છે. બ્રિટિશની રાજધાની **બર્બેરા** અને ફ્રેંચની રાજધાની **જીબુટી** છે.

( ૭ ) ઈરિટ્રિઆ—ઇટાલીના તાબાનો મુલક હોઇ તેનું શહેર **મસોઆ** રાતા સમુદ્ર પર બંદર છે. અહીંની મુખ્ય નિકાશ–મીઠું છે.

## દક્ષિણ આફ્રિકા.

**પ્ર૦** દક્ષિણ આફ્રિકાની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

**ઉ૦** આમાંનો ઘણો ખરો ભાગ અંગ્રેજોને કબજે છે. તે સમશીતોષ્ણ કટીબંધમાં આવેલો હોવાથી હવા સારી અને યુરોપિઅનોને રહેવા લાયક છે. લોકો કાફીર, જુલુ અને હોટેન્ટ જાતના હોઇ જંગલી છે, પણ હાલમાં ધીમે ધીમે સુધરતા જાય છે. વેપાર અર્થે ઘણા હિંદીઓ પણ અહીં આવી વસેલા છે. આ ભાગમાં હીરા અને સોનાની ખાણો પ્રસિદ્ધ છે.

**પ્ર૦** દક્ષિણ આફ્રિકાના ભાગો જાણવા લાયક હકીકત સાથે કહો.

**ઉ૦** કેપ કોલોનિ, નાતાલ, ટ્રાન્સવાલ, અને ઓરેંજનદીનું સંસ્થાન, રોડેશિઆ, બાસુટોલાંડ અને સ્વાઝીલાંડ સંસ્થાનો છે. બેશુઆનોલાંડ, રક્ષણ હેઠળનો મુલક છે. કેપ કોલોનિ, નાતાલ, ટ્રાન્સવાલ અને ઓરેંજ ફ્રીસ્ટેટને ઇ. સ. ૧૯૧૦ થી સંયુક્ત

દક્ષિણ આફ્રિકાના નામથી જાહેર કરી કારભાર માટે નામદાર શહેનશાહ તરફથી ગવર્નર જનરલ મુકવામાં આવે છે એની રાજધાની પ્રિટોરીઆ-છે, પણ કાયદા બાંધનારી સભા કેપટાઉનમાં મળે છે.

## (૧) કેપકોલોનિ.

પ્ર૦ જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ઈ. સ. ૧૪૮૬ માં પોર્ટુગીઝોએ શોધી કાઢયો, પણ ૧૮૧૫ સુધી વલંદાને કબજે હતો અને ત્યાર પછી ઈંગ્લાંડને કબજે આવ્યો છે. ત્યાંની હવા ગરમ અને સુકી છે. ગ્રેટકારૂ નામના મેદાનમાં વરસાદને લીધે પુષ્કળ ઘાસ ઊગે છે અને ઘેટાં તથા શાહમૃગ ઉછેરવામાં આવે છે તેથી ઊન બહાર દેશ જાય છે તે સિવાય—શાહમૃગનાં પીછાં, ચામડાં, તાંબાની કાચી ધાતુ, સોનું અને હીરા પણ પરદેશ મોકલવામાં આવે છે.

પ્ર૦ મુખ્ય પર્વત, ભૂશિર, અને ઉપસાગર કહો.

ઉ૦ ન્યુવેવેલ્ડ અને ટેબલ મુખ્ય પર્વત છે. ગુડહોપ અને આગલહાસ ભૂશિરો તથા ટેબલ, ફોલ્સ અને અલગોઆ ઉપસાગરો છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ કેપટાઉન—રાજધાનીનું શહેર તથા વેપારનું ઠેકાણું છે.
કીમ્બર્લી—હીરાની ખાણો માટે જાણીતું છે.
ઇસ્ટલંડન, પોર્ટઈલીઝાબેથ—બંદર હોઇ ત્યાંથી ઊન, ચામડાં ને શાહમૃગનાં પીછાં બહાર જાય છે.

## (૨) નાતાલ અને ઝુલુલેન્ડ.

પ્ર૦ નાતાલ વિષે જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ પોર્ટુગીઝ વહાણવટી વાસ્કોડા ગામાએ ઈ. સ. ૧૪૯૭ ના ડિસેમ્બરની ૨૫ મી તારીખે આ ભાગ શોધ્યો હતો અને આ દિવસ નાતાલનો હતો તેથી આ ભાગનું નામ નાતાલ રાખ્યું હતું. દક્ષિણ આફ્રિકામાં અહીંની જમીન ઘણી ફળદ્રુપ તથા આબોહવા સારી હોવાથી તેને દક્ષિણ આફ્રિકાનો બગીચો કહે છે.

પ્ર૦ આ પ્રદેશની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ જમીન ફળદ્રુપ હોવાથી મકાઇ, આરારૂટ, ગુંદ, શેરડી, ચોખા, ૨ અને કેળાં વગેરે ઉષ્ણ કટીબંધની તમામ પેદાશ પુષ્કળ થાય છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કયાં છે ?

પીટરમારિસ્બર્ગ—રાજધાનીનું મુખ્ય શહેર છે.

નાતાલ ( દરબાન )—મુખ્ય બંદર અને વેપારનું ઠેકાણું છે.

## (૩) ટ્રાન્સવાલ સંસ્થાન.

પ્ર૦ આ ભાગની સામાન્ય હકીકત વિષે શું જાણો છો ?

ઉ૦ વાલનદીની ઉત્તરે આવેલું હોવાથી તેનું ટ્રાન્સવાલ નામ પડયું છે. આ ભાગમાં બોર (ડચ) લોકોની વસ્તી છે. તેમણે ૧૮૯૯ થી ૧૯૦૨ સુધી સ્વતંત્ર થવા માટે અંગ્રેજો સાથે લડાઇ ચલાવી હતી, પણ તેમાં તેઓ હાર્યા હતા. પણ તેને કોલોનીયલસંસ્થાન બનાવ્યું છે. આ લડાઇમાં હિંદી લશ્કરે ઘણી બહાદુરી બતાવી હતી. આ સંસ્થાનમાં સોનાની પુષ્કળ ખાણો છે.

પ્ર૦ મુખ્ય પેદાશ વિષે શું જાણો છો ?

ઉ૦ જમીન તથા આબોહવા સારી હોવા છતાં લોકો ખનીજ પદાર્થ

પર વધારે ધ્યાન આપતા હોવાથી ખેતી પર લક્ષ આપતા નથી.
ખનીજમાં સોનું, કોયલા, લોઢું, હીરા, રૂપું અને કલાઇ છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ પ્રીટોરિઆ–રાજધાનીનું શહેર છે.
જોહાન્સબર્ગ––હીરા તથા સોનાની ખાણો માટે પ્રસિદ્ધ છે.

## (૪) ઓરેંજ ફ્રીસ્ટેટ.

પ્ર૦ જાણવા લાયક સામાન્ય હકીકતનું વર્ણન કરો.

ઉ૦ ઓરેન્જ નદી પરથી આ સંસ્થાનનું ઓરેન્જ નામ પડયું છે. આ પ્રદેશમાં હવા સૂકી પણ સારી છે. નાતાલ અંગ્રેજની સત્તામાં આવ્યા પછી ડચ ( બોર ) લોકોએ આ સ્વતંત્ર સંસ્થાન સ્થાપ્યું હતું. પણ પાછળથી અંગ્રેજોની સત્તા સામે થવાથી ઇ. સ. ૧૯૦૨ માં અંગ્રેજોએ જીતી લઇ તેમને સ્થાનિક સ્વરાજ્યનો હક આપ્યો છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કઇ છે ?

ઉ૦ ઘાસનો પ્રદેશ હોવાથી મેંઢાં, બકરાં ઊછેરવાનો તથા ઊન બહાર દેશ મોકલવાનો મુખ્ય ધંધો છે. આ સિવાય શાહમૃગનાં પીછાં, ચામડાં, કોયલા અને હીરા બહાર દેશ જાય છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ બ્લોમફોન્ટીન–રાજધાની અને વેપારનું મુખ્ય ઠેકાણું છે.

## (૫) બાસુટોલેન્ડ.

પ્ર૦ જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તે ઓરેંજની પૂર્વમાં આવેલું હોઇ તેમાં પુષ્કળ અનાજ થાય છે અને ઘાસવાળી જગામાં ઢોર ઊછેરવામાં આવે છે. ઘઊં અને મકાઇ ખેતીનો મુખ્ય પાક છે.

## (૬) સ્વાઝીલાંડ.

પ્ર૦ સ્વાઝીલાંડની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ ઝુલુલાંડની ઉત્તરે અને ટ્રાન્સવાલની પૂર્વમાં આવેલું બ્રિટિશ સંસ્થાન છે.

## (૭) બેશુઆનાલાંડ.

પ્ર૦ બેશુઆનાલાંડ વિષે શું જાણો છો ?

ઉ૦ કેપકોલોનીની ઉત્તરમાં બ્રિટિશોના રક્ષણ હેઠળનો મુલક છે. તેમાં મુખ્ય પેદાશ મકાઈ અને ચામડાં છે.

## (૮) રોડેશિઆ.

પ્ર૦ રોડેશિઆની સામાન્ય હકીકત કહો.

ઉ૦ રોડ્સનામના બ્રિટિશ રાજનીતિજ્ઞ અને વેપારી પુરુષના નામ પરથી આ પ્રાંતનું નામ રોડેશિઆ પડયું છે. ઉત્તર રોડેશિઆના લોકો દેશી રાજાઓના તાબામાં પણ બ્રિટિશની દેખરેખ નીચે છે. દક્ષિણ રોડેશિઆ અંગ્રેજને તાબે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ઉત્તરના ભાગમાં ખનીજમાં તાંબું અને વનસ્પતિમાં ઇંડિઆ રબર ને સાગ પુષ્કળ થાય છે. દક્ષિણમાં ખનીજમાં સોનું અને ખેતીમાં અનાજ, રૂ અને તમાકુ થાય છે.

પ્ર૦ જાણુવા લાયક શહેર કહો.

ઉ૦ **સેલિસ્બરી** રાજધાનીનું શહેર છે.

**બુલવેયો**–શહેર અને વેપારનું ઠેકાણું છે.

# અમેરિકા ખંડ.

**પ્ર૦ અમેરિકા ખંડની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.**

**ઉ૦ આ ખંડ કેટલોક સમય અજાણ્યો રહ્યો. તેની શોધ ઇ. સ. ૧૪૯૨માં** કોલમ્બસ નામના વહાણવટીએ સ્પેનના રાજાની મદદથી કરી તેથી તેને નવી દુનીઆ કહે છે. છેક પ્રાચીન સમયમાં જુના ગ્રીક અને રોમન લોકો આ ખંડને **આટલાન્ટિસ** નામે ઓળખતા. આ ખંડ પશ્ચિમ ગોળાર્ધમાં આવેલો છે. આ ખંડની શોધ કોલમ્બસે કરી હતી, પણ **અમેરીગોવેસપુસી** નામના ખલાસીના નામ ઉપરથી આ ખંડનું નામ અમેરિકા પડ્યું છે.

પ્ર૦ કોલમ્બસે આ ખંડની શોધ કેવી રીતે કરી ?

ઉ૦ યુરોપીઅન પ્રજાને હિંદનો માલ આરબ વેપારીઓ મારફત મળતો તે માલ ઘણો મોંઘો પડતો હોવાથી હિંદની સાથે બારોબાર વેપાર કરવાની ઇચ્છા થઈ, તેથી તેની શોધ કરવા જુદી જુદી પ્રજાઓ તૈયાર થઇ. આ શોધમાં ભાગ લેનારો કોલમ્બસ પણ હતો. તેણે પોતાનાં વહાણ આટલાંટિક મહાસાગરમાં હંકાર્યાં. થોડે વખતે તેની નજરે બહામાદ્વીપ સમૂહ પડ્યો. તેને તેણે હિંદના બેટધારી "**વેસ્ટઇંડિઝ**" નામ આપ્યું, અને ત્યાંના રહેવાશીઓને ઇંડિઅન નામથી ઓળખવા લાગ્યો.

પ્ર૦ યુરેશિઆ અને નવી દુનીઆનો મુકાબલો કરો.

ઉ૦ યુરેશિઆની લંબાઇ પૂર્વ પશ્ચિમ વધારે છે, ત્યારે નવી દુનીઆની લંબાઇ ઉત્તર દક્ષિણ છે. નવી દુનીઆમાં પર્વતોની હાર ઉત્તર દક્ષિણ ગએલી છે ત્યારે યુરેશિઆના પર્વતોની હાર

પૂર્વ પશ્ચિમ છે. અમેરિકા ખંડ સ મેદાનનો પ્રદેશ છે અને યુરેશિઆ ઉચ્ચ પ્રદેશનો મુલક છે. અમેરિકામાં રણ નથી. યુરેશિઆમાં રણ છે. અમેરિકામાં ચારે કટિબંધમાં આવેલો છે, યુરેશિઆ ઘણું ખરૂં ઉત્તર સમશીતોષ્ણ કટીબંધમાં આવેલો છે. અમેરિકાનાં મેદાનોમાં દરિઆઇ પવન આવી શકે છે, અને એશિઆના ઉચ્ચ પ્રદેશમાં દરિઆઇ પવનની અસર જણાતી નથી. જુની દુનિઆની વચ્ચે ભુમધ્ય સમુદ્ર છે, ત્યારે અમેરિકાખંડની વચ્ચે કારિબીઅન સમુદ્ર અને મેકિસકોનો અખાત છે.

પ્ર૦ અમેરિકા ખંડની સીમા કહો.

ઉ૦ પશ્ચિમે પાસિફિક મહાસાગર અને બહેરિંગની સામુદ્રધુની છે. બહેરિંગની સામુદ્રધુનીને લીધે એ એશિઆખંડથી છુટ્ટો પડેલો છે. ઉત્તરે ઉત્તર મહાસાગર આવેલો છે. પૂર્વે આટલાંટિક અને દક્ષિણે દક્ષિણ મહાસાગર છે.

પ્ર૦ આ ખંડનો વિસ્તાર કેટલો છે ?

ઉ૦ એનું ક્ષેત્રફળ દોઢ કરોડ ચો. માઇલ એટલે યુરોપખંડથી ચાર ગણો અને હિંદુસ્તાનથી આઠ ગણો મોટો છે, અને જુની દુનીઆથી અડધા ક્ષેત્રફળ જેટલો છે. એની વધારેમાં વધારે લંબાઇ ૯૦૦૦ માઇલ અને ઓછામાં ઓછી પહોળાઇ પાનામાની સંયોગીભૂમિ આગળ ૩૧ માઇલ છે, જેને ખોદીને હાલમાં સુવેઝની માફક નહેર બનાવવામાં આવી છે. આ ખંડનો ઉત્તરનો ભાગ ઉત્તર અમેરિકા અને દક્ષિણનો ભાગ દક્ષિણ અમેરિકા નામથી ઓળખાય છે.

પ્ર૦ ઉત્તર અને દક્ષિણ અમેરિકાનો મુકાબલો કરો.

ઉ૦ બન્ને ત્રિકોણાકાર, બન્નેનાં શિરોબિંદુ દક્ષિણ તરફ, બન્નેના

ઉત્તર કિનારા તરફ દ્વીપસમૂહ, બન્નેના પૂર્વ કિનારા કરતાં પશ્ચિમ કિનારો ઓછા ખાંચાવાળો, બન્નેના પર્વતોની હાર ઉત્તર દક્ષિણ, પશ્ચિમ કિનારા પર મોટા મોટા પહાડો અને પૂર્વ કિનારા તરફ નાના પહાડો આવેલા છે. વળી બન્નેની નદીઓની રચના અને દિશા પણ મળતી આવે છે. પણ ઉત્તર અમેરિકામાં જેવાં મોટાં સરોવર આવેલાં છે, તેવાં દક્ષિણ અમેરિકામાં નથી. ઉત્તર અમેરિકાનો પૂર્વ કિનારો સ્હેજ ખાંચાખાંચા વાળો છે, પણ દક્ષિણ અમેરિકાનો પૂર્વ કિનારો તદ્દન સપાટ છે. ઉત્તર અમેરિકાની ચાર નદીઓ પાસિફિક મહાસાગરમાં પડે છે, પણ દક્ષિણ અમેરિકાની એકે નદી પાસિફિક મહાસાગરમાં પડતી નથી. ઉત્તર અમેરિકાનો ઘણો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં છે, પણ દક્ષિણ અમેરિકાનો ઘણો ખરો ભાગ ઉષ્ણકટિબંધમાં છે. દક્ષિણ અમેરિકામાં જેવાં રાક્ષસી વિસ્તારનાં જંગલ છે, તેવાં ઉત્તર અમેરિકામાં નથી.

---

## ઉત્તર અમેરિકા.

પ્ર૦ ઉત્તર અમેરિકાની સીમા કહો.

ઉ૦ ઉત્તરે ઉત્તર મહાસાગર, પૂર્વે આટલાંટિક મહાસાગર અને મેક્સિકોનો અખાત, દક્ષિણ પાસિફિક મહાસાગર અને પનામાની નહેર, પશ્ચિમે પાસિફિક મહાસાગર અને બહેરિંગની સામુદ્રધુની છે.

પ્ર૦ વિસ્તાર કહો.

ઉ૦ આ ખંડનો આકાર ત્રિકોણ જેવો હોઇ શિરોબિંદુ પનામા છે.

તેનો વિસ્તાર એંશીલાખ ચો. માઇલ. એની વધારેમાં વધારે લંબાઈ ૪૫૦૦ માઇલ છે.

પ્ર૦ ઉત્તર અમેરિકામાં કયા કયા પર્વતો છે?

ઉ૦ **રોકી** પશ્ચિમમાં ઠેઠ ઉત્તરથી દક્ષિણ સુધી પહોંચેલો છે. તેને સમાન્તર આવેલા ડુંગરોની હારનો ઉત્તર તરફનો ભાગ **કેસ્કેડ**, અને દક્ષિણનો ભાગ **સિએરાનિવેડા** નામે ઓળખાય છે. **એપેલેશિઅન** પર્વત દક્ષિણમાં **આલબામાના** ઉચ્ચ પ્રદેશથી શરૂ થઇ સેંટલારેન્સ નદી સુધી જાય છે. **માઉન્ટ સેંટ ઇલિઆસ** અલારકામાં ઉંચું શિખર છે. **ઓરિઝોબા** અને **પોપોકેટીપેટલ** મેકિસકોમાં જ્વાળામુખી પર્વતો છે.

પ્ર૦ ઉત્તર અમેરિકામાં જાણવા લાયક નદીઓ કહો.

ઉ૦ **યુકોન**, **કોલમ્બિઅ**, અને **કોલોરેડો** આ ત્રણ નદીઓ પાસિફિક મહાસાગરને મળે છે. કોલોરેડો ૩૦૦ માઇલ સુધી એક માઇલ ઉંચા એવા બે પર્વતોની વચ્ચે થઇને વહે છે. નદીના આવા રસ્તાને **કેનન** કહે છે. **માકેન્ઝી**, અને **સસકેટ્ચેવન** ઉત્તર મહાસાગરને મળે છે. **સેન્ટલારેન્સ**, **મિસિસિપિ મિસૂરી** અને **રિઓગ્રાંડ્ ડેલનોર્ટ** આટલાંટિક મહાસાગરને મળે છે. સેંટલારેન્સ નદી સુપિરિઅર સરોવર પાસેથી નીકળે છે. આગળ જતાં એરી અને આન્ટારિઓ સરોવર વચ્ચે થઇને વહેતાં તે નિઆગરા નામથી ઓળખાય છે. નિઆગરા નામનો જગજાહેર ધોધ આ નદીનોજ બનેલો છે.

પ્ર૦ નિઆગરા ધોધનું વર્ણન કરો.

ઉ૦ આ ધોધ સેંટલારેન્સ નદીમાંથી બનેલો છે. તેના એક ટાપુને લીધે બે ભાગ થાય છે. ઉત્તર તરફનો ધોધ કાનડાને તાબે

અને દક્ષિણુ તરફનો યુનાઇટેડ સ્ટેટ્સને તાબે છે. કાનડાનો ધોધ ૧૯૦૦ ફૂટ પહોળો અને ૧૬૦ ફૂટ ઊંચો અને યુનાઇટેડ સ્ટેટ્સનો ધોધ ૬૦૦ ફૂટ પહોળો પણ ઉપરના કરતાં વધારે ઊંચો છે. આ ધોધમાંથી દર સેકન્ડે સાત લાખ ટન પાણી પડી પીસતાળીસ લાખ ઘોડાના બળ જેટલી શક્તિ ઉત્પન્ન કરે છે. આ બધી શક્તિને કામમાં લઇ જુદાં જુદાં યંત્રો ચલાવે છે. આ ધોધના પાણીનો અવાજ ત્રીસ ચાળીસ માઇલ સુધી સંભળાય છે તેથીજ તેનું નામ નિઆગરા ( પાણીની ગર્જના ) પડયું છે.

**પ્ર૦** જાણવા લાયક સરોવર કયાં છે ?

**ઉ૦** **સુપીરિઅર**—આખી દુનીઆમાં મીઠા પાણીનું મોટામાં મોટું સરોવર છે. એને એક છેડેથી બીજે છેડે આગબોટ વાટે મુસાફરી કરતાં વીશ કલાક લાગે છે. **હુરોન, એરી, ગ્રેટસ્લેવ, ગ્રેટબેર, આથાબાસ્કા, મિશિગન** અને **શાહ્ટ** વગેરે સરોવર આવેલાં છે. આ સિવાય બીજાં કેટલાંક નાનાં પણ આવેલાં છે. આથી આ ખંડને સરોવરોનો ખંડ કહે છે.

**પ્ર૦** ઉત્તર અમેરિકાના ઉત્તર અને પૂર્વ કિનારાનું વર્ણન કરો.

**ઉ૦** **હડસન, બાફીન, સેંટલારેન્સ, ફન્ડી, મેક્સિકોના** અખાત તથા **કારિબિઅન** સમુદ્ર આવેલા છે. હડસનનો ઉપસાગર ઈ. સ. ૧૬૧૦ માં શોધી કાઢયો. બાફીન ઉપસાગર ૧૬૧૫ માં શોધી કાઢયો તેમાં વ્હેલ અને સીલ નામનાં માછલાં પુષ્કળ થાય છે. ફન્ડી અખાત સાંકડો હોવાથી તેમાં ભરતીનું પાણી ઘણું ઉંચું ચઢે છે. કોઈક વખતે ભરતીનું પાણી સપાટી કરતાં

૭૦ ફૂટ ઊંચું ચઢે છે. મેકિસકોના અખાતમાંથી **ગલ્ફસ્ટ્રીમ** નામનો ગરમ પ્રવાહ નીકળે છે.

**ગ્રીનલાંડ, ન્યુફાઉન્ડલાંડ, કેપબ્રિટન, પ્રિન્સ એડવર્ડ** અને વેસ્ટ ઇંડિઝના ટાપુઓ આવેલા છે.

**લાબ્રડાર, નોવાસ્કોશિઆ, યુકાટાન** અને ફ્લૉરિડા દ્વીપકલ્પો છે. કાડ, **હાટેરાસ, સેબલ** મુખ્ય ભૂશિરો છે.

**હડસન, ડેવીસ, બારો, સ્મીથ, બેલીએલ** વગેરે સામુદ્રધુનીઓ છે.

**પ્ર૦** પશ્ચિમ કિનારાની જાણવા લાયક હકીકત કહો.

**ઉ૦** આ કિનારા ઉપર **કાલિફોર્નિઆનો** અખાત, **વોનકુવર** અને **ક્વીનશાર્લોટ** મુખ્ય દ્વીપો, **અલાસ્કા** અને **લોઅર કાલિફોર્નિઆ** દ્વીપકલ્પો, તથા **બહેરિંગની** સામુદ્રધુની અને **પ્રિન્સ ઑફ વેલ્સની** ભૂશિર છે.

**પ્ર૦** ઉત્તર અમેરિકાની આબોહવાનું વર્ણન કરો.

**ઉ૦** સમશીતોષ્ણ કટીબંધમાં આવેલો હોવાથી યુરેશિઆ કરતાં ઠંડો પ્રદેશ છે. એમાં પૂર્વ પશ્ચિમ પહાડ નથી. આથી ઉત્તર મહાસાગરનો ઠંડો પવન આખા પ્રદેશ પર ફરીવળે છે, પણ પશ્ચિમ તરફ ઉત્તર દક્ષિણ પહાડ હોવાને લીધે પાસિફિક મહાસાગરનો ગરમ પવન આવી શકતો નથી. બાફીન ઉપસાગરમાંથી ઠંડો પ્રવાહ આવે છે, આથી પૂર્વ કિનારો વધારે ઠંડો છે. પાસિફિક મહાસાગરના કિનારાના પ્રદેશમાં અને મેકિસકોના અખાત પર પુષ્કળ વરસાદ આવે છે. સેંટ લારેન્સ અને ઇંગ્લિશચેનલ લગભગ એકજ અક્ષાંશપર હોવા છતાં ઠંડા પ્રવા-

હને લીધે સેંટ લારેન્સ અખાતનું પાણી ઠરી જાય છે. એકં-
દરે આ ખંડ યુરોપિઅન પ્રજાને રહેવા લાયક છે.

પ્ર૦ ઉત્તર અમેરિકાની પ્રાણીજ અને ઉદ્‌ભિજ પેદાશ કહો.

ઉ૦ ઉત્તર મહાસાગર, હડસનનો અખાત, અને લાબ્રડોરના કિનારા પર અતિશય ઠંડીને લીધે લીલ અને શેવાળ થાય છે. ત્યાંથી દક્ષિણના પ્રદેશમાં મોટાં જંગલો હોઇ તેમાં પાઇન, મેપલ, ઓક અને પોપલરનાં ઝાડ થાય છે. મધ્યના મેદાનમાં પુષ્કળ ધાસ ઉગે છે. આ ઘાસનાં મેદાન **પ્રેરી** નામથી ઓળખાય છે. ખેતીની પેદાશમાં—મકાઇ, ઘઉં, રૂ, તમાકુ, શેરડી અને બટાટા થાય છે. મેવામાં નારંગી, અંજીર, લીંબુ, સફરજન વગેરે થાય છે. જાનવરોમાં—ઘોડા, ઢોર અને ઘેટાં ગ્રામ્ય જાનવર છે. જંગલોમાં રીંછ, હરણ, રેનડીઅર, બીવર, બાઇસન, સીલ વગેરે રૂવાં વાળાં જાનવરો થાય છે. નદીઓમાં મોટા મોટા મગરો નજરે પડે છે.

પ્ર૦ ઉત્તર અમેરિકામાં કયા ખનીજો નિકળે છે?

ઉ૦ સોનું, રૂપું, નિકલ અને સીસું પશ્ચિમના ઉચ્ચ પ્રદેશમાંથી કોલસા, લોખંડ અને કેરોસીન. પૂર્વના ઉચ્ચ પ્રદેશમાંથી તથા તાંબુ સુપીરિઅર સરોવરના કિનારા ઉપરથી અને રૂપું મેક્સિકોમાંથી જથાબંધ મળી આવે છે.

પ્ર૦ ઉત્તર અમેરિકા ખંડમાં રહેતી પ્રજાનું વર્ણન કહો.

ઉ૦ આ ખંડમાં લગભગ સાડાબાર કરોડ માણસની વસ્તી છે. તેમાં પોણાભાગ કરતાં વધારે યુરોપિઅન પ્રજા છે તેઓ ઘણે ભાગે પ્રોટેસ્ટંટ માર્ગના હોઇ સ્પેનીશ, અંગ્રેજી અને ફ્રેંચ ભાષા બોલે છે. બાકીની વસ્તી સીધી, અને મૂળવતનની રાતી ચામડીવાળા ઇંડિઅનોની છે. ઉત્તરના ટાપુ અને કિનારા ઉપર એસ્કિમો

નામની ઠીંગણી પ્રજા રહે છે. મેકિસ્કો અને મધ્ય અમેરિકામાં સ્પેનીશ પ્રજા રહેલી હોવાથી તેઓ રોમન કેથોલીક ધર્મ માને છે.

પ્ર૦ આ ખંડનો જાણવા લાયક વ્યાપાર કહો.

ઉ૦ ઉત્તર અમેરિકાનો મુખ્ય વ્યાપાર યુરોપખંડ તેમાં વિશેષે કરી ગ્રેટબ્રિટન સાથે છે. અહીંથી જંગલની પેદાશ, અનાજ અને કાચો માલ બહાર દેશ જાય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ઘણાં કારખાનાં હોવાથી તૈયાર થએલો માલ આપણા દેશમાં આવે છે. બહાર દેશથી ચા, ખુંદ, કલાઇ અને બીજી ધાતુ આવે છે.

પ્ર૦ આ ખંડનો વ્યાપાર ચલાવવાની સગવડો કેવી છે?

ઉ૦ ઉત્તર અમેરિકાના જળમાર્ગો એવા તો સારા છે કે રેલવે થયા અગાઉ લોકોએ જળમાર્ગે મુસાફરી કરી આ ખંડની શોધ કરી હતી. નદીઓ અને સરોવર ઉપર બંદર એવાં તો સારાં છે કે આગબોટો આવી શકે છે. કાનડામાં જળમાર્ગ એવા સારા છે કે જમીન ઉપર પગ મૂકયા સિવાય ઘણા ભાગમાં મુસાફરી કરી શકાય છે. યુરોપથી ૭ દિવસમાં સ્ટીમર મારફતે અમેરિકા આવી શકાય છે. આટલાંટિકથી પાસિફિક સુધી ૭ મોટી રેલવે ગયેલી છે. આવાં કારણથી વેપાર ચલાવવાની ઘણી સારી સગવડ મળે છે.

પ્ર૦ ઉત્તર અમેરિકામાં જાણવા લાયક કયાં રાજ્ય છે?

| | ભાગ. | | મુખ્ય શહેર. |
|---|---|---|---|
| ઉ૦ | ( ૧ ) બ્રિટિશ ઉત્તર અમેરિકા | ... | ઓટાવા. |
| | ( ૨ ) યુનાઇટેડ સ્ટેટ્સ | ... .. | વોશિંગ્ટન. |
| | ( ૩ ) મેકિસ્કો | ... ... ... | મેકિસ્કો. |
| | ( ૪ ) મધ્ય અમેરિકા. | ... ... | ન્યુગ્વાટેમાલા. |
| | ( ૫ ) વેસ્ટ ઈંડિઝ દ્વીપો. | ... ... | હાવાના. |

## (૧) બ્રિટિશ અમેરિકા.

પ્ર૦ જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ ભાગ એક નાની સરખી દુનીઆ છે. અહીં બધા પ્રકારની આબો હવા છે. દરેક જાતની વસ્તુ પાકે છે, તથા ઘણી જાતના ખનીજો નીકળે છે. અહીંના લોકો ઝપાટાબંધ સુધરતા જાય છે. તેમજ લાકડાં અને કોલસાનો એટલો બધો જથો છે કે તે થોડા વખતમાં ઘણી ઉન્નત દશામાં આવશે, એમ અનુમાન કરે છે. એમાં કેનેડાનું મોટું રાજ્ય અને ન્યુફૌલાંડનો નાનો ટાપુ છે. એનું ક્ષેત્રફળ ૩૫ લાખ ચો. મા. છે.

પ્ર૦ કાનડાના રાજ્યની સીમા કહો.

ઉ૦ ઉત્તરે ઉત્તર મહાસાગર, પૂર્વે આટલાંટિક મહાસાગર, દક્ષિણે યુનાઇટેડસ્ટેટ્સ અને પશ્ચિમે અલાસ્કા તથા પાસિફિક મહાસાગર છે.

પ્ર૦ કાનડાની આબોહવાનું વર્ણન કરો.

ઉ૦ અહીં યુરોપના જેવી દરેક જાતની આબોહવા જણાય છે. દરેક મોસમમાં અહીંની હવા યુરોપના કરતાં સૂકી છે. શિયાળાની મોસમમાં ઘણે ઠેકાણે બરફ પડે છે.

પ્ર૦ બ્રિટિશ અમેરિકાની પેદાશ કહો.

ઉ૦ ઇમારતી લાકડું, અનાજ અને કઠોળ પુષ્કળ થાય છે. આ રાજ્યના માનીટોબા પ્રાંતના ઘઉં દુનીઆમાં ઉત્તમ ગણાય છે. કોડ અને સામન નામની માછલીઓનો મોટો વેપાર ચાલે છે. તેથી કેટલાક આ દેશને "મચ્છીમારનું સ્વર્ગ" કહે છે. નરમ રૂવાંટીવાળાં જાનવરોનો તેમના ચામડાં માટે શિકાર કરે છે.

પ્ર૦ બ્રિ૦ અમેરિકાની ખનીજ પેદાશ કહો.

ઉ૦ સોના, લોઢા, તાંબા, કોયલા અને નીકલની પુષ્કળ ખાણો છે. બ્રિટિશ કોલમ્બીઆમાંથી પુષ્કળ સોનું નીકળે છે.

પ્ર૦ મુખ્ય આયાત નિકાસ કહો.

ઉ૦ ઉન, ઉનનાં કપડાં, લોઢું, લોઢાનો સામાન, સુતરાઉ કાપડ, ચા, કાફી, ખાંડ, વગેરે બહાર દેશથી આવે છે, અને અહીંથી ઇ-મારતી લાકડાં, ઢોર, ઘઉં અને માછલી બહાર દેશ જાય છે.

પ્ર૦ આ દેશની વસ્તીનું વર્ણન કરો.

ઉ૦ આશરે ૫૦ લાખ માણસની છે. તે મુખ્યત્વે અંગ્રેજ અને ફ્રેંચ પ્રજાની બનેલી છે. થોડા વખતથી હિંદુસ્તાનમાંથી પણ કેટલાક લોકો વેપાર માટે જઇ રહ્યા છે. કિવબેક પરગણામાં ફ્રેંચોની વસ્તી વધારે છે.

પ્ર૦ રાજ્યપદ્ધતિ કહો.

ઉ૦ આ રાજ્ય નાનાં સેલ્ફગવર્નિંગ ( પોતાની મેળે રાજ્ય ચલાવતાં ) સંસ્થાનોનું બનેલું છે. બધાં સંસ્થાનોના ઉપરી તરીકે ઈંગ્લાંડથી ગવર્નર જનરલ નીમવામાં આવે છે, પણ કાયદા બાંધવાની સત્તા બધા સંસ્થાનોની બનેલી પાર્લામેન્ટને સોંપવામાં આવી છે. લોકો કેળવણી પ્રતિ ખાસ લક્ષ આપી તેની પાછળ મોટી રકમ ખરચે છે.

પ્ર૦ જાણવા લાયક પર્વત અને નદીઓ કહો.

ઉ૦ મુખ્ય રોકી પર્વતની હાર ઉત્તર દક્ષિણ આવેલી છે. તેનાં બ્રાઉન અને હુકર નામનાં જાણવા લાયક શિખરો છે.

નદીઓમાં—સેંટલારેન્સ, મેકેન્ઝી, ફ્રેઝર, લાલ, અને સસ્કે-ચેવન મુખ્ય છે.

પ્ર૦ આ દેશમાં સરોવરો ક્યાં છે?

ઉ૦ **ગ્રેટબેર, સુપીરિઅર, હ્યુરોન, એરી, ઓન્ટારિઓ, વિનિ-પેગ, ગ્રેટસ્લેવ**, વગેરે છે.

**પ્ર૦** જાણવા લાયક શહેરો તેમની હકીકત સાથે કહો.

ઉ૦ **ઓટાવા**—રાજધાનીનું શહેર હોઇ ત્યાં પાર્લામેન્ટ ભરાય છે. આ શહેર લાકડાંના વેપાર માટે પ્રખ્યાત છે.

**ટોરંટો**—કાનડામાં વિશ્વવિદ્યાલયનું સ્થળ છે.

**કવીબેક**—રમણીય શહેર છે. તેમાં ફ્રેંચોની વસ્તી વધારે છે. ઇ. સ. ૧૭૫૯માં જનરલ વુલ્ફની સરદારી નીચે અંગ્રેજો-એ ફ્રેંચો પાસેથી કબજે લીધું હતું.

**મોન્ટ્રીઅલ**—કાનડામાં મોટામાં મોટું શહેર છે.

**વિનિપેગ**—માનીટોબા પ્રાંતની રાજધાની ઘઉંના વેપાર માટે પ્રખ્યાત છે.

**હાલીફાકસ**—કાનડાનું નૌકાસૈન્યનું ઠેકાણું છે.

**સેંટજોન**—ન્યુફૌલાંડની રાજધાની હોઇ મોટું બંદર હોઇ વહાણુ બાંધવાના ઉદ્યોગ માટે જાણીતું છે.

**વિકટોરીઆ**—બ્રિટિશ કોલમ્બીઆ પ્રાંતની રાજધાની વાન-કુવર બેટની દક્ષિણે છે.

## ન્યુફૌલાંડ.

**પ્ર૦** આ બેટની જાણવા લાયક સામાન્ય હકીકતનું વર્ણન કરો.

ઉ૦ આ ટાપુ પહાડી હોઇ કાનડાના રાજ્યથી જુદા સંસ્થાન તરીકે છે. તેના ઉપરી તરીકે ગવર્નર છે તેની દેખરેખ આ બેટ ઉપર તેમજ લાબ્રડોર નામના દ્વીપકલ્પ પર છે. આ બેટ કોડ નામની માછલીના વેપાર માટે ખાસ પ્રખ્યાત છે. ફ્રેંચ પ્રજાને આ ટાપુ પાસેથી માછલાં પકડવાનો ખાસ હક છે. અહીંના

જંગલોમાં કાગળ બનાવવાના માવાનાં લાકડાં પુષ્કળ થાય છે. લોઢું, કોયલા, તાંબુ વગેરે ખનીજો જથાબંધ મળી આવે છે. તેની રાજધાની સેંટજોન છે.

## ગ્રીનલાંડ–(લીલો ટાપુ).

પ્ર૦ આ ટાપુ વિષે શું જાણોછો ?

ઉ૦ ઉત્તર મહાસાગરમાં ૬૦° ઉ. અક્ષાંશથી ધ્રુવ સુધી આવેલો છે. તે ડેન્માર્કને તાબે છે. આ પ્રદેશમાં પુષ્કળ ઠંડી પડવાને લીધે જમીન ઉપર બરફ પડી રહે છે, તેથી ત્યાં લીલ અને સેવાળ જાતની વનસ્પતી થાય છે. હંમેશા તેની જમીન પર લીલોતરી ઊગે છે તેથી તેનું નામ (ગ્રીન લીલો, લેન્ડ=જમીન) ગ્રીન-લાંડ પડયું છે.

## (૨) યુનાઇટેડ સ્ટેટ્સ.

પ્ર૦ આ દેશની સામાન્ય હકીકતનું વર્ણન કરો.

ઉ૦ આ દેશ વ્યાપાર અને વિજ્ઞાનની નિયમિત ખીલવણીથી અજબ રીતે આબાદ થઈ, દુનીઆમાં એક બળવાન રાજ્ય બન્યું છે. ખેતી, બનાવટ અને ખનીજોને લીધે આ દેશ સો વરસમાં ન ધારી શકાય તેટલી ઝડપથી સુધારાની ટોચે પહોંચી સમૃદ્ધિવાન બન્યો છે.

પ્ર૦ આ દેશની સીમા કહો.

ઉ૦ ઉત્તરે બ્રિટિશ અમેરિકા, પૂર્વે આટલાંટિક મહાસાગર, દક્ષિણે મધ્ય અમેરિકા અને પશ્ચિમે પાસિફિક મહાસાગર આવેલો છે.

પ્ર૦ આ દેશની આબોહવાનું વર્ણન કરો.

ઉ૦ આ દેશમાં તમામ જાતની હવા નજરે પડે છે. પૂર્વ ભાગમાં

સખત ઉનાળો અને શિયાળો દાખવે છે. પશ્ચિમ બાજુની હવા સૂકી અને ગરમ છે. પાસિફિકના કિનારા ઉપર તથા મેક્સિકોના અખાત આગળ પુષ્કળ વરસાદ વરસે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ જવ, રાઇ, બાજરી, મકાઇ, ઘઉં, ચોખા અને રૂ પુષ્કળ થાય છે. શેરડી અને મેવાની પેદાશ પણ સારી છે.

પ્ર૦ ખનીજ પેદાશ કહો.

ઉ૦ કોયલા, લોઢું, સોનું અને રૂપું તેમજ બીજી કેટલીક ધાતુઓ જથાબંધ નીકળે છે. તમારા ધાતુઓ ખોદી કાઢી તેનો જોઇએ તેવો ઉપયોગ કરે છે.

પ્ર૦ આ દેશના હુન્નર ઉદ્યોગ વિષે શું જાણોછો ?

ઉ૦ ખેતી, ઢોર ઉછેરવાનો અને ખાણુ ખોદવાનો તથા લક્કડકામ બનાવવાનો ઉદ્યોગ મોટા પાયાપર ચાલે છે. વેપાર કરવાનાં બહોળાં સાધન હોવાથી પરદેશ સાથેનો વેપાર ઘણી ઝડપથી વધે છે. હાલમાં ચાલતા મહાન વિગ્રહને લીધે યુરોપમાં બનતી ચીજોનો ખુટકો આ દેશ તેમજ જાપાન પુરો કરી પુષ્કળ દ્રવ્ય પેદા કરે છે. ચા, કાફી, દારૂ, રેશમ અને સૂક્ષ્મ માલ બહાર દેશથી આવે છે અને તેને બદલે અનાજ, રૂ, લોખંડ, પોલાદની ચીજો, તાંબુ, તમાકુ તથા કેરોસીન અને કેટલોક યાંત્રિક માલ બહાર દેશ જાય છે.

પ્ર૦ વસ્તી અને રાજ્યપદ્ધતિનું વર્ણન કરો.

ઉ૦ ઇંગ્લાંડથી પ્યુરીટનોએ આવી આ સંસ્થાન ઇ. સ. ૧૬૨૦માં વસાવ્યું. હાલમાં લગભગ સવાનવક્રોડ માણસની વસ્તી છે. વસ્તીનો મુખ્યભાગ જર્મન અને અંગ્રેજો છે. તેમજ ૮૦ લાખ

સીધીઓ અને ત્રણ લાખ મૂળ વતનીઓ છે. આ સંસ્થાનોએ ઇ. સ. ૧૭૭૬માં પોતાની માતૃભૂમિ ( ઇંગ્લાંડ ) થી છુટાં પડી પોતાનું સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કર્યું. અહીંના લોકો પ્રોટેસ્ટંટ માર્ગના છે. તેઓ કેળવણી ઉપર ઘણું લક્ષ આપે છે. ઠામ ઠામ મોટાં મોટાં વિશ્વવિદ્યાલયો છે. શ્રીમંત વર્ગ વિદ્યાના કામમાં રાક્ષસી રકમો બક્ષીશ તરીકે આપે છે. આ રાજ્ય ૪૫ સ્વતંત્ર અને ૭ દેખરેખ રાખવાનાં રાજ્ય મળી કુલ્લ ૫૨ સંસ્થાનનું બનેલું છે. રાજ્ય પ્રજાસત્તાક હોઇ પ્રેસીડન્ટ કોંગ્રેસની મદદથી રાજ્ય ચલાવે છે. કોંગ્રેસની બે સભા છે. (૧) લોકો તરફથી ચુંટાએલા સભ્યોની. (૨) સેનેટ.

પ્ર૦ આ દેશના જાણવા લાયક પર્વત, અખાત, ભૂશિર અને દ્વીપકલ્પ કહો.

ઉ૦ **રોકી** અને **એપેલેચિયન** પર્વતની હારો પશ્ચિમે અને પૂર્વે છે. **મેકિસકો** અને **કાલીફોનિઆનો** અખાત દક્ષિણ અને પશ્ચિમે છે. કોડ, **હાટેરાસ, સેબલ** ભૂશિરો પૂર્વમાં આવેલી છે. **ફ્લોરીડા** અને **અલાસ્કા** મુખ્ય દ્વીપકલ્પો છે.

પ્ર૦ આ દેશમાં આવેલી મુખ્ય નદીઓ કઇ છે ?

ઉ૦ **મિસિસિપી મિસુરી** આ ખંડમાં મોટામાં મોટી નદી હોઇ મેકિસકોના અખાતમાં પડે છે.

**હડસન, સસ્કવેહાના,** અને **પોટોમાક** આટલાંટિક મહાસાગરને મળે છે.

**સેકેમેન્ટો** અને **કોલમ્બિઆ** પાસિફિક મહાસાગરને મળે છે.

**રીઓકોલોરેડો**—કાલીફોર્નિઆના અખાતમાં પડે છે.

**પ્ર૦** આ દેશનાં જાણવા લાયક શહેરો પ્રખ્યાતિ સાથે કહો.

**ઉ૦** **ન્યૂયોર્ક** આખા અમેરિકામાં મોટામાં મોટું શહેર છે. દુનિઆમાં ફક્ત લંડનજ એના કરતાં વધારે મોટું છે. ત્યાં એટલી બધી ઈમારતો બાંધવાની જમીનની તાણ છે કે વીસ વીસ અને પચીસ પચીસ માળનાં મકાનો બાંધવામાં આવ્યાં છે.

**બ્રુકલિન**—મુખ્ય બંદર છે. આ શહેર અને ન્યૂયોર્કની વચ્ચે દુનીઆમાં મોટામાં મોટો ઝુલતો પૂલ છે. તે ૬૦૦૦ ફૂટ લાંબો અને ૮૫ ફૂટ પહોળો છે. તે એટલો તો ઊંચો છે કે મોટાં મોટાં વહાણો અને આગબોટો તેની નીચે થઇ સહીસલામત જાયછે.

**ચિકાગો**—મીચીગાન સરોવર પર અનાજ અને માંસના વેપારને માટે આખી દુનીઆમાં મશહુર છે. દુનીઆનું મોટામાં મોટું દૂરબીન આ શહેરની વેધશાળામાં છે. સને ૧૮૯૩માં અમેરિકા શોધ્યાને ૪૦૦ વર્ષ થયાં તેની યાદગીરીમાં જંગી પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

**વાશિંગ્ટન**—પોટોમાક નદી ઉપર યુનાઇટેડ સ્ટેટ્સની રાજધાનીનું શહેર છે. આ દેશની પાર્લામેન્ટ આ શહેરમાં મળે છે.

**ફિલાડેલ્ફિઆ**—ગ્યાસતેલ, ગરમ કાપડ ને કોયલાના વેપાર માટે પ્રખ્યાત છે.

**સાનફ્રાન્સિસ્કો**—પાસિફિક મહાસાગર પર મોટું શહેર છે. ઈ. સ. ૧૯૦૭ના ધરતીકંપથી આ શહેરનો ઘણો ભાગ નાશ પામ્યો હતો.

**સેંટલુઇ**—આટો, લોઢું અને સાંચાકામ ને વેપાર માટે પ્રખ્યાત છે.

**બોસ્ટન**—વ્યાપાર અને કેળવણીનું મોટું સ્થળ છે.

બાલ્ટીમોર—રૂ, તમાકુ અને કેરોસીનના વેપાર માટે જાણીતું છે.

પીટર્સબર્ગ—લોઢાના કામ માટે પ્રખ્યાત છે.

ન્યુઓર્લીઅન્સ—રૂ અને ખાંડના વેપારનું મથક છે.

## મેક્સિકો.

પ્ર૦ મેક્સિકોની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ પહેલાં આ દેશ સ્પેનને તાબે હતો, પણ હાલમાં તે સ્વતંત્ર થઇ પ્રજાસત્તાક બન્યો છે. આ મુલક પહાડી અને જ્વાળામુખીનો પ્રદેશ છે. અહીં તમામ જાતની હવા હોઇ ફક્ત ઉનાળો અને ચોમાસુ એવી બે ઋતુઓ છે. એનો વિસ્તાર સત્તાવીસ લાખ સડસઠ હજાર ચો. માઇલ છે.

પ્ર૦ સીમા કહો.

ઉ૦ ઉત્તરે યુનાઇટેડ સ્ટેટ્સ, પૂર્વે મેક્સિકોનો અખાત, દક્ષિણે મધ્ય અમેરિકા અને પશ્ચિમે પાસિફિક મહાસાગર છે.

પ્ર૦ આ દેશની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ જંગલની પેદાશમાં-ઇમારતી લાકડું થાય છે. ખેતીની પેદાશમાં રૂ, ગુંદ, તમાકુ, ખાંડ, ઘઉં, બાજરી, મકાઇ છે. ખનીજમાં-રૂપા અને સોનાની ખાણો પુષ્કળ છે.

પ્ર૦ આ દેશના હુન્નર ઉદ્યોગનું વર્ણન કરો.

ઉ૦ આ દેશમાં મુખ્ય ઉદ્યોગ ખાણુ ખોદવાનો તથા ખેતીનો છે. વેપાર માટે રેલવેનું જોઇતું સાધન નથી. રૂપું, શણુ, ગુંદ અને ચાંમડાં બહાર દેશ જાય છે. અને સુતરાઉ કાપડ તથા સાંચા કામ બહારથી આવે છે.

પ્ર૦ જાણુવા લાયક પર્વત કહો.

ઉ૦ મુખ્ય પર્વત રોકી હોઇ ઓરીઝાબા અને પોપોકેટીપોટલ જ્વાળામુખી પર્વત છે.

પ્ર૦ રાજ્યસત્તા વિષે શું જાણો છે ?

ઉ૦ આ દેશમાં સ્પેનીશ લોકોની વસ્તી હોઇ રોમન કેથોલીક પંથ માને છે. તે પહેલાં સ્પેનને તાબે હતું, પણ હાલમાં પ્રજાસત્તાક હોઇ ર૭ નાનાં રાજ્ય અને ત્રણ તાબાનાં રાજ્યનું બનેલું છે.

પ્ર૦ જાણુવા લાયક શહેરોનું તેની પ્રખ્યાતી સાથે વર્ણન કરો.

ઉ૦ મેક્સિકો—રાજધાનીનું નગર સુંદર અને શ્રીમંત છે.

ગુઆડલજારા—સુતરાઉ તથા ગરમ કાપડની બનાવટ માટે જાણીતું છે.

પ્યુબગલા—હુન્નર ઉદ્યોગનું મોટું ઠેકાણું છે.

વેરાક્રુઝ—મોટું બંદર મેક્સિકોના અખાત પર આવેલું છે. આ બંદરેથી રૂપું બહાર દેશ જાય છે.

---

## મધ્ય અમેરિકા.

પ્ર૦ આ વિભાગની જાણુવા લાયક મુખ્ય હકીકત કહો.

ઉ૦ મેક્સિકો અને પાનામાની નહેર વચ્ચે આવેલો આ વિભાગ સ્પેનિયાર્ડે વસાયલો નાનાં નાનાં સાત પ્રજાસત્તાક રાજ્યોથી બનેલો છે. તેમાં પુષ્કળ જ્વાળામુખી પર્વતો આવેલા છે. તેઓ વારંવાર ફાટવાથી આ દેશને ઘણું નુકશાન થાય છે.

પ્ર૦ આ દેશની પેદાશ તથા હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ આ પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. મુખ્ય પેદાશ—ગુંદ, કોકો, ખાંડ,

ગળી, તમાકુ અને કેળાં છે. જંગલોમાં અબનુસ અને સુગંધી ઝાડ થાય છે. ખાણમાંથી રૂપું તથા સોનું નીકળે છે. ગળી, કેળાં, ગુંદ અને અબનુસ બહાર જાય છે.

પ્ર૦ આ વિભાગમાં આવેલાં સંસ્થાનો, તેની રાજધાની તથા પ્રખ્યાતી સાથે કહો.

(૧) **ગ્વાટેમાલામાં** ન્યુ ગ્વાટેમાલા મધ્ય અમેરિકામાં મોટું શહેર છે.

(૨) **હોન્ડુરાસમાં ટેગુસીગાલ્પા** રાજધાનીનું શહેર છે.

(૩) **બ્રિટિશ હોન્ડુરાસમાં બેલીજ** રાજધાનીનું શહેર છે.

(૪) **કોસ્ટારિકામાં સાનજોસ** રાજધાની ગુંદના વેપાર માટે પ્રખ્યાત છે.

(૫) **સાલ્વાડોરમાં સાલ્વાડોર** રાજધાની છે આ રાજ્યમાં પુષ્કળ ધરતીકંપ થાય છે.

(૬) **નિકારાગુઆમાં માનાગુઆ** રાજધાનીનું શહેર છે.

(૭) **પાનામામાં પાનામા** રાજધાનીનું શહેર છે. આ સંયોગી ભૂમિને ખોદીને નહેર બનાવવાનું કામ પ્રથમ ઇ. સ. ૧૮૮૧ માં શરૂ કર્યું હતું, પણ પૈસાની તાણને લીધે બંધ રહેલું તે ઈ. સ. ૧૯૦૪ થી શરૂ કરી. ઇ. સ. ૧૯૧૫ માં પુરૂં કર્યું. આ નહેર ૪૬ માઇલ લાંબી અને ૧૫૦ ફૂટ પહોળી થશે. આ નહેર ખોદવામાં સુવેઝની નહેર કરનાર બહાદુર ઇજનેર લેસેપ્સે આગેવાની પડતો ભાગ લીધો છે.

---

# વેસ્ટ ઇંડિઝ ટાપુઓ.

પ્ર૦ આ ટાપુઓની સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ દ્વીપો ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે લગભગ ઉષ્ણ કટિબંધમાં આવેલા છે. આ બધા ટાપુઓની હવા ઘણી સારી છે. જમીન ફળદ્રુપ હોઇ તેમાં-શેરડી, તમાકુ, ગુંદ, રૂ અને કેકાઉ થાય છે.

પ્ર૦ આ ટાપુઓના જાણવા લાયક વિભાગો તેમની રાજ્યસત્તા સાથે કહો.

ઉ૦ મોટા આંટિલિસ—કયુબા, હાઇટી, પોર્ટોરિકો અને જમેકાથી બનેલા છે. કયુબા અને પાર્ટોરિકો યુનાઇટેડ સ્ટેટ્સને તાબે હોઇ તેનું મુખ્ય શહેર હાવાના છે. ત્યાંની સીગારેટ વખણાય છે. હાઈટી એ પ્રજાસત્તાક રાજ્યનું બનેલું છે તેમાં એક સીધીઓનું છે. જમેકા બ્રિટિશ સંસ્થાન હોઇ રમ નામના દારૂને માટે પ્રખ્યાત છે તેની રાજધાની કિંગ્સટાઉન છે. આ સિવાય બીજાં સેનશિઆગો, અને હેમીલ્ટન શહેર છે. હેમીલ્ટન એરારૂટની પેદાશ માટે પ્રખ્યાત છે.

(૨) નાના આંટિલિસ—વિંડવર્ડ અને લિવર્ડ ટાપુઓનો બનેલો સમૂહ છે. લીવર્ડ ટાપુઓમાં—ડોમિનિકા, આંટિગુઆ, સેન્ટકિટસ, મોંટસિરાત, અને વર્જીન આ પાંચ ટાપુઓ મળી એક બ્રિટિશ સંસ્થાન બનેલું છે. વિંડવર્ડ ટાપુઓમાં બાર્બેડોઝ, સેન્ટલુશીઆ, સેન્ટવિન્સેંટ, ગ્રેનેડા અને ટોબાગો મુખ્ય ટાપુઓ છે. આ

બધામાં બાર્બેડોઝ અને સેન્ટવિન્સેન્ટ, સેન્ટલુશીઆ, ગ્રેનેડા આ બે બ્રિટિશ સંસ્થાનો છે. ટોબાગો અને ટ્રિનિડાડ તાબાનું બ્રિટિશ સંસ્થાન છે. ગ્રેનેડા રાજધાનીનો ટાપુ છે. ટ્રિનિડાડમાં ૧૧૦ એકરનું ડામર (પીચ) નું સરોવર આવેલું છે.

(૩) બહામા બ્રિટિશ સંસ્થાન હોઇ તેની રાજધાની **નાસો** છે. તેમાં હેમ્પ, વાદળી અને મીઠાની મુખ્ય પેદાશ છે.

(૪) બર્મ્યુડા પરવાળાંનો બનેલો સમૂહ બ્રિટિશોને તાબે છે. તેની હવા સારી છે, અને નૌકાસૈન્યનું સ્થળ છે. વેસ્ટ ઇંડિઝ ટાપુઓમાં ગ્વાડેલુપ અને **માર્ટિનિક** ફ્રાન્સને તાબે તથા **સેંટટામસ** અને **સાંટાક્રૂઝ** ડેનમાર્કને તાબે છે.

---

## દક્ષિણ અમેરિકા.

પ્ર૦ આ વિભાગની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ કુદરતી અનુકૂળતામાં ઉત્તર અમેરિકા કરતાં ઉલટી સ્થિતિવાળો છે. એટલે ઉત્તર અમેરિકામાં મોટાં ફળદ્રુપ મેદાનો, ઓળંગી શકાય તેવા પહાડો, પૂલો બાંધી શકાય તેવી નદીઓ, કાપીને ખેતર બનાવી શકાય તેવાં જંગલ અને પુષ્કળ કોયલા અને લોખંડ છે, પણ દક્ષિણ અમેરિકામાં તો પહાડો એવા ઊંચા છે કે ઓળંગીને જઇ શકાય નહિ. નદીઓ એવી પહોળી છે કે પૂલ બાંધી શકાય નહિ. જંગલો એવાં રાક્ષસી વિસ્તારનાં અને ઘાડાં છે કે કાપીને ખેતર બનાવી શકાય નહિ.

કાયલા અને લોખંડ એટલાં બધાં થોડાં છે કે મોટાં કારખાનાં ચલાવી શકાય નહિ. વળી રેલ, ધરતીકંપ અને જ્વાળામુખીનું ફાટવું એ બનાવો એવા સાધારણ છે કે દેશની સમૃદ્ધિ જલદી વધે નહિ.

પ્ર૦ આ ખંડમાં આવેલા મુખ્ય પર્વત કહો.

ઉ૦ **આંડિઝ** પનામાની નહેરથી શરૂ થઇ ઠેઠ હોર્નભૂશિર સુધી ગયો છે. આ ખંડની અંદર બીજી એકે સળંગ હાર આવેલી નથી. પણ આ ખંડમાં લગભગ ૧૩૦ જ્વાળામુખી પર્વતો આવેલા છે. એનાં ઊંચાં શિખરો **એકાનકાગુઆ** ચિલીમાં, **સોરાટા** ને **ઇલિમાની** બોલિવિઆમાં, **કોટોપાક્ષિસ** અને **ચિંબોરેઝો** ઇક્વેડોરમાં આવેલા છે.

પ્ર૦ આ ખંડના મેદાનો વિષે જાણવા લાયક હકીકત શી છે?

ઉ૦ આન્ડિઝ પર્વત અને પૂર્વ કિનારાની વચ્ચેના મેદાનના ત્રણ વિભાગ થઇ શકે છે. (૧) ઉત્તરમાં ઓરિનોકો નદીનો પ્રદેશ ઉંચા ઘાસનો મુલક છે તેને **લાનોસ** કહે છે. (૨) આમાઝોન નદીનો પ્રદેશ ઘાડા જંગલથી ભરપુર છે તેને **સેલ્વાસ** કહે છે. (૩) લાપ્લાટા નદીનો ટૂંકા ઘાસના મેદાનનો પ્રદેશ છે તેને **પામ્પાસ** કહે છે.

પ્ર૦ આમાઝોન નદીવાળા જંગલનું વર્ણન કરો.

ઉ૦ ૧૨૦૦ માઇલ લંબાઇ અને ૮૦૦ માઇલ પહોળાઇ વાળું રાક્ષસી વિસ્તારનું જંગલ છે. એમાં પુષ્કળ વેલાઓ છે. તે વેલાઓ એક ઝાડને બીજા ઝાડ સાથે એવી રીતે ગુંથી દે છે કે ઉપરનાં પક્ષી અને વાંદરાઓને જમીન જોવાની કે જમીનને અડકવાની તક મળતી નથી.

પ્ર૦ આ ખંડમાં કયું રણ આવેલું છે ?

ઉ૦ ઉત્તર ચિલી અને પેરૂના કિનારા પર **અતકમાનું** રણ આવેલું છે તેમાં બીલકુલ વરસાદ આવતો નથી.

પ્ર૦ આ ખંડમાં જાણવા લાયક સરોવર અને નદીઓ કહો.

ઉ૦ સરોવરો-**ટિટિકાકા** બોલીવિઆના ઉચ્ચ પ્રદેશમાં મીઠા પાણીનું સરોવર છે. **ઓલાગાસ** ટિટિકાકાની પડોશમાં ખારા પાણીનું સરોવર છે.

નદીઓ—**આમાઝોન**-દક્ષિણ અમેરિકામાં મોટામાં મોટી અને દુનિઆમાં પહોળામાં પહોળી નદી છે. એને વિષુવવૃત્તની ઉત્તર તેમજ દક્ષિણ તરફથી નદીઓ મળતી હોવાને લીધે તેમાં હંમેશાં રેલ રહે છે. એમાં પાણીનું એટલું બધું જોર છે કે એના મુખથી ૨૦૦ માઇલ સુધી દરીઆના પાણીમાં એનો પ્રવાહ માલમ પડી આવે છે. તે નદીમાં ૫૦૦ માઇલ સુધી ભરતીનું પાણી આવી શકે છે, એનું મુખ ૨૦૦ માઇલ પહોળું છે. એને ઘણી નદીઓ મળે છે. **રિઓનીગ્રો**, અને **મડીરા** આમાઝોનને મળનારી મુખ્ય નદીઓ છે. **પારાના** અને **પારાગ્વે** મળી **લાપ્લાટા** નદી બને છે તે આટલાંટિક મહાસાગરને મળે છે. આ સિવાય **ટોકાંટિન્સ, સાનફ્રાન્સિસ્કો, ઓરિનોકો** વગેરે નદીઓ છે.

પ્ર૦ આ ખંડના કિનારાનું વર્ણન કરો.

ઉ૦ આફ્રિકા બાદ કરતાં બીજા ખંડોના કિનારા કરતાં આ ખંડનો કિનારો ઓછા ખાંચાવાળો છે. આ કિનારા પર ડરાયન **વેનેજુએલા, બ્લાકા, ગ્વાયાકિવલ** અખાત આવેલા છે. **આમાઝોન** અને **લાપ્લાટા** નદીનાં મુખ અખાત જેવાં છે. **ફૉકલાંડ,**

**ટેરાડેલફુએગો**, જુઆનફરનાન્ડીઝ અને ગેલાપેગોસ મુખ્ય દ્વીપો છે. **ગેલિનાશ** ઉત્તરે સેંટરોક પૂર્વમાં, કેપહૉર્ન દક્ષિણમાં અને **પારિના** પશ્ચિ ાં આવેલી ભૂશિરો છે.

પ્ર૦ આ ખંડની આબોહવા વિ શું જાણો છો ?

ઉ૦ આ ખંડ ઉષ્ણકટિબંધમાં ર લો હોવા છતાં જંગલો ને પહાડને લીધે બહુ ગરમી પડતી નથી. અહીંની હવા ગરમી અને ઠંડકવાળી છે. ઉત્તર કિનારે, અગ્નિખૂણામાં ભેજવાળી ગરમ હવા છે. આમાઝોન નદીના પ્રદેશમાં પુષ્કળ વરસાદ પડે છે. એના ઉચ્ચ પ્રદેશની હવા કુદરતી રીતે ઠંડી છે.

પ્ર૦ આ ખંડની પેદાશ કહો.

ઉ૦ શેરડી, બુંદ, કોકો, તંબાકુ, ગરમમસાલો, રૂ, બટાટા, મકાઇ, ચોખા અને ઘઉં વગેરે અનાજ થાય છે. ઇંડિઆ રબર અને જ્વરનાશક કિવનાઇન ( સિંકોના ) નાં ઝાડ પુષ્કળ થાય છે. દુનીઆમાં મોટામાં મોટું કમળનું ફૂલ વિકટોરિઆ રેજી નામનું છે તે આ ખંડમાં થાય છે. જંગલોને લીધે વહાણુ બનાવવાનાં ઇમારતી કામનાં લાકડાં જથાબંધ મળી આવે છે. ટાપીર, લામા, આલપાકા, પ્યુમા, જેગુઆર, લાંબી પુંછડીવાળા વાંદરા મુખ્ય જાનવર છે. મગર, મોટા સાપો, અને રંગબેરંગી પક્ષીઓ અહીં ઘણાં થાય છે.

પ્ર૦ આ ખંડની મુખ્ય ખનીજ પેદાશ કઇ છે ?

ઉ૦ સોનું, રૂપું, તાંબુ અને કલાઇ તથા હીરા, માણેક વગેરે જવાહીરો મળી આવે છે. બ્રાઝીલની હીરાની ખાણો દુનિઆમાં પ્રસિદ્ધ છે.

પ્ર૦ આ ખંડની વસ્તીની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ક્ષેત્રફળના પ્રમાણમાં વસ્તી ઘણી ઓછી એટલે લગભગ મુંબાઇ ઇલાકા જેટલી પોણાચારક્રોડ માણસની છે. લોકોમાં ખ્રિસ્તી,

મિશ્રપ્રજા, સીધી, અને અસલ વતનીઓની છે. આ ખંડનાં સંસ્થાનો સ્પેન અને પોર્ટુગાલે વસાવેલાં હોવાથી ત્યાંના લોકોનો મુખ્ય ધર્મ રોમન કેથોલિક છે.

પ્ર૦ આ ખંડની રાજ્યસત્તાનું વર્ણન કરો.

ઉ૦ ઇ. સ. ની સોળમી સદીમાં બ્રાઝીલ પોર્ટુગીઝોએ અને બાકીનાં સ્પેનના લોકોએ વસાવ્યાં. તેઓ ઓગણીસમી સદીમાં સ્વતંત્ર થયાં અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યાં. બ્રાઝીલ સને ૧૮૮૯ માં સ્વતંત્ર થઇ પ્રજાસત્તાક બન્યું.

પ્ર૦ આ ખંડના દેશ તેની રાજધાનીના શહેર સાથે કહો.

| દેશનું નામ | રાજધાનીનું શહેર |
|---|---|
| (૧) કોલમ્બિઆ... | બોગોટા. |
| (૨) વેનેઝુએલા ... | કારાકાસ. |
| (૩) ગિયાના ... | |
| અ બ્રિટિશ ગિયાના ... | જ્યૉર્જ ટાઉન. |
| બ ફ્રેંચ ગિયાના ... | કાયેન. |
| ક ડચ ગિયાના ... | પારામારિબો. |
| (૪) બ્રાઝીલ ... | રિઓડેઝાનેરો. |
| (૫) ઇકવેડોર ... | કવીટો. |
| (૬) પેરૂ ... | લીમા. |
| (૭) બોલીવિઆ ... | લોપાઝ. |
| (૮) ચીલી ... | સાંટિઆગો. |
| (૯) પારાગ્વે ... | આશેન્સન. |
| (૧૦) યુરાગ્ય ... | માંટીવિડીઓ. |
| (૧૧) આરજેન્ટીના... | બુએનોસએર્સ. |

## (૧) કોલમ્બિઆ.

**પ્ર૦** આ દેશની જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

**ઉ૦** આ દેશની પશ્ચિમે પનામાની નહેર હોઈ દક્ષિણ અમેરિકાની ઉત્તરે આવેલું પ્રજાસત્તાક રાજ્ય છે. અમેરિકાની શોધ કરનાર કોલમ્બસના નામ પરથી આ દેશનું કોલમ્બિઆ નામ પડયું છે. મુખ્ય પેદાશમાં બુંદ, કીંમતી ધાતુઓ અને રબર છે. આ રાજ્યમાં લગભગ સવાચાર લાખ માણસની વસ્તી છે.

**પ્ર૦** જાણવા લાયક મુખ્ય શહેરો પ્રખ્યાતી સાથે કહો.

**ઉ૦** **બોગોટા** રાજધાનીનું નગર છે, અને **કાર્ટેજીના** મુખ્ય બંદર છે.

## (૨) વેનેઝુએલા.

**પ્ર૦** આ દેશની સામાન્ય હકીકત કહો.

**ઉ૦** આ દેશ કોલમ્બિઆની પૂર્વે કારિબિઅન સમુદ્ર અને બ્રાઝીલની વચ્ચે આવેલો છે. તેની રાજ્યસત્તા પ્રજાસત્તાક છે. એમાં **કાસીકુવીએર**ની કુદરતી નહેર છે. બુંદ, કોકો, રૂ, તમાકુ અને શેરડીની મુખ્ય પેદાશ છે. સોનું અને તાંબુ મુખ્ય ખનીજ છે. જંગલમાં રબર અને વેનીલા પુષ્કળ થાય છે.

**પ્ર૦** જાણવા લાયક શહેર પ્રખ્યાતી સાથે કહો.

**ઉ૦** **કારાકાસ** રાજધાનીનું શહેર છે તે ઇ. સ. ૧૮૧૨માં ધરતીકંપને લીધે નાશ પામ્યું હતું. **મારાકાઈબો** મુખ્ય બંદર છે.

## (૩) ગિયાના.

**પ્ર૦** આ દેશની સામાન્ય હકીકત વિષે શું જાણો છો?

**ઉ૦** આ દેશ બ્રાઝીલની ઉત્તરે અને આટલાંટિક મહાસાગરની પૂર્વમાં આવેલો છે. તે અંગ્રેજ, ફ્રેંચ અને વલંદાને તાબે છે. આ દેશ-

માં વરસાદ પુષ્કળ આ  છે. ફ્રેંચ ગિયાનામાં ફ્રાન્સથી દેશ નિકાલ કરેલા કેદીઓને મોકલવામાં આવે છે. અહીંની મુખ્ય પેદાશ ખાંડ, રમ નામનો દારૂ અને ગરમ મસાલો છે. સોનાની ખાણો પણ છે.

પ્ર૦ જાણવા લાયક શહેરો કહો.

ઉ૦ **જ્યોર્જટાઉન**—બ્રિટિશ ગિયાનાની, **કાયેન** ફ્રેંચગિયાનાની અને **પારામારિબો**–ડચગિયાનાની રાજધાની છે.

## (૪) બ્રાઝીલ.

પ્ર૦ આ દેશની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ દક્ષિણ અમેરિકામાં મોટામાં મોટો દેશ હોઇ ઈ. સ. ૧૮૮૧ માં પોર્ટુગાલથી સ્વતંત્ર થઇ  પ્રજાસત્તાક રાજ્ય થયું છે. આ પ્રદેશનો ઘણો ભાગ ગાઢાં જંગલોથી છવાએલો છે. ત્યાં જાત જાતનાં રંગ બેરંગી પુષ્કળ પક્ષીઓ થાય છે. કુદરતની અતિશય ઉદારતા અડચણ રૂપ થઇ પડી છે. બુંદ, રૂ, તમાકુ, ગુંદર અને ઈંડિઆ રબર થાય છે. આમાઝોન નદીના જંગલવાળા પ્રદેશમાં રંગનાં લાકડાં, સાગ વગેરે ઉષ્ણકટિબંધની વનસ્પતી થાય છે. હીરા, સોનું, લોખંડ, તાંબુ અને પારાની ખાણો પુષ્કળ છે.

પ્ર૦ જાણવા લાયક શહેરોનું તેની પ્રખ્યાતિ સાથે વર્ણન કરો.

ઉ૦ **રિઓડીઝાનેરા**—રાજધાની અને મુખ્ય બંદર છે. ત્યાંથી બુંદ બહાર દેશ જાય છે. **પારા** મુખ્ય બંદર હોઇ ઈંડિઆ રબરની નિકાસ માટે જાણીતું છે. **બાહીઆ** બંદર છે.

## (૫) ઇક્વેડોર.

પ્ર૦ આ દેશની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ દેશ વિષુવવૃત્ત ઉપર આવેલો હોવાથી તેનું નામ ઇક્વેડોર પડ્યું છે. આ દેશમાં કુદરતી રીતે જેટલી ગરમી પડવી જોઇએ તેટલી આબોહવામાં ફેરફાર કરનાર કેટલાંક કારણોને લઇ પડતી નથી. આમાં મુખ્ય વસ્તી ઈંડિઅનોની છે. **ચીમ્બોરેઝો** અને **કોટોપાક્સી** જ્વાળામુખી પર્વતો છે, **પીન્ચીન્ચા** નામનો સૌથી ભયંકર જ્વાળામુખી આ દેશમાં આવેલો છે. આ બધાં **આન્ડિઝ** પર્વતનાં શિખરો છે. આ દેશ ખેતીનો પ્રદેશ છે. કોકો, રબ્બર, ગુંદ અને સિંકોનાની મુખ્ય પેદાશ છે. સોનું, પારો, સીસું, તાંબુ અને લોખંડ પહાડોમાંથી મળી આવે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કયાં છે ?

ઉ૦ **કિવટો**—રાજધાનીનું શહેર હોઇ વિષુવવૃત્તપર આવેલું છે. એની આજુ બાજુ પુષ્કળ જ્વાળામુખી પર્વતો છે. **ગ્વાયાકિવલ**—સુંદર બંદર છે. વારંવાર ધરતીકંપ થતા હોવાથી લોકો વાંસનાં ઘર બાંધીને રહે છે.

## ( ૬ ) પેરૂ.

પ્ર૦ આ દેશની સામાન્ય હકીકત વિષે શું જાણો છો ?

ઉ૦ આ દેશ ઇક્વેડોરની દક્ષિણે અને બ્રાઝિલની પશ્ચિમે ઇંડિઅનોની ઘણી વસ્તીવાળું પ્રજાસત્તાક રાજ્ય છે. સોનું, રૂપું, કેરોસીન, પારો, તાંબુ અને લોખંડ જથાબંધ નીકળે છે. સિંકોના, સાર્સાપરીલા, ઇંડિઆ રબ્બર, ગુંદ અને કોકો મુખ્ય પેદાશ છે. ગુઆનો નામે દરિઆઇ પક્ષીની હગાર ખાતર તરીકે વાપરવામાં આવે છે. પહેલાં અહીંની રૂપાની ખાણો ઘણી પ્રસિદ્ધ હતી.

પ્ર૦ આ દેશમાં જાણવા લાયક શહેર કયાં છે ?

ઉ૦ **લીમા**—રાજધાનીનું જુનામાં જુનું સ્પેનિશ શહેર છે, પીઝારો

નામના સ્પેનિઅર્ડે આ શહેર ઇ. સ. ૧૫૩૫માં વસાવ્યું હતું. કુઝકો—જુના ઇંકાસના રાજ્યની રાજધાની હતું. અહીં સૂર્યના દેવળનું રમણીય ખંડેર છે.

## (૭) બોલોવિઆ.

પ્ર૦ આ દેશની સામાન્ય હકીકત કહો.

ઉ૦ બોલિવાર નામના આદમીની મદદથી આ રાજ્ય પ્રજાસત્તાક થયું હતું તેથી આ દેશનું નામ બોલોવિઆ પડ્યું છે. આ રાજ્ય પેરૂની અગ્નિકોણમાં આવેલું હોઇ તેમાં ૨૩ લાખ માણસની વસ્તી છે. ચોખા, જવ, ઓટ, મકાઈ, રૂ, કોકો, ઇંડિઆરબર, ગળી, અને બટાટા ખેતીની પેદાશ છે. કલાઇ, તાંબુ, રૂપુ, સીસું. મીઠું અને ગંધક મુખ્ય ખનીજો છે.

પ્ર૦ આ દેશનાં જાણવા લાયક શહેર કહો.

ઉ૦ લાપાઝ રાજધાનીનું શહેર વેપાર માટે પ્રખ્યાત છે. **પોટાસી** રૂપાની ખાણો માટે પ્રખ્યાત છે.

## (૮) ચીલી.

પ્ર૦ આ દેશની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ દેશ આન્ડિઝ પર્વત અને પાસિફિક મહાસાગરની વચ્ચે કેપહાર્ન ભૂશિર સુધી ગયેલો છે. તેમાં લગભગ તેત્રીસ લાખ માણસની વસ્તી છે. ઉત્તર તરફ જવલ્લેજ વરસાદ આવે છે. લોકો ઘણા ઉદ્યોગી છે. **એકોંકાગુઆ** જ્વાળામુખી પર્વત છે. ઘઉં, બાજરી, રૂ અને શેરડી ખેતીની પેદાશ છે. તાંબા અને રૂપાની ખાણો પ્રસિદ્ધ છે. તેમજ સુરોખાર પણ જથા-બંધ જડે છે.

પ્ર૦ જાણવા લાયક શહેરોનું વર્ણન કરો.

ઉ૦ સાન્ટિઆગો–મુખ્ય શહેર આન્ડિઝ પર્વતની તળેટીમાં આવેલું છે. વાલ્પારેસો–મુખ્ય બંદર હોઇ ઘઉં, તાંબુ ને ચામડાં પરદેશ મોકલે છે.

## (૯) પારાગ્વે.

પ્ર૦ આ દેશની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ પ્રજાસત્તાક રાજ્ય ખંડના મધ્યભાગે આવેલું છે. તેમાં લગભગ દશ લાખ માણસની વસ્તી છે. આ દેશમાંથી નારંગી, ચામડાં, તમાકુ, સાગનાં લાકડાં અને પારાગ્વે નામની ચા બહાર જાય છે.

૦ જાણવા લાયક શહેર કયાં છે?

ઉ૦ આસેન્શન–રાજધાનીનું શહેર છે.

## (૧૦) યુરાગ્વે.

પ્ર૦ આ રાજ્યની સામાન્ય હકીકતનું ટૂંક વર્ણન કરો.

ઉ૦ પૂર્વ કિનારે આવેલું આ નાનકડું ૧૨ લાખ માણસની વસ્તી વાળું ત્રિકોણાકાર પ્રજાસત્તાક રાજ્ય છે. મુખ્ય ધંધો ઢોર અને ઘેટાં ઊછેરવાનો છે. અહીંથી ચામડાં, ઊન, શીંગડાં અને ચરબી બહાર દેશ જાય છે. અનાજમાં ઘઉં ને મકાઇ પાકે છે.

પ્ર૦ આ દેશનાં જાણવા લાયક શહેર કહો.

ઉ૦ માન્ટીવિડીઓ રાજધાની ને બંદર છે.

## (૧૧) આરજેન્ટીના.

પ્ર૦ આ દેશની સામાન્ય હકીકત વિષે શું જાણો છો?

ઉ૦ એન્ડિઝ પર્વતના પૂર્વ તરફના ઢોળાવ તરફ ખંડની દક્ષિણે

નાનકડાં રાજ્યોનું આ એક રાજ્ય બનેલું છે. પાટાગોનિઆનો મુલક ઉજડ છે. આખી દુનીઆમાં ઉંચામાં ઉંચા લોકો પાટાગોનિઆના છે. આ દેશની દક્ષિણે આવેલો **ટેરાડેલફુએગો** બેટ અડધો આ દેશને અને અડધો ચીલીના રાજ્યને તાબે છે. આ બેટમાં લોકો હોડીમાં ઘર બાંધી રહે છે. અતિશય ઠંડી પડવાથી લોકો થોડો દેવતા નીચે બળતો રહેવા દે છે તેથી તેનું નામ ( ટેરા–જમીન, ફુએગો–દેવતા ) ટેરાડેલફુએગો પડયું છે. આ રાજ્યની મુખ્ય પેદાશ ઉન, ચામડાં, અળસી, મકાઇ, તમાકુ અને ખાંડ છે.

પ્ર૦ આ દેશનાં જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **બુએનોસએરીસ** ( સારી હવાનું સ્થળ ) દક્ષિણ ગોળાર્ધમાં મોટામાં મોટું શહેર છે. **રોસારીઓ**–મુખ્ય બંદર છે.

## ફાકલાંડ ટાપુઓ.

પ્ર૦ આ ટાપુની સામાન્ય હકીકતનું વર્ણન કરો.

ઉ૦ માગેલન સામુદ્રધુનીની પૂર્વે ૩૦૦ માઇલ દૂર આવેલા આ ટાપુ બ્રિટિશોને તાબે છે. તે બે ટાપુનો બનેલો છે. તેની મુખ્ય નિકાસ ઉન છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **સ્ટેન્લી** અગત્યનું શહેર હોઇ મુખ્ય બંદર છે.

---

## ઓશિઆનીઆ.

પ્ર૦ આ ટાપુઓ દુનીઆના કયા વિભાગમાં આવેલા છે?

ઉ૦ પૃથ્વી ઉપર મોટામાં મોટો પાસિફિક મહાસાગર આવેલો છે,

તેની અંદર આવેલા તમામ ટાપુ ઓશિઆનિઆ નામથી ઓળખાય છે. જ્યારે માગેલન નામના વહાણવટીએ આ મહાસાગરમાં મુસાફરી કરી હતી ત્યારે આ ટાપુની હવા શાન્ત હતી તે ઉપરથી તેણે આ મહાસાગરને પાસિફિક (શાન્ત) મહાસાગર નામ આપ્યું. આ ફ્રેડલી ટાપુ આગળ આ મહાસાગરની વધારેમાં વધારે ઊંડાઈ ( ૨૯૦૦૦ ફૂટ ) એટલે હિમાલયના એવેરેસ્ટ શિખર જેટલી છે. આ ટાપુનું ક્ષેત્રફળ લગભગ ૪૦ લાખ ચો. માઇલ હોઇ વસ્તી લગભગ સવાસાત કરોડ માણસની છે.

પ્ર૦ આ ટાપુના કયા અને કેટલા વિભાગ પાડયા છે તે કહો.

ઉ૦ (૧) મલયેશિઆ, (૨) આસ્ટ્રેલેશિઆ, (૩) પોલીનીશિઆ, (૪) મલેનીશિઆ અને (૫) માઇક્રોનીશિઆ.

## (૧) મલયેશિઆ.

પ્ર૦ આ ટાપુની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ ટાપુઓનો સમૂહ એશિઆ ખંડના અગ્નિ ખૂણામાં આવેલો છે તે પાંચ ટાપુના સમૂહનો બનેલો છે. મલય લોકોની તેમાં વસ્તી વધારે હોવાથી તેનું નામ મલયેશિઆ પડયું છે.

પ્ર૦ તેમાં આવેલા પાંચ ટાપુઓના સમૂહ તેમની જાણવા લાયક હકીકત સાથે કહો.

**અ સંડાટાપુઓ**—તેમાં **સુમાત્રા, જાવા, બાંકા, બાલી** ટાપુઓ જાણવા લાયક છે. આ ટાપુઓમાં **ટિમોર** સિવાય બાકીના બધા ડચ લોકોને તાબે છે.

**સુમાત્રા**—કાળાં મરી, તમાકુ, ગુંદ, કપુર, લોબાન વગેરેને

માટે પ્રખ્યાત છે. પશ્ચિમ કિનારા પર **પડાંગ** વલંદાનું સંસ્થાન છે. **બાંકા** ટાપુ કલાઈની ખાણો માટે પ્રખ્યાત છે.

**જાવા**—તેમાં લગભગ ૪૦ જ્વાળામુખી પર્વતો છે. તેની જમીન ફળદ્રુપ હોવાથી તેમાં ઘઉં, ડાંગર, ખાંડ, મરી અને સિંકોના પુષ્કળ થાય છે. ઇ. સ. ૧૮૮૩માં **ક્રેકોટાઉ** નામનો જ્વાળામુખી ફાટવાથી આખો ટાપુ નાશ પામ્યો હતો. એનું મુખ્ય શહેર **બટેવિઆ** છે. તેમાં ડચ ગવર્નર જનરલ રહે છે.

**બાલીટાપુ** ત્યાંના લોકો હજુ હિંદુધર્મ પાળે છે. તે જાવાની પુર્વમાં આવેલો છે. જાવાની પુર્વમાં આવેલા **લોમ્બાક, સંબાવા, ઓમ્બે, ટેનિમ્બર, સેંડલવુડ,** અને **ફ્લોરસ** ડચ લોકોને તાબે છે. અને **ટિમોર** પોર્ટુગીઝને તાબે છે.

ख **બોર્નિઓ**—અહીંના જંગલોમાં ઉરાંગઉટાંગ નામના વાંદરા થાય છે. **સારાવાક, લાબુઅન** અંગ્રેજના અને **બ્રુનેઈ** ત્યાંના દેશી રાજાને તાબે હોઈ બાકીના ડચ લોકોને તાબે છે. આ ટાપુમાંથી કોલસા, સોનું અને હીરા નીકળે છે. મુખ્ય નિકાસ સેગો છે.

क **ફિલિપાઈન**—યુનાઇટેડ સ્ટેટ્સને તાબે હોઇ નાના નાના ૧૦૦૦ ટાપુનો સમૂહ છે. તે બધામાં **લુઝોન** ટાપુ મુખ્ય છે. અમેરિકનો ક્રાઉન કોલોનિની માફક રાજસત્તા ચલાવે છે. **મેનિલા** રાજધાનીનું શહેર હોઇ ચીરૂટને માટે પ્રખ્યાત છે.

૩ **સેલીબીસ** ચાર સરખા દ્વીપકલ્પોનો બનેલો ટાપુ હોઈ ડચ લોકોને તાબે છે. તેની મુખ્ય નિકાસ ખુંદ, કાચબા-ની ટાલ અને જાયફળ છે.

૪ **મોલુક્કા** અથવા મસાલાના ટાપુઓ પણ ડચ લોકોને તાબે છે. તેમાં **આંબોઇના, સીરામ,** અને **બંદા** ટાપુ મુખ્ય છે.

આ બધા ટાપુઓમાં પુષ્કળ ગરમ મસાલો, લવિંગ, જાયફળ અને એલચી થાય છે. આ ટાપુની રાજધાની **આંબોઇના** છે.

## (૨) આસ્ટ્રેલેશિઆ.

પ્ર૦ આસ્ટ્રેલેશિઆ કયા કયા દ્વીપસમૂહ મળીને થયો છે ?

ઉ૦ આસ્ટ્રેલિઆ ખંડ અને તેની આસપાસના તથા ન્યુઝીલાંડ મળી આસ્ટ્રેલેશિઆ બનેલો છે.

## આસ્ટ્રેલિઆ.

પ્ર૦ આસ્ટ્રેલિઆની સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ ટાપુ દુનિઆમાં મોટો હોવાથી કોઈ કોઇ વાર તેને ખંડ કહે છે. તેની શોધ ઇ. સ. ૧૫૦૩ માં ફ્રેન્ચ ખલાસીએ કરી હતી. પણ ત્યાર પછી લગભગ સો વરસે **ફર્નાંડીઝ ડીકિવરોસે** જોયો અને આ ટાપુનું નામ ટેરા આસ્ટ્રોલસ (દક્ષિણની ભૂમિ) પાડયું હતું. કેપ્ટન કુકના સારા રિપોર્ટ પરથી બ્રિટિશ સરકારે ત્યાં સંસ્થાન સ્થાપવાનો ઠરાવ કર્યો. ત્યાં ઇ. સ. ૧૭૮૮ ના જાનેવારીની તા. ૨૬મીએ પહેલ વહેલું **સીડનીમાં** સંસ્થાન

સ્થાપી ત્યાં બ્રિટિશ વાવટો રોપ્યો. આથી ત્યાંના લોકો આજે પણુ તે દિવસને જાહેર તહેવાર તરીકે પાળે છે. ઇ. સ. ૧૮૫૧ માં પહેલ વહેલી સોનાની ખાણુ હાથ લાગી ત્યારથી તેની વસ્તી વૃદ્ધિ પામતી જાય છે.

**પ્ર૦** આ ટાપુની કુદરતી વિચિત્રતાનું વર્ણન કરો.

**ઉ૦** હિંદુસ્તાનથી દોઢો મોટો હોવા છતાં ફક્ત એકજ મોટી નદી છે. આંચળવાળાં પ્રાણીઓ ઇંડાં મુકે છે. આપણે અહીંઝાડનાં પાંદડાં ખરી પડે છે ત્યારે ત્યાં ઝાડની છાલ ખરી પડે છે. ચો-પગાં જનાવરો બે પગે દોડે છે. પક્ષીઓ મધુર અવાજ કાઢતાં. નથી. ફૂલમાં ખુશબોદાર સુગંધી નથી. યુરોપિઅનો ત્યાં જઇ વસ્યા ત્યારે અનાજ બીલકુલ થતું નહિ. ગ્રામ્ય જનાવરો પણ નહોતાં. આથી માલ લઇ જવા લાવવામાં તથા ખેતી કરવામાં અને દૂધ મેળવવામાં ઘણી અડચણ પડતી.

**પ્ર૦** આ ટાપુની કુદરતી રચના કહો.

**ઉ૦** આ ટાપુનો આકાર સાદો હોઈ મધ્ય ભાગ ઉજ્જડ ને રણવાળો પ્રદેશ છે તે આફ્રિકાને ઘણી રીતે મળતો આવે છે. તેની હવા સૂકી અને ગરમ છે. વસ્તી લગભગ સાડાત્રણ ક્રોડ માણસની છે. પહાડો અને દરિઆ કિનારા વચ્ચેનો પ્રદેશ નીચો છે. પશ્ચિમ કિનારા કરતાં પૂર્વનો કિનારો વધારે ફળદ્રુપ છે. મધ્યનો પ્રદેશ રણનો છે.

**પ્ર૦** આફ્રિકા અને આસ્ટ્રેલિઆનો મુકાબલો કરો.

**ઉ૦** બન્નેમાં દ્વીપકલ્પો નથી. બન્નેમાં અખાતો નથી. બન્ને રચના સાદી છે. બંનેના પૂર્વ કિનારાપર મોટા પહાડો છે અને મધ્ય

ભાગમાં રણુ આવેલાં છે. બંનેની અંદર પુષ્કળ જમીન આવેલી છે. જેથી નહેરો વાટે પાણી લાવવાની જરૂર છે.

પ્ર૦ આ ટાપુમાં જાણવા લાયક પહાડ, નદી અને સરોવર કહો.

ઉ૦ યોર્ક ભૂશિરથી બાસની સામુદ્રધુની સુધી આવેલા પર્વતનું ઉંચું શિખર કોસીઉસ્કો છે. જ્વાળામુખી પર્વત નથી. નદીઓમાં મુરે અને ડાર્લિંગ છે. મુરે વિકટોરિઆ સંસ્થાનમાંથી નીકળી સેન્ટવિન્સેંટના અખાતને મળે છે તે મોટામાં મોટી છે. ટોરેન્સ અને એમેડિઅસ નામનાં ખારા પાણીનાં સરોવર છે.

પ્ર૦ આ ટાપુનો જાણવા લાયક કિનારો કહો.

ઉ૦ ઉત્તરે કાર્પેન્ટારિઆ, દક્ષિણે ગ્રેટઆસ્ટ્રેલિઅન બાઇટ, સ્પેન્સર, અને સેન્ટવિન્સેંટ અખાત આવેલા છે.
યોર્ક, હોવે અને લ્યુવિન ભૂશિરો આવેલી છે.

પ્ર૦ આ ટાપુની આબોહવા તથા પેદાશ કહો.

ઉ૦ દક્ષિણ ગોળાર્ધમાં હોવાથી આપણા કરતાં ત્યાંની ઋતુ ઉલટી છે એટલે આપણે અહીં ઉનાળો હોય ત્યારે ત્યાં શિઆળો અને આપણે શિઆળો હોય ત્યારે ત્યાં ઊનાળો હોય છે. મધ્યના રણમાં ઘણો સખત અને ગરમ પવન વાય છે. ઘણો ખરો વરસાદ પૂર્વ કિનારાપર પડે છે. આસ્ટ્રેલિઆની વનસ્પતી બીજા ખંડો કરતાં જુદી પડે છે. અહીંના ઝાડનાં પાંદડાં ઉભાં લટકતાં હોય છે. બાવળ અને યુકેલિપ્ટસનાં ઝાડ પુષ્કળ થાય છે. આ ઝાડ લગભગ ૩૦૦ ફૂટ ઉંચાં અને ૨૦ ફૂટ વ્યાસની જાડાઈનાં થાય છે. તેનું લાકડું, ગુંદર અને તેલ ઘણા ઉપયોગી પદાર્થ છે. ખેતીની પેદાશમાં ઘઉં, ઓટ, શણ, તમાકુ, ચોખા, શેરડી અને

ફ મુખ્યત્વે થાય છે. જનાવરોમાં—આંચળવાળાં જનાવરોને પેટે કોથળી હોય છે તેમાં પોતાનાં બચ્ચાં રાખે છે. તેમાં કાંગારૂ મુખ્ય છે. આ સિવાય લાયરબર્ડ, એમુ, કેસોવરી, લાફિંગજેકસ (હસતુ પક્ષી, કાળા હંસ અને શાહમૃગની જાતનાં પક્ષી છે. સસલાંની છત પુષ્કળ છે. આખી દુનીઆના ઘેટાંનો ચોથો ભાગ અહીં થાય છે. ખનીજમાં—સોનાનો જથો પુષ્કળ નીકળે છે. તે સિવાય તાંબુ, કલાઈ, રૂપું અને કોયલા પણ મળી આવે છે.

**પ્ર૦** લોકો તથા હુન્નર ઉદ્યોગ વિષે શું જાણો છો ?

**ઉ૦** અહીંના લોકોનો મુખ્ય ઉદ્યોગ–ખેતી, ઘેટાં ઉછેરવાનો અને સોનાની ખાણો ખોદવાનો મુખ્ય ઉદ્યોગ છે. અહીંથી સોનું, ઊન, માખણ, ચામડાં, ચરબી, ઘોડા અને ખાંડ બહાર દેશ જાય છે; અને કાપડ, ધાતુઓ, સાંચાકામ અને ચા બહાર દેશથી આવે છે. વેપારને અનુકુળ જળમાર્ગો જોઇએ તેવા નથી.

**પ્ર૦** તેના મુખ્ય વિભાગો રાજધાની સાથે કહો.

| | નામ, | રાજધાનીનું શહેર. |
|---|---|---|
| **ઉ૦** | (૧) કવીન્સલાંડ | બ્રિસ્બેન. |
| | (૨) ન્યુ સાઉથવેલ્સ | સિડની. |
| | (૩) વિક્ટોરિઆ. | મેલબૉર્ન, કેનવરા. |
| | (૪) સાઉથ આસ્ટ્રેલિઆ. | આડેલેડ. |
| | (૫) વેસ્ટ આસ્ટ્રેલિઆ. | પર્થ. |
| | (૬) તાસ્માનીઆ. | હોબાર્ટ ટાઉન. |

**પ્ર૦** ઉપરનાં ૭ સંસ્થાનોની સામાન્ય હકીકત કહો.

ઉ૦ ક્વીન્સલાંડના પૂર્વભાગમાં ગ્રેટ કૌરલ રીફ (પરવાળાંના મોટા ખડકો) આવેલા છે. આ ખડક લગભગ ૧૦૦ માઇલ પહોળા હોઇ વહાણો આવવામાં સુગમતા કરી આપે છે. ન્યુસાઉથ-વેલ્સ જુનામાં જુનું સંસ્થાન છે. તેની રાજધાનીમાં ટંકશાળ, યુનિવર્સિટી અને વેધશાળા છે. વિકટોરિઆમાંથી પુષ્કળ સોનું નીકળે છે. તેની રાજધાની આખા આસ્ટ્રેલિઆની રાજધાની છે. ત્યાંથી રાજધાનીનું સ્થળ કેનવરા લઇજવા વિચાર ચલાવે છે. સાઉથ આસ્ટ્રેલિઆનો ઘણો ભાગ રણવાળો હોઇ તેમાં તાંબું પુષ્કળ નીકળે છે. તાસ્માનીઆ તાસ્મન નામના એક વલંદાએ ઇ. સ. ૧૬૪૨માં શોધી કાઢયો હતો. તે ઉપરથી તેનું નામ તાસ્માનીઆ પડયું છે. આ ટાપુમાં પુષ્કળ મેવો થાય છે. તેની હવા યુરોપીઅનોને માફક આવે એવી છે.

## ન્યુઝીલાંડ.

પ્ર૦ ન્યુઝીલાંડની જાણવા જેવી સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ ટાપુ અંગ્રેજોને તાબે છે, તેને પણ ઇ. સ. ૧૬૪૨માં તાસ્મને શોધી કાઢયો હતો. એમાં ઘણા જવાળામુખી પર્વતો આવેલા છે. એ બે મોટા ટાપુનો બનેલો છે. બન્નેની વચ્ચે કુક નામની સામુદ્રધુની આવેલી છે. ત્યાંના મૂળ વતની "માઓરી" નામથી ઓળખાય છે. ઊન, ઠારેલું માંસ, સોનું અને ગુંદર બહાર દેશ જાય છે અને કાપડ, ખાંડ અને સાંચાકામ બહાર દેશથી આવે છે.

પ્ર૦ આ ટાપુનાં જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **વેલિંગ્ટન**—રાજધાનીનું શહેર ટાપુને મધ્ય ભાગે આવેલું છે. **આકલાંડ**—મોટામાં મોટું શહેર છે.

## ( ૩ ) મેલેનીશિઆ.

પ્ર૦ મેલેનીશિઆમાં આવેલા ટાપુ હકીકત સાથે કહો.

ઉ૦ મેલેનીશિઆનો અર્થ "કાળા લોકોનો ટાપુ" થાય છે. તેમાં

(૧) **ન્યુગિનિ**નો મોટો ટાપુ છે. તેનો પશ્ચિમભાગ વલંદાને, ઉત્તરનો જર્મનિને અને દક્ષિણનો ભાગ ઈંગ્લાંડને તાબે છે. તેમાં ઇંડિઆ રબર અને સેગોનાં ઝાડ પુષ્કળ થાય છે. સોનું, મોતી, કોપરાં, સુખડ બહાર દેશ જાય છે.

(૨) **ફીજી** અંગ્રેજોનું સંસ્થાન છે ત્યાંથી ખાંડ અને કોપરાં બહાર દેશ જાય છે.

(૩) **બિસ્માર્ક આર્કિપેલેગો**માં **સોલોમન** ટાપુ અને **સાં-ટાક્રૂઝ** અંગ્રેજોને તાબે છે. **ન્યુકેલીડોનિઆ** ફ્રાન્સને તાબે છે.

## (૪) માઇક્રોનીશિઆ.

પ્ર૦ આ સમૂહની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ નાના નાના ઘણા ટાપુઓનો બનેલો સમૂહ છે. **લાદ્રોન, કારોલૈન** સિવાયના બીજા ટાપુઓ પરવાળાંના બનેલા છે. **ગિલ્બર્ટ** ઈંગ્લાંડનો ને **ગુઆમ** યુનાઇટેડસ્ટેટ્સને તાબે છે. બાકીના બધા જર્મનિને તાબે છે.

## (૫) પોલીનેશિઆ.

પ્ર૦ આ સમૂહની જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ આસ્ટ્રેલિઆ અને અમેરિકા વચ્ચે આવેલા પુષ્કળ ટાપુઓનો આ સમૂહ થયો છે. અહીંની ઋતુ સુંદર અને હવા ખુશનુમા છે. લોકો મલાય જાતના કદાવર અને જબરા છે. નાળિએર, આદુ, કંદ, કેળાં વગેરે બહાર જાય છે.

પ્ર૦ તેમાં આવેલા ટાપુની હકીકત કહો.

(૧) સાન્ડવિચ ટાપુઓમાં હવાઇ ટાપુ મોટો છે. તેનું મુખ્ય શહેર હોનોલુલુ છે.

(૨) ટોંગા ( ફ્રેન્ડલી ) ટાપુ ઇંગ્લાંડને તાબે છે. આ સિવાય કુક, ( હર્વીટાપુ ) એલીસ, ફિનિક્સ, ટોકોલો, અને મેનીહીકી અંગ્રેજોને તાબે છે.

(૩) સામો ( વહાણવટીના ટાપુ ) યુનાઇટેડસ્ટેટ્સ અને જર્મનિને તાબે છે.

(૪) આસ્ટલ, સોસાઇટી, લોઆર્કિપેલેગો અને માર્કવીસાસ ફ્રાન્સને તાબે છે.

## (૬) એન્ટાર્કિટિકા ( દક્ષિણ ધ્રુવનો પ્રદેશ )

પ્ર૦ આ સમૂહની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ દક્ષિણ ધ્રુવ તરફ કેટલોક નવો પ્રદેશ શોધી કાઢવામાં આવ્યો છે તે "એન્ટાર્કિટિકા" નામથી ઓળખાય છે. તેમાં એરીબુસ નામનો મોટો જ્વાળામુખી પર્વત આવેલો છે. એના ભડકા ૨૦૦૦ ફૂટ ઉંચા જાય છે. સિયાળામાં જ્યારે ગણા દિવસ સુધી ઊગતો નથી, ત્યારે તેનો પ્રકાશ અજવાળું આપે છે. ગ્રેહામલાંડ, દક્ષિણ શેટલાંડ, દક્ષિણ જ્યોર્જિઆ વગેરે બેટ આ-

વેલા છે. ત્યાંની જમીન પર સદાકાળ બરફ રહે છે, અને ઠંડી હવાને લીધે જમીન ઉજડ હોઇ મનુષ્યની બીલકુલ વસ્તી નથી.

---

## જાણુવા લાયક પરચુરણ બાબતો.

**ખંડો**—સૌથી મોટો ખંડ એશિઆ અને નાનામાં નાનો યુરોપ છે. વસ્તીમાં મોટામાં મોટો એશિઆ અને ઓછી વસ્તીવાળો દક્ષિણ અમેરિકા છે. સજ્જડ વસ્તીવાળો અને સુધારામાં શ્રેષ્ઠ યુરોપ અને જંગલી આફ્રિકા છે.

**રાજ્ય**—વિસ્તારમાં અનુક્રમે અંગ્રેજ, રૂશિઆ અને ચીનનું છે. વસ્તીમાં અનુક્રમે ચીન, અંગ્રેજ અને રૂશિઆ છે.

**રાજ્યપદ્ધતિ**—ઘણે ભાગે એશિઆમાં રાજાસત્તાક, યુરોપમાં રાજાપ્રજાસત્તાક અને અમેરિકામાં પ્રજાસત્તાક છે. આફ્રિકા પરદેશી તાબાનો ખંડ છે.

**શહેરો**—સૌથી મોટું લંડન, સૌમાં વધારે શોખીન પારિસ, ઊંચાં મકાન વાળું ન્યુયોર્ક છે.

**દ્વીપો**—સૌથી મોટા હાલમાં અનુક્રમે આફ્રિકા, આસ્ટ્રેલિઆ, ગ્રીનલાંડ છે.

**પર્વતો**—સૌથી ઉચો હિમાલય અને લાંબો આંડિઝ છે.

**નદીઓ**—લાંબામાં લાંબી મિસિસિપી-મિસુરી અને પહોળામાં પહોળી આમાઝોન છે.

**સરોવરો**—મીઠા પાણીનું મોટામાં મોટું સુપીરિઅર અને ખારા પાણીનું મોટું કાસ્પિઅન છે. ખારામાં ખારૂં મૃત (ડેડસી) છે.

દુનિઆમાં મનુષ્ય કૃત અજાયબીઓ—ચીનાઓનો કોટ, ટેમ્સ-ટનલ, મોસ્કોનો ઘંટ, આગ્રાનો તાજમહાલ, બ્રૂકલીનનો ઝુલતોપૂલ.

## મોટાં રાજ્યના મુલકો.

(૧) ઇંગ્લાંડના મુલકો—

अ યુરોપમાં—ગ્રેટબ્રિટન આયર્લાંડ, જીબ્રાલ્ટર, માલ્ટા, ગોઝો, કોમિના.

ब એશિઆમાં—હિંદનું સામ્રાજ્ય, સીલોન, એડન, પેરીમ, સાઇપ્રસ, સ્ટેટસેંટલમેંટ, મલાયા સંસ્થાન, બહેરન, લાબુઅન, હોંગકાંગ, બોર્નિઓ, વેહાઇવે.

क આફ્રિકામાં—સીએરાલીઓન, નાઇજીરીઆ, ગીનીના અખાતને કિનારે, આસેન્સ, સેંટહેલિના, દક્ષિણ આફ્રિકાનો ઘણો ભાગ, બ્રિટિશ પૂર્વ આફ્રિકા, યુગાન્ડા, મોરીશિઅસ, સોકોટ્રા, સૈચલ.

ड અમેરિકામાં—બ્રિટિશ ઉત્તર અમેરિકા, હોન્ડુરાસ, બ્રિટિશ ગિયાના, વેસ્ટઇંડિઝ ટાપુમાંના કેટલાક ટાપુ, ફાકલાંડ વગેરે.

इ ઓશિઆનિઆમાં—આસ્ટ્રેલિઆ, તાસમાનિઆ, ન્યુઝીલાંડ, ફીજી, અને ન્યુગીનીનો કેટલોક ભાગ.

(૨) રૂશિઆના મુલકો—

યુરોપ અને એશિઆનો ઉત્તર તરફનો એક જથ્થે લગભગ એશિઆનો ત્રીજો અને યુરોપનો અડધો ભાગ રોકેલો છે.

(૩) જર્મનિના તાબાના મુલકો—

अ યુરોપમાં—જર્મની,

એશિઆમાં—ચીનમાં કીઓચાઉ.

क આફ્રિકામાં—ટોગોલાંડ, કામેરૂન, ડેમેરાલાંડ, નેમેકવાલાંડ, જર્મન પૂર્વ આફ્રિકા.

ड ઓશિઆનીઆમાં—ન્યુગીનીનો થોડો ભાગ, બિસ્માર્ક આર્કિપેલેગો, કેરોલાઈન, મારશલ, સાલોમન વગેરે કેટલાક નાના ટાપુઓ છે.

**(૪) ફ્રાન્સના તાબાના મુલકો—**

अ યુરોપમાં—ફ્રાન્સ આજુબાજુના દ્વીપો સહિત.

ब એશિઆમાં—હિંદમાં-( પાંડેચેરી, યાનાન, કારીકલ, માહી, ચંદ્રનગર, હિંદીચીનમાં ( ટોંકીન, ફ્રેંચ કોચીન ચીન ).

क આફ્રિકામાં—સેનિગાલ, નાઇજર, કોંગો, માડાગાસ્કર, ગુર્બો.

ड અમેરિકામાં—ગિયાનાનો કેટલોક ભાગ, વેસ્ટઈંડિઝના કેટલાક ટાપુ.

इ ઓશીઆનિઆમાં—ન્યુ કાલેડોનિઆ.

---

## દુનીઆની પેદાશ.

ચોખા—બર્મા, હિંદુસ્તાન, કોચીનચીન, સિઆમ, ચીન, જાપાન, યુનાઇટેડ સ્ટેટ્સ.

બુંદ—બ્રાઝીલ, જાવા, હિંદ, વેસ્ટ ઇંડિઝ દ્વીપો, અરબસ્તાન, મધ્ય અમેરિકા.

ચા—ચીન, હિંદુસ્તાન, સીલોન, જાપાન.

ખાંડ—( શેરડીની ) વેસ્ટ ઇંડિઝટાપુ, યુનાઇટેડ સ્ટેટ્સ, જાવા, મોરીશીઅસ, માડાગાસ્કર, (બીટરૂટની)-ફ્રાન્સ, ઓસ્ટ્રિઆ, જર્મની,

કોકો—ઈક્વેડોર, ટ્રીનીડાડ, વેનેઝુએલા, બ્રાઝીલ અને આફ્રિકામાં કેટલેક ઠેકાણે થાય છે.

શણુ—બંગાળા, ફીલીપાઇન, યુનાઇટેડ સ્ટેટ્સ, રૂશિઆ, પોલાંડ.

રૂ—યુનાઇટેડ સ્ટેટ્સ, મિસર, હિંદુસ્તાન, દક્ષિણ અમેરિકાના ઘણા ખરા દેશો, મેકિસકો, તુર્કસ્તાન.

રેશમ—ચીન, ઇરાન, જાપાન, સ્પેન, ગ્રીસ, હિંદુસ્તાન.

તમાકુ—યુનાઇટેડ સ્ટેટ્સ, હિંદ, ફીલીપાઈન દ્વીપો, વેસ્ટ ઇંડિઝ ટાપુ, જાપાન, તુર્કસ્તાન, ફ્રાન્સ, જર્મની, કોરીઆ.

અફીણ—હિંદુસ્તાન, ઇરાન, તુર્કસ્તાન, ચીન.

દ્રાક્ષ—આસ્ટ્રેલિઆ, ફ્રાન્સ, ઇટાલી, સ્પેન, જર્મની, પોર્ટુગાલ.

ઘઉં—યુનાઇટેડસ્ટેટ્સ, કેનેડા, રૂશિઆ, હિંદુસ્તાન, હંગરિ, ઈરાન, આસ્ટ્રેલિઆ, બ્રાઝીલ, ચીન, ચીલી.

ઊન—આસ્ટ્રેલિઆ, ન્યુઝીલાંડ, આરજેન્ટીના, દક્ષિણ આફ્રિકા, જર્મની, ઇંગ્લાંડ.

---

## દુનીઆના ખનીજ પદાર્થ.

કોયલા-ગ્રેટબ્રિટન, યુનાઇટેડસ્ટેટ્સ, જર્મની, ફ્રાન્સ, બેલ્જીઅમ, ચીલી, આસ્ટ્રેલિઆ, હિંદુસ્તાન.

લોઢું-ગ્રેટબ્રિટન યુનાઇટેડસ્ટેટ્સ, સ્વીડન, ફ્રાન્સ, બેલ્જીઅમ.

કલાઈ-મલાયાદ્વીપકલ્પ, ઈંગ્લાંડ, જર્મની, આસ્ટ્રેલિઆ.

સીસુ-સ્પેન, સ્કોટલાંડ, જર્મની, આસ્ટ્રિઆ.

જસત-જર્મની, બેલ્જીઅમ, યુનાઇટેડસ્ટેટ્સ, ચીન, ગ્રેટબ્રીટન.

તાંબુ—યુનાઇટેડસ્ટેટ્સ, સ્પેન, ચીલી, જર્મની, રૂશિઆ, આસ્ટ્રેલિઆ, કોરિઆ, ચીન, જાપાન.

સોનું—યુનાઇટેડસ્ટેટ્સ, આસ્ટ્રેલિઆ, રૂશિઆ, દ૦ આફ્રિકા, દ. અમેરિકા, કાનડા, મહિસુર.

રૂપું—યુનાઇટેડસ્ટેટ્સ, મેકિસકો, બોલીવીઆ, ચીલી, પેરૂ, આસ્ટ્રેલિઆ, જર્મની.

હીરા—કેપકોલોની, ટ્રાન્સવાલ, બ્રાઝીલ, ગોવળકાંડા.

મીઠું—ઈંગ્લાંડ, આસ્ટ્રિઆ, જર્મની, હંગરી, હિંદુસ્તાન.

કેરોસીન—બર્મા; કાનડા, યુનાઇટેડસ્ટેટ્સ, બાકુ, રૂશિઆ.

---

## દુનીઆની મુખ્ય બનાવટ.

રૂ—ગ્રેટબ્રિટન, હિંદુસ્તાન, જાપાન, યુનાઇટેડસ્ટેટ્સ.

ઊન—આયર્લાંડ, સ્કોટલાંડ, ફ્રાન્સ, જર્મની, કાશ્મીર,

શણ—ગ્રેટબ્રિટન, યુનાઇટેડસ્ટેટ્સ, ફ્રાન્સ, બેલ્જીઅમ, જર્મની.

રેશમ—ફ્રાન્સ, જર્મની, સ્વીટ્ઝર્લાંડ, ચીન, જાપાન, હિંદ.

જુટ—સ્કોટલાંડ, હિંદુસ્તાન.

લોખંડ—ગ્રેટબ્રિટન, બેલ્જીઅમ, જર્મની, યુનાઇટેડસ્ટેટ્સ.

ચામડાં—મોરોકો. ઈંગ્લાંડ, રૂશિઆ, જર્મની, જાપાન.

# પ્રાકૃતિક ભૂગોળ.

પ્ર૦ રાજકીય ભૂગોળ, પ્રાકૃતિક ભૂગોળ, અને વ્યાવહારિક ભૂગોળ એ શબ્દો સમજાવો.

ઉ૦ अ. જનસમાજનાં સુખ, સુધારા અને રાજ્યપ્રકરણને અનુસરીને દેશોનું વર્ણન કરેલું હોય તે ભાગને **રાજકીય ભૂગોળ** કહે છે.

ब. જમીન, પાણી, હવા, વનસ્પતિ, પ્રાણી વગેરેની સ્થિતિ અને તેમાં થતા ફેરફારોનું વર્ણન કર્યું હોય તે **પ્રાકૃતિક** કે **કુદરતની રચના** સંબંધી ભૂગોળ કહેવાય.

ભૂગોળના પ્રાકૃતિક ભાગમાં પૃથ્વીના ગોળાનો આકાર, તેનું માપ, ગતિઓ, અક્ષાંશ, રેખાંશ, કટિબંધો, વૃત્તો, આકાશી પદાર્થો સાથેનો સંબંધ, અંતર વગેરે બાબતોનો અર્થાત્ ભૂગોળના **ગણિતભાગનો** પણ સમાવેશ થાય છે.

क. એક દેશમાં પાકતી વસ્તુઓ સંબંધી તથા એકબીજા દેશ સાથે આયાતનિકાસ થતી ચીજો સંબંધી વર્ણનને **વ્યાવહારિક ભૂગોળ** કહે છે.

પ્ર૦ પૃથ્વીનો સૂર્ય સાથે શો સંબંધ છે?

ઉ૦ પૃથ્વી સૂર્યથી ૯ કરોડ ૫૦ લાખ મૈલ દૂર હોઇ તેની આસપાસ એક વર્ષમાં ફરી રહે છે. પૃથ્વી જેવા અનેક ગોળાઓને (બુધ, શુક્ર, મંગળ, બૃહસ્પતિ, શનિ યુરેનસ, નેપ્ચ્યુન વગેરે) ગુરુત્વાકર્ષણ બળ વડે પોતાની તરફ આકર્ષી નિયમિત રીતે ભ્રમણ કરાવે છે.

પ્ર૦ પૃથ્વીની ઉત્પત્તિ વિષે વિદ્વાનો શો મત ધરાવે છે?

ઉ૦ એમ મનાય છે કે બ્રહ્માંડમાં પ્રથમ એક વાયુ હતો, તેની રજ-કણો અતિશય ગતિમાન હતી. તેમાં ઘનીકરણ થતાં તેના સમૂહો (નેબ્યુલા) બંધાયા. એ નેબ્યુલામાંથી સૂર્ય ઉત્પન્ન થયો. ઘની-કરણ થવાથી તેની રજકણોમાં ગરમીનો સંચય વધતો જઇ સૂર્ય એ ધગધગતા વાયુનો સમૂહ થયો, અને તેમાં પણ મૂળનું ભ્રમણ કાયમ રહ્યું. પછી જેમ ઝડપથી દોડતી ગાડીના પૈડાને ચોંટેલો કાદવ દૂર ફેંકાઇ જાય છે તેમ ઝડપથી ગતિ કરતા સૂર્યમાંથી મધ્યોત્સારી ( મધ્યમાંથી દૂર ફેંકાવાનું બળ) બળને લીધે તે-માંનુ કેટલુંક દ્રવ્ય છૂટું પડતું ગયું અને તે દ્રવ્યના પૃથ્વી વગેરે ગ્રહો બન્યા. એ ગ્રહોનું સૂર્યની આસપાસ અને વળી પોતાની ધરી ઉપર ભ્રમણ ચાલુ રહ્યું. એ ગ્રહોમાં પણ નાના પાયા ઉપર મૂળની ક્રિયા ચાલુ રહેવાથી તેમાંથી ઉપગ્રહો—ચંદ્રો બન્યા. ગ્રહો જેમ જેમ ઠંડા પડતા ગયા તેમ તેમ તેના ઉપર પોપડો બંધાઇ વનસ્પતિ, પ્રાણી વગેરેની ઉત્પત્તિ થઇ. આ પ્રમાણે આપણી પૃથ્વી ઉત્પન્ન થઈ છે.

પ્ર૦ પૃથ્વી ગોળ છે તેની સાબીતી આપો.

ઉ૦ (૧) જો પૃથ્વી સપાટ હોત તો ઘણે દૂર સુધી નજર પહોંચી શકત; પણ પૃથ્વી ઉપર ઘણી ઊંચામાં ઊંચી જગાઓ પણ દૂરથી નજરે પડતી નથી. પૃથ્વીની સપાટીનો વાંક નડવાથીજ હિમાલયનું ઊંચામાં ઊંચું શિખર આપણે જોઇ શકતા નથી.

(૨) આપણે સીધા ઉત્તર તરફ ચાલીએ તો ધ્રુવનો તારો ઉંચો આવતો જાય છે, અને દક્ષિણ તરફ મોં રાખી ચાલ્યા જઇએ

છીએ ત્યારે તેજ તારો પાછળ નીચે નીચે જતો જાય છે. તેથી જણાય છે કે પૃથ્વી ઉત્તર દક્ષિણ ગોળ છે.

(૩) પૃથ્વી સપાટ હોત તો સૂર્ય બધા લોકને સાથે ઉગતો, માથે આવતો અને આથમતો દેખાત; પણ તેમ ન થતાં પૂર્વ અને પશ્ચિમમાં રહેતા લોકોને તે વખતમાં ફેર પડે છે. તે ઉપરથી પૃથ્વી પૂર્વ પશ્ચિમ ગોળ હોવાનું સાબીત થાય છે.

(૪) મેગેલન, ડ્રેક, કૂક વગેરે વહાણવટીઓ દિશા બદલ્યા વિના પૂર્વ પશ્ચિમ મુસાફરી કરતાં પોતે જે સ્થળેથી નીકળ્યા હતા ત્યાંજ પાછા આવી શકયા છે તે ઉપરથી પણ પૃથ્વી પૂર્વ પશ્ચિમ ગોળ સાબીત થાય છે.

(૫) આપણે દરિઆ કિનારે ઉભા હોઇએ, અને એક વહાણ દૂરથી આવતું હોય તો પ્રથમ તેનો ટોચનો ભાગ, સઢ વગેરે દેખાય છે, પછી જેમ જેમ પાસે આવતું જાય છે તેમ તેમ મધ્યનો ભાગ અને છેલ્લે તેનો નીચેનો ભાગ દેખાય છે તે ઉપરથી જણાય છે કે પૃથ્વી ગોળ છે.

(૬) એથી ઉલટું કોઇ પર્વત પાસે આપણે જતા હોઇએ ત્યારે પ્રથમ તેની ટોચ દેખાવી શરૂ થાય છે; પછી તેનો મધ્યનો ભાગ દેખાય છે, અને છેલ્લે તેનો નીચલો ભાગ પણ જોઈ શકાય છે. એ ઉપરથી જણાય છે કે પૃથ્વી ગોળ છે.

(૭) ચંદ્રગ્રહણ વખતે પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર ગોળ અથવા ગોળનો અમુક ભાગ પડે છે તે ઉપરથી સાબીત થાય છે કે પૃથ્વી ગોળ છે.

(૮) ત્રણ સરખી ઉંચાઇના થાંભલા લઇ તેને સમુદ્રની સપાટી

ઉપર એક સીધી લીટીમાં થોડે થોડે અંતરે રાખવામાં આવે, અને પછી તે થાંભલામાંના એકની ટોચ આગળ આંખ રાખી છેલ્લાની ટોચ તરફ દૃષ્ટિ કરીએ તો વચલો થાંભલો સહેજ ઉંચો જણાશે તે ઉપરથી જણાય છે કે પૃથ્વીની સપાટી ગોળ છે.

(૯) બધા ગ્રહોનું દૂરબીન વડે અવલોકન કરતાં ગોળ હોવાનું સાબીત થયું તો પૃથ્વી પણ એક ગ્રહ હોવાથી ગોળ હોવો જોઇએ, એમ સાબીત થાય છે.

**પ્ર૦** પૃથ્વીનું માપ કાઢવાની રીત સમજાવો.

**ઉ૦** કોઇપણ નાના કે મોટા વર્તુળના પરિધિના સરખા ૩૬૦ ભાગ પાડવામાં આવે છે તે દરેકને અંશ કહે છે. જેમ વર્તુળ મોટું તેમ તેના એક અંશનું અંતર મોટું હોય એ સ્પષ્ટ છે. પૃથ્વીનો ગોળો ઘણો મોટો હોવાથી તેના એક અંશનું માપ ઘણા માઇલ થાય છે. હવે જો આપણે પૃથ્વીના એક અંશનું માપ જાણીએ તો તેને ૩૬૦ વડે ગુણવાથી સામા પરિધનું માપ નીકળે.

ધારોકે અમદાવાદમાં દુરબીનથી જોઇ નક્કી કર્યું કે ધ્રુવનો તારો ક્ષિતિજથી ૨૨ાા અંશ ઉંચો છે. પછી સીધા ઉત્તરમાં ૭૦ મૈલ જઇને વળી તેજ તારાની ક્ષિતિજથી ઉંચાઇ માપી તો ૨૩ાા અંશ થઇ. આ ઉપરથી સમજાય છે કે પૃથ્વી ઉપર આપણે ૭૦ મૈલ જઇએ તો એક મૈલ થાય. આ પ્રમાણે વિદ્વાનોએ પૃથ્વી-ના એક અંશનું માપ ૬૯.૯ મૈલ નક્કી કર્યું છે.

પૃથ્વીના વ્યાસની લંબાઇ ૭૯૨૬.૬ મૈલ છે.

**પ્ર૦** પૃથ્વી સર્વત્ર સમાન ગોળ છે કે કંઇ ભિન્નતા છે?

ઉ૦ સામાન્ય રીતે પૃથ્વી ગોળ છે એમ કહેવાય છે પણ તે સંપૂર્ણ ગોળ નથી. ઉત્તર અને દક્ષિણ ધ્રુવ તરફ તે સહેજ ચપટી છે. તેથી બંને ધ્રુવની વચ્ચેનો તેનો વ્યાસ વિષુવવૃત્ત આગળના વ્યાસ કરતાં ૨૭ મૈલ ઓછો છે.

પ્ર૦ પૃથ્વીની ગતિની સમજુતી આપો.

ઉ૦ પૃથ્વીનો આવડો મોટો ગોળો આકાસમાં અધર રહી ભમરડાની માફક પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે. આ ભ્રમણને લીધે આકાશી પદાર્થો ( સૂર્ય, ચંદ્ર, વગેરે ) એક બીજા સાથે સરખું અંતર રાખી ૨૪ કલાકમાં પૂર્વથી પશ્ચિમ ભણી ફરતા દેખાય છે. આ દેખાવ માત્ર પૃથ્વીના અ-વળી તરફના ભ્રમણથીજ થાય છે. આગગાડીમાં મુસાફરી કરતાં એ અવળી ગતિનો આપણને ખ્યાલ આવે છે.

પ્ર૦ રાત્રિ દિવસ થવાનું કારણ સમજાવો.

ઉ૦ પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં પશ્ચિમથી પૂર્વમાં એક ભ્રમણ પૂરૂં કરે છે તેથી રાત્રિદિવસ થાય છે. પૃથ્વીના એ દૈનિક ભ્રમણને લીધે સૂર્ય ઊગતો, માથે આવતો અને આથમતો જણાય છે. પૃથ્વીનો જે ભાગ સૂર્યગમ હોય તે તરફ દિવસ અને જે ભાગ એથી વિરૂદ્ધ ગમ હોય છે તે તરફ રાત્રિ હોય છે.

પ્ર૦ ઉત્તર અને દક્ષિણધ્રુવ એટલે શું ?

ઉ૦ જે કલ્પિત રેષા ઉપર પૃથ્વી ફરે છે તેને પૃથ્વીનો **અક્ષ, આંસ કે ધરી** કહે છે. એ ધરીના ઉત્તર તરફના છેડાની સીધી લીટીમાં આકાશમાં એક સ્થિર તારો છે. એ તારાને ઉત્તરધ્રુવ કહે છે અને તેજ કારણથી પૃથ્વીના એ છેડાને પણ ઉત્તરધ્રુવ કહે છે.

તેજ પ્રમાણે પૃથ્વીના દક્ષિણ છેડાને દક્ષિણધ્રુવ કહે છે, પરંતુ એણીગમ આકાશમાં કોઇ તારો નથી.

આ ધ્રુવોથી થોડે કે ઘણે અંતરે બીજા તારાઓ છે. તે નાના કે મોટા કુંડાળામાં રોજ પૂર્વથી પશ્ચિમમાં ફરતા જણાય છે.

પ્ર૦ પૃથ્વીની સપાટી ઉપર કોઇપણ જગાનું સ્થાન નક્કી કરવું હોય તો કઈ કઈ વસ્તુઓ જાણવી જોઇએ ?

ઉ૦ તે જગાના **અક્ષાંશ** અને **રેખાંશ** એ બે બાબતો જાણવી જોઇએ.

પ્ર૦ વિષુવવૃત્ત એટલે શું ?

ઉ૦ બંને ધ્રુવથી સરખે અંતરે પૃથ્વીની સપાટી ઉપર પૂર્વ પશ્ચિમ જે કલ્પિત મહદ્ વર્તુળ દોરવામાં આવ્યું છે તેને **વિષુવવૃત્ત** કહે છે.

પ્ર૦ અક્ષાંશવૃત્તો કોને કહે છે ?

ઉ૦ વિષુવવૃત્તને સમાંતર પૂર્વ પશ્ચિમ જે વર્તુળો દોરવામાં આવ્યાં છે તેને **અક્ષાંશવૃત્તો** કહેવામાં આવે છે. આમાંનાં વિષુવવૃત્તની ઉત્તર તરફનાં ઉત્તર અક્ષાંશવૃત્તો અને દક્ષિણ તરફનાં દક્ષિણ અક્ષાંશવૃત્તો કહેવાય છે.

પ્ર૦ અક્ષાંશ કોને કહેવાય ?

ઉ૦ વિષુવવૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં કોઇપણ જગાનું અંતર તે તે જગાના અક્ષાંશ કહેવાય.

વિષુવવૃત્તથી ધ્રુવ સુધીના ૯૦° હોય છે માટે કોઇપણ જગાના અક્ષાંશ વધારેમાં વધારે ૯૦ થાય. અક્ષાંશ ગણવાની શરૂઆત વિષુવવૃત્તથી ધ્રુવતરફ થાય છે. વિષુવવૃત્ત ઉપર ૦ અને ધ્રુવ ઉપર ૯૦ અક્ષાંશનો આંકડો આવે છે.

પ્ર૦ રેખાંશવૃત્તો કોને કહેવાય ?

ઉ૦ વિષુવવૃત્તને કાટખૂણે છેદે અને બંને ધ્રુવમાં થઇ પાર જાય એવાં જે મહદ્દવર્તુળ દોરવામાં આવે છે તેને રેખાંશવૃત્તો અથવા યામ્યોત્તરવૃત્તો કહે છે. (યામ્યોત્તર એટલે ઉત્તર–દક્ષિણ જનારાં.)

પ્ર૦ રેખાંશ કોને કહે છે ?

ઉ૦ કોઇપણ મુકરર કરેલા બિંદુથી પૂર્વ કે પશ્ચિમ તરફનું અંતર તે તે જગાના રેખાંશ કહેવાય. એ નક્કી કરેલા બિંદુથી પૂર્વના તે પૂર્વરેખાંશ અને પશ્ચિમનાં તે પશ્ચિમરેખાંશ કહેવાય છે. રેખાંશ વધારેમાં વધારે ૧૮૦ હોય છે.

પ્ર૦ રેખાંશ ગણવાનો આરંભ ક્યાંથી કરવામાં આવે છે ?

ઉ૦ લંડન પાસેના ગ્રિનીચ શહેરમાં આકાશી પદાર્થોનું નિરીક્ષણ કરવાની એક મોટી વેધશાળા છે, માટે હાલમાં રેખાંશ ગણવાનો આરંભ ત્યાંથી થાય છે. જુદી જુદી પ્રજાઓ રેખાંશ જુદે જુદે સ્થળેથી ગણવા શરૂ કરે છે. ફ્રેન્ચ લોકો પારિસ આગળ થઇને જનારા વૃત્તને પહેલું રેખાંશ ગણે છે. પહેલાં આપણા દેશમાં ઉજ્જન આગળ થઇને જનારા વૃત્તને પહેલું રેખાંશ ગણવામાં આવતું.

પ્ર૦ જુદા જુદા દેશોમાં સૂર્યનો ઉદય અસ્ત વહેલો મોડો થાય છે તેની સમજુતી આપો.

ઉ૦ પૃથ્વીના ૨૪ કલાકના પૂર્વપશ્ચિમના ભ્રમણથી રાત્રિદિવસ થાય છે. માટે આપણાથી જે સ્થળ ૯૦ રેખાંશ પૂર્વમાં હોય ત્યાં સૂર્ય માથે હોય ત્યારે આપણે ઊગતો દેખાય છે. એજ પ્રમાણે આપણે સૂર્ય માથે આવે છે ત્યારે આપણાથી ૯૦ પશ્ચિમરેખાંશવાળા દેશના લોકોને ઊગતો માલમ પડે છે. આમ ૨૪ કલાકમાં ૩૬૦ રેખાંશ એટલે દર કલાકે ૧૫° અંશ સૂર્ય આગળ વધતો દેખાય છે.

**પ્ર૦ એક સ્થળ આપણાથી ૭૫ રેખાંશ પશ્ચિમમાં છે ત્યાં સૂર્ય ક્યારે ઊગશે.**

ઉ૦ પશ્ચિમમાં આવેલાં સ્થળોમાં આપણા પછી સૂર્ય ઉગે અને દર પંદર અંશે એક કલાક મોડો ઉગે માટે ૭૫ ÷ ૧૫ = ૫ કલાક મોડો ઊગશે.

**પ્ર૦ આપણે અહીં સાંજના ચાર વાગ્યા છે ત્યારે એક સ્થાનમાં સૂર્યોદય થયો ત્યારે એ સ્થળ કયાં હશે ?**

ઉ૦ આપણા પછી સૂર્યોદય થાય છે માટે સ્થળ પશ્ચિમમાં હોવાનું. વળી આપણાથી ૧૦ કલાક મોડો સૂર્યોદય થાય છે માટે તે સ્થળ આપણાથી ૧૫×૧૦=૧૫૦ પશ્ચિમરેખાંશ ઉપર હોવાનું.

**પ્ર૦ એક વહાણવટીને સૂર્ય માથે આવ્યો તે વખતે તેણે ગ્રીનીચના ટાઇમવાળા ઘડીઆળમાં જોયું તો સાંજના ચાર વાગ્યા હતા હતા ત્યારે એ કયે સ્થળે આવેલો હોવો જોઇએ ?**

ઉ૦ ૪ × ૧૫ = ૬૦ રેખાંશ જેટલો પશ્ચિમમાં.

**પ્ર૦ " એક સ્થળેથી ૨૪ મી ઑગસ્ટે તાર મૂક્યો તે બીજે સ્થળે ૨૩ મી ઑગસ્ટે પહોંચ્યો." એ કેમ બને તેનો ખુલાસો આપો.**

ઉ૦ તારીખ રાતના ૧૨ વાગ્યા પછી બદલવાનો રિવાજ છે. જે સ્થળે રાતના બાર વાગે તે સ્થળે તારીખ બદલાય; પરંતુ રાતના બાર કંઇ સર્વત્ર સાથે વાગતા નથી, માટે તારીખ પણ સાથે બદલાતી નથી. માટે પશ્ચિમ તરફના દેશોમાં તારીખ પાછળથી બદલાય છે. એટલે તાર મૂકવાનું સ્થળ પૂર્વમાં અને જ્યાં તાર મોકલવો છે તે સ્થળ પશ્ચિમમાં હોય તો પ્રશ્નમાં કહેલી હકીકત બની શકે.

**પ્ર૦** મુંબાઇ અને પેકીન વચ્ચે ટાઇમમાં ૩$\frac{1}{2}$ કલાકનો અંતર પડે છે ત્યારે પેકીન મુંબાઇથી કેટલું પૂર્વમાં ?

**ઉ૦** ૩॥ × ૧૫ = ૫૨$\frac{1}{2}$ રેખાંશ જેટલું પૂર્વમાં.

**પ્ર૦** કટિબંધ એટલે શું ?

**ઉ૦** પૃથ્વીની સપાટીની ઉષ્ણતામાનને અનુસરીને જે પાંચ ભાગ પાડેલા છે તેને કટિબંધ કહેવામાં આવે છે.

**પ્ર૦** કટિબંધોની સમજુતી આપો.

**ઉ૦** વિષુવવૃત્ત અને તેની આસપાસના પ્રદેશમાં સૂર્યનાં કિરણો લંબરૂપે પડે છે તેથી એ પ્રદેશમાં તાપ સખત પડે છે; અને જેમ જેમ ઉત્તર અથવા દક્ષિણમાં જઇએ તેમ તેમ ગરમી કમી થતી જાય છે. અને હવામાન સમધાત હોય છે. એટલે બહુ ગરમી નથી પડતી તેમ બહુ ઠંડી પણ નથી પડતી. એ પ્રદેશને વટાવીને આગળ જઇએ તો ઠેઠ ધ્રુવની આસપાસના પ્રદેશોમાં ઠંડી ઘણી પડે છે.

સૂર્ય વિષુવવૃત્તથી ઉત્તરમાં કે દક્ષિણમાં ૨૩$\frac{1}{2}$ અંશ કરતાં વધારે દૂર જતો નથી. અર્થાત્ વિષુવવૃત્તની આસપાસના ૪૭°ના પટામાંજ કિરણો લંબરૂપે પડી શકે છે. એ બહુ ગરમીવાળો પ્રદેશ ઉષ્ણકટિબંધ કહેવાય છે.

બંને ધ્રુવની આસપાસના ૨૩$\frac{1}{2}$°ના પ્રદેશો અતિશય ઠંડીવાળા હોવાથી તેમને **શીતકટિબંધ** કહેવામાં આવે છે. એ પ્રદેશોમાં સમુદ્રો સદાકાળ જામી ગએલાજ રહે છે. પ્રાણી કે વનસ્પતિ ટકી શકતું નથી. ઉત્તરધ્રુવની આસપાસનો **ઉત્તરશીતકટિબંધ**

અને દક્ષિણધ્રુવની આસપાસનો **દક્ષિણશીતકટિબંધ** કહેવાય છે.

ઉષ્ણકટિબંધ અને શીતકટિબંધ વચ્ચેના પટાઓમાં ટાઢ તડકો સમધાત હોય છે માટે તેમને સમશીતોષ્ણકટિબંધ કહેવામાં આવે છે. ઉત્તરનાને ઉત્તરસમશીતોષ્ણકટિબંધ અને દક્ષિણનાને દક્ષિણ-સમશીતોષ્ણકટિબંધ કહેવામાં આવે છે.

**પ્ર૦** દરેક કટિબંધમાં પૃથ્વીનો કેટલો ભાગ રોકાય છે?

**ઉ૦** ઉષ્ણકટિબંધમાં ૪૭°; દરેક સમશીતોષ્ણકટિબંધમાં ૪૩° અને દરેક શીતકટિબંધમાં ૨૩½°.

પૃથ્વી ઉપર વિષુવવૃત્ત આગળનાં વર્તુળ મોટાં અને ધ્રુવ આગળનાં સાંકડાં હોય છે. તેથી ક્ષેત્રફળ અંશના પ્રમાણમાં હોતું નથી.

**પ્ર૦** અક્ષાંશવૃત્તો અને રેખાંશવૃત્તોનો ભેદ સમજાવો.

**ઉ૦** અક્ષાંશવૃત્તો પૂર્વપશ્ચિમ એક બીજાને સમાંતર હોય છે, અને રેખાંશવૃત્તો વિષુવવૃત્તને કાટખૂણે છેદી બન્ને ધ્રુવમાં થઇને એક બીજાને છેદીને ચાલ્યાં જાય છે, અર્થાત્ રેખાંશવૃત્તો જેમ જેમ ઉત્તર કે દક્ષિણમાં જાય છે તેમ તેમ તેમની વચ્ચેનું અંતર કમી થઈ ધ્રુવમાં અંતર સૂન્ય થઇ જાય છે. આથી વિષુવવૃત્ત ઉપરના રેખાંશનું જે માપ હોય તેના કરતાં ઉત્તર કે દક્ષિણ તરફના રેખાંશનું અંતર કમી થાય છે; પરંતુ અક્ષાંશવૃત્તો સમાંતર હોવાથી તેના અંશનું માપ સર્વત્ર સમાન હોય છે.

**પ્ર૦** વિષુવવૃત્ત અને બીજાં અક્ષાંશવૃત્તો વચ્ચે શો ભેદ છે?

**ઉ૦** વિષુવવૃત્ત એ મોટામાં મોટું અક્ષાંશવૃત્ત છે, અક્ષાંશવૃત્ત નાનાં નાનાં થઈ ધ્રુવ આગળ બિંદુરૂપ બને છે.

**પ્ર૦** ક્રાન્તિવૃત્ત એટલે શું ?

ઉ૦ દેખાઈતા જે માર્ગમાં સૂર્ય ગતિ કરતો માલમ પડે છે તેને ક્રાન્તિવૃત્ત કહે છે.

ક્રાન્તિવૃત્ત અને વિષુવવૃત્ત સાથે મળી જતાં નથી પણ પૃથ્વીની ધરી ૨૩$\frac{1}{2}$ અંશ નમેલી રહે છે તેથી વિષુવવૃત્ત અને ક્રાન્તિવૃત્ત ૨૩$\frac{1}{2}$ અંશને ખુણે છેદાય છે.

પ્ર૦ મેષ અને તુલા બિંદુઓ તે કયાં ?

ઉ૦ ક્રાન્તિવૃત્તના પ્રદેશમાં આકાશમાં તારાનાં પુષ્કળ જુમખાં આવેલાં છે. એ પટાને રાશિચક્રનો પટો કહે છે. ક્રાન્તિવૃત્તના ૧૨ ભાગ પાડેલા છે; તે દરેકને રાશિ કહે છે.

૭ રાશિઓ વિષુવવૃત્તની ઉત્તરમાં અને ૭ દક્ષિણમાં આવે છે. જે બિંદુઓમાં ક્રાન્તિવૃત્ત અને વિષુવવૃત્ત એક બીજાને છેદે છે તેમને વિષુવબિંદુઓ કે મેષ અને તુલાબિંદુઓ કહે છે.

પ્ર૦ રાશિઓ કઈ કઈ છે.

ઉ૦ મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન.

પ્ર૦ ઋતુભેદ થવાનાં કારણો કહો.

ઉ૦ (૧) પૃથ્વીની વાર્ષિક ગતિ, (૨) પૃથ્વીનો અક્ષ તેની કક્ષા સાથે ૨૩॥ અંશનો ખુણો કરે છે અને (૩) પૃથ્વીની ધરી એકજ દિશામાં સમાન્તર રહે છે. એ ત્રણ કારણોથી ઋતુઓમાં ફેર પડે છે.

પ્ર૦ એ કારણોથી ઋતુભેદ કેવી રીતે થાય છે તે સમજાવો.

ઉ૦ વાર્ષિક ગતિને લીધે ૩૬૫$\frac{1}{4}$ દિવસમાં પૃથ્વી સૂર્યની આસપાસ ફરી રહે છે. અને એમ ફરતાં પૃથ્વીની ધરી એકજ દિશા તરફ

એટલે ધ્રુવ તરફ નમેલી રહે છે; તેથી એવું થાય છે. વર્ષના ૭ માસ ઉત્તરગોળાર્દ્ધવાળા પ્રદેશમાં અને ૭ માસ દક્ષિણ ગોળાર્દ્ધવાળા પ્રદેશમાં સૂર્યનાં કિરણો વધારે પડે છે.

આ કારણથી પૃથ્વીના જુદા જુદા ભાગો ઉપર ઋતુઓમાં, અને દિવસની લંબાઇમાં તફાવત પડે છે.

પ્ર૦ રાત્રિદિવસ સમાન કયે દિવસે હોય છે ?

ઉ૦ મેષ અને તુલા બિંદુઓમાં વિષુવવૃત્ત અને ક્રાન્તિવૃત્ત છેદાય છે; એટલે એ બિંદુમાં સૂર્ય હોય છે ત્યારે સૂર્ય વિષુવવૃત્ત ઉપર શુદ્ધ પૂર્વમાં ઉગી શુદ્ધ પશ્ચિમમાં આથમે છે. અને આખી પૃથ્વી ઉપર ૧૨ કલાકનો દિવસ અને ૧૨ કલાકની રાત્રિ હોય છે. અર્થાત્ સર્વત્ર રાત્રિદિવસ સમાન હોય છે.

એવા દિવસો વર્ષમાં બે વાર આવે છેઃ—૨૧ મી માર્ચ અને ૨૩ મી સપ્ટેમ્બર.

પ્ર૦ સૂર્ય વર્ષના કયા ભાગમાં ઉત્તરગોળાર્દ્ધમાં રહે છે અને કયા ભાગમાં દક્ષિણમાં રહે છે ?

ઉ૦ મેષથી કન્યા સુધીની રાશિઓ ઉત્તરની છે અને તેમાં સૂર્ય ૭ માસ એટલે તા. ૨૧ મી માર્ચથી તા. ૨૩ મી સપ્ટેમ્બર સુધી રહે છે, તે વખતે ઉત્તરગોળાર્દ્ધમાં સૂર્યનાં કિરણો ઉભાં પડે છે તેથી ત્યાં ઉનાળો રહે છે, અને એથી ઉલટું એ સમયમાં દક્ષિણગોળાર્દ્ધમાં કિરણો ત્રાંસાં પડે છે તેથી એ ભાગમાં શિયાળો હોય છે.

અને તુલાથી મીન સુધીની રાશિઓ દક્ષિણની છે, અને તેમાં સૂર્ય ૨૩ મી સપ્ટેમ્બરથી ૨૧ મી માર્ચ સુધી રહે છે. એ સમયમાં દક્ષિણગોળાર્દ્ધમાં ઉનાળો હોય છે.

પ્ર૦ કર્કવૃત્ત અને મકરવૃત્ત એટલે શું ?

ઉ૦ સૂર્ય ઉત્તરમાં અને દક્ષિણમાં વધારેમાં વધારે ૨૩½ અક્ષાંશ સુધી જાય છે. એ સ્થળ આગળ થઇને જનારાં અક્ષાંશવૃત્તોને અનુક્રમે કર્ક અને મકરવૃત્ત કહેવામાં આવે છે. એ વૃત્તોની ઉત્તર કે દક્ષિણમાં સૂર્યનાં કિરણ કદાપિ લંબરૂપે પડતાંજ નથી.

પ્ર૦ રાત્રિદિવસની લંબાઇની ચોકસ તારીખો ગણાવો.

ઉ૦ (૧) છેક દક્ષિણમાં ગએલા સૂર્યનું ઉત્તર તરફનું અયન (જવું) શરૂ થાય છે. તે સમયે તે મકરબિંદુમાં હોય છે. માટે તેને મકરના સૂર્ય કહે છે. ૨૨ મી ડીસેમ્બરે સૂર્ય વધારેમાં વધારે દક્ષિણમાં અર્થાત્ મકરબિંદુમાં હોય છે તેથી તે દિવસે દક્ષિણ ગોળાર્દ્ધમાં મોટામાં મોટો દિવસ અને ટુંકામાં ટુંકી રાત હોય છે; અને એથી ઉલટું ઉત્તર ગોળાર્દ્ધમાં શિઆળો હોઇ લાંબામાં લાંબી રાત અને ટુંકામાં ટુંકો દિવસ હોય છે.

(૨) પછી ત્રણ માસે સૂર્ય મેષરાશિમાં ( વિષુવબિંદુમાં ) આવે છે એટલે તા. ૨૧ મી માર્ચે પૃથ્વી ઉપર સર્વત્ર ૧૨ કલાકનો દિવસ અને ૧૨ કલાકની રાત્રિ હોય છે.

(૩) વિષુવબિંદુમાંથી ઉત્તર ગોળાર્દ્ધમાં સૂર્યનો પ્રવેશ થઇ ત્રણ માસે કર્કબિંદુમાં આવે છે, તેથી તા. ૨૨ મી જુને સૂર્ય વધારેમાં વધારે ઉત્તરમાં આવેલો હોઇ ઉત્તર ગોળાર્દ્ધમાં લાંબામાં લાંબો દિવસ અને ટુંકામાં ટુંકી રાત હોય છે. દક્ષિણ ગોળાર્દ્ધમાં સખત શિયાળો હોઇ ઉપરનાથી તદ્દન ઉલટું હોય છે.

(૪) ત્યાર પછી સૂર્યનું દક્ષિણાયન શરૂ થાય છે, અને ત્રણ માસે પાછો મીનરાશિમાં ( વિષુવબિંદુએ ) આવે છે એટલે વળી આખી પૃથ્વી ઉપર રાત્રિ દિવસ સમાન થાય છે, તે દિવસ તા. ૨૩ મી સપ્ટેમ્બરનો હોય છે.

પ્ર૦ સૂર્યગ્રહણની માહીતી આપો.

ઉ૦ સૂર્ય અને પૃથ્વીની વચ્ચે ચંદ્રનો અપારદર્શક ગોળો આવવાથી પૃથ્વી ઉપર સૂર્યનો પ્રકાશ આવતો અટકે છે તેથી સૂર્યગ્રહણ થાય છે.

સૂર્યની આસપાસ પૃથ્વી અને પૃથ્વીની આસપાસ ચંદ્ર ફરે છે. ચંદ્ર ઘણો પાસે છે, અને સૂર્ય દૂર છે, તેથી ભ્રમણ માર્ગમાં સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્ર આવે અથવા ચંદ્ર એક પાસે રહી જઇ વચ્ચે પૃથ્વી આવે પરંતુ સૂર્ય તો વચ્ચે આવી શકેજ નહિ એ સ્પષ્ટ છે.

સૂર્ય, ચંદ્ર અને પૃથ્વીના એક સીધી લીટીમાં આવવાથી ગ્રહણ થાય છે. ઉપર કહ્યા પ્રમાણે વચમાં ચંદ્ર આવવાથી સૂર્યપ્રકાશ રોકાય અથવા બીજી રીતે કહીએ તો ચંદ્રના અપારદર્શક ગોળાનો પડછાયો પૃથ્વી ઉપર પડે છે તેથી સૂર્યગ્રહણ થાય અને એથી ઉલટું વચમાં પૃથ્વી આવવાથી પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર પડવાથી ચંદ્ર ઘેરાય છે તેથી ચંદ્ર દેખાતો નથી એથી ચંદ્રગ્રહણ થાય છે.

પ્ર૦ સૂર્ય અને ચંદ્રનાં ગ્રહણ કયે દિવસે થાય છે ?

ઉ૦ સૂર્યગ્રહણ અમાસે અને ચંદ્રગ્રહણ પૂર્ણિમાને દિવસે થાય છે. કારણ કે એ દિવસોએજ ત્રણે એક સીધી લીટીમાં આવી શકે છે.

પ્ર૦ દરેક પૂર્ણિમાએ ચંદ્રગ્રહણ અને દરેક અમાસે સૂર્યગ્રહણ કેમ થતાં નથી ?

ઉ૦ ચંદ્ર પૃથ્વીની કક્ષા ( ફરવાના માર્ગ ) સાથે પાંચ અંશનો ખુણો કરી પોતાના ગતિમાર્ગમાં ફરે છે તેથી દરેક અમાસે અથવા દરેક પૂનમે ત્રણે એક સીધી લીટીમાં ન આવતાં ચંદ્ર વગાર ઉંચો નીચો રહી જાય છે તેથી ગ્રહણ થતાં નથી.

પ્ર૦ ખગ્રાસ અને ખંડિતગ્રહણ એટલે શું ?

ઉ૦ ત્રણે બરાબર સીધી લીટીમાં આવે ત્યારે ચંદ્રવડે સામો સૂર્ય ઘેરાય અથવા પૃથ્વીની છાયામાં આખો ચંદ્ર ઘેરાઈ જાય ત્યારે ખગ્રાસગ્રહણ થાય છે. અને એમ ન થતાં અમુક ભાગ જ માત્ર ઘેરાય ત્યારે ખંડિતગ્રહણ થાય છે.

પ્ર૦ ખગ્રાસ અને કંકણાકૃતિ ગ્રહણ વિષે સમજુતી આપો.

ઉ૦ ચંદ્ર નાનો અને પૃથ્વીની પાસે છે તેથી પૃથ્વીની છાયામાં સંપૂર્ણ ઘેરાય છે તેથી તેનું ખગ્રાસ ગ્રહણ થાય છે; અને સૂર્ય દૂર હોવાથી નાના ચંદ્રવડે બધો સૂર્ય ન ઘેરાતાં વચલો ભાગ ઘેરાઇ સૂર્યનો આજુબાજુનો ભાગ પ્રકાશિત રહે છે; આને સૂર્યનું કંકણાકૃતિ ગ્રહણ કહે છે. ચંદ્રનું કંકણાકૃતિ ગ્રહણ થઇ શકેજ નહિ. સીધી લીટીમાં બરાબર ન આવવાથી કદાચ ખંડિત બને ખરૂં, પણ ખગ્રાસ તો નહિજ.

પ્ર૦ સૂર્યનું ખગ્રાસગ્રહણ થાય ખરૂં ?

ઉ૦ સૂર્યની આસપાસ પૃથ્વીનો ફરવાનો માર્ગ સંપૂર્ણ ગોળ નથી પણ લંબગોળ છે આથી કોઇ વખત સૂર્ય પૃથ્વીની નજીક આવી જાય છે અને એજ પ્રમાણે લંબગોળ ગતિમાર્ગમાં ચંદ્ર દૂરમાં

દૂર જાય છે; એવા સંજોગોમાં ગ્રહણ થાય છે ત્યારે સૂર્ય સંપૂર્ણ ઘેરાય છે, અને તેનું ખગ્રાસગ્રહણ થાય છે.

પ્ર૦ ક્રાન્તિવૃત્ત અને ચંદ્રની કક્ષાની સપાટી એકજ હોત તો શું પરિણામ આવત ?

ઉ૦ દર પૂનમે ચંદ્રગ્રહણ અને દર અમાસે સૂર્યગ્રહણ ખગ્રાસ થાત.

પ્ર૦ રાહુ અને કેતુ એ શું ?

ઉ૦ ક્રાન્તિવૃત્ત અને ચંદ્રની કક્ષા બે બિંદુઓમાં છેદાય છે તેમાંના એકને રાહુ અને બીજાને કેતુબિંદુ કહે છે. એ બિંદુમાં અથવા બિંદુ પાસે જ્યારે ચંદ્ર હોય છે ત્યારેજ ગ્રહણ થાય છે. તેનું કંઇ દર પૂનમે કે દર અમાસે થતું નથી.

---

પ્ર૦ જ્વાળામુખી એટલે શું ? અને તેનાં કારણો સમજાવો.

ઉ૦ પૃથ્વીના પેટામાં પુષ્કળ ગરમી સમાયલી છે. ખાણો અથવા કુવા ખોદતાં એમ અનુભવ થયો છે કે દર પચાસ ફૂટે એક અંશ ગરમી વધે છે. આ પ્રમાણે ત્રણ કે ચાર માઇલ ઊંડાણમાં એ-ટલી બધી ગરમી રહેલી છે કે ત્યાં રહેલાં દ્રવ્યો ઉપરનું દબાણ ઓછું થઇ જતાં સર્વ પ્રવાહી રૂપમાં આવી જાય છે. આ કારણથી પથ્વીના પેટામાંથી ખડકનો ઓગળેલો રસ, પત્થર, રાખોડી વગેરે કોઇ પર્વતના મુખમાંથી બહાર ફેંકાય છે એવા પર્વતને જ્વાળામુખી પર્વત કહેવામાં આવે છે.

પ્ર૦ એવા પહાડો દરીઆની પાસે ઘણું કરીને વધારે જોવામાં આવે છે તેનું કારણ શું ?

ઉ૦ દરિઆનું પાણી અંદર ઉતરી ગરમ ખડકમાં જઈ વરાળરૂપ

ધારણ કરે છે, અને વરાળને રહેવા માટે ઘણીજ જગા (પાણી કરતાં ૫૭૬ ગણી) જોઈએ છીએ તેથી એકદમ પર્વતના શિખરને ફાડી નાંખે છે, અને ઉંચે ચઢી જાય છે. આ પ્રમાણે દરીઆનું પાણી પેલા ધગધગતા રસને વહેવાનો માર્ગ આપે છે. એ માર્ગે રસ નીકળે છે, અને વરાળ ઉંચે ચઢી જઇ વાદળાં બંધાઇ થોડાજ વખતમાં વરસાદ વરસે છે.

પ્ર૦ એ રસ માત્ર પર્વતના મુખમાંથીજ નીકળે છે અને બીજે નથી નીકળતો તેનું કારણ શું ?

ઉ૦ પર્વતોના અંદરના ભાગમાં ઘણે ઉંડે પોલાણ હોય છે અથવા તેનું દ્રવ્ય હલકું થઇ ગએલું હોય છે તેથી નીચાણના ભાગમાં રહેલું દ્રવ્ય દબાણ કમી થવાથી એકદમ પ્રવાહીરૂપમાં આવી જઇ બહાર આવે છે. પર્વતો સિવાયની જમીનમાં પણ એવીજ ગરમી હોય છે પણ તેના ઉપરના સજડ દબાણને લીધે અંદરનું દ્રવ્ય પ્રવાહીરૂપમાં આવતું નથી; અને જ્યાં અવકાશ મળે છે ત્યાં જમીનને ઉંચી નીચી કરી નાખે છે. આથી જમીનનો અમુક ભાગ ઉંચો આવી જઇ રણ બનીજાય છે.

પ્ર૦ ધરતીકંપ એટલે શું ?

ઉ૦ જમીનના પેટામાં રહેલી ગરમીથી અંદરના ખડકો અતિશય તપી જાય અને તે બહાર નીકળવા પામે નહિ ત્યારે પૃથ્વીના પડને ધ્રુજાવી નાંખે છે તેને ધરતીકંપ કહે છે.

પ્ર૦ જવાળામુખીથી થતા લાભાલાભ સમજાવો.

ઉ૦ જવાળામુખીથી ગામનાં ગામો નાશ પામે છે. તેના ધગધગતા રસમાં પ્રાણી, વનસ્પતિ જે કંઇ આવે છે તેનો સમૂળગો નાશ

થઇ જાય છે. ( જુઓ સાતમી ચોપડી પાઠ ૭૦ મો. ) તો પણ એ મનુષ્યજાતને અનેક રીતે લાભકારી છે. પેટાની ગરમીને બહાર નીકળી જવાનો અવકાશ મળવાથી નાશકારક ધરતીકંપ થતા અટકે છે. જમીનના પેટામાં રહેલી અનેક વસ્તુ માણસના જાણવામાં આવે છે.

પ્ર૦ જ્વાળામુખી પર્વતોની લીટીઓ કહો; અને મુખ્ય મુખ્ય જ્વાળામુખી પર્વતો ગણાવો.

ઉ૦ ભૂ૦ ભા૦ ૨જો પૃ૦ ૨૧૦માં " નોટ જુઓ.

પ્ર૦ પૃથ્વીની સપાટીનો ફેરફાર કરનારાં કારણો કયાં છે ?

ઉ૦ જ્વાળામુખી પર્વત, ધરતીકંપ અને ધીમે ધીમે જમીનનું નીચે જવુ અથવા ઉંચે આવવું. આ ઉપરાંત વાતાવરણની પાણીની અને ગરમી–ઠંડીની અસરથી સપાટીમાં ફેરફાર થાય છે.

પ્ર૦ વાતાવરણ શી અસર કરે છે ?

ઉ૦ વાતાવરણમાંનો ઓક્સિજન ખડકના પદાર્થની જોડે મળી રસાયનક્રિયાથી જુદા પદાર્થ બનાવે છે, અને તે ખડક તુટી જાય છે. વળી વાતાવરણની ગરમી કે શરદીને લીધે ખડકોની સપાટી ફૂલે છે, અને સંકોચાય છે, અને તેના બળથી ચીરા પડી પથરાઓ છૂટા પડી જાય છે. પવન પણ રેતી વગેરે અથડાવીને ખડકોની સપાટી ઘસાવામાં મદદ કરે છે.

પ્ર૦ પાણી શી અસર કરે છે ?

ઉ૦ વરસાદના પાણીથી ખડકની સપાટી ઘસાય છે. માટી, રેતી વગેરે ઘસડાઇ જાય છે. વળી પર્વતોનાં પોલાણમાં ભરાઇ રહેલું વરસાદનું પાણી અતિશય ઠંડી વખતે ફૂલે છે. ત્યારે તે પર્વતનાં શિખરોને ચીરી નાખે છે.

પ્ર૦ ગરમી–ઠંડી શી રીતે સપાટીમાં ફેરફાર કરે છે?

ઉ૦ ગરમીથી ખડકો ફૂલે છે, અને ઠંડીથી સંકોચાય છે, આમ વારંવાર થવાથી તેનું કેટલુંક દ્રવ્ય ધીમે ધીમે છૂટું પડી જાય છે.

---

પ્ર૦ સમુદ્રનું પાણી ખારૂં શા માટે હોય છે?

ઉ૦ નદીઓ જમીન ઉપરનો બધો ક્ષાર ખેંચી લાવે છે, અને તે બધો દરીઆમાં ભેગો થાય છે. પછી બાષ્પભવનથી દરીઆનું પાણી વરાળરૂપે ઉડી જાય છે, ત્યારે ક્ષાર નીચે પડયો રહે છે, એમ દિન પ્રતિદિન ક્ષાર વૃદ્ધિ પામતો જાય છે.

પ્ર૦ દરિયા ખારા હોવાથી શા લાભ છે?

ઉ૦ દરીઆમાં અસંખ્ય જીવજંતુ અને નાનાં મોટાં જળચળ પ્રાણીઓ મરણ પામે છે, તથા નદીઓદ્વારા અનેક વનસ્પતિ તથા બીજું દ્રવ્ય ઘસડાઇ આવી ભેગું થાય છે; એ બધાનું કોહોવાણ થવાથી ન સહન થઇ શકે તેવી દુર્ગંધ પેદા થઇ મનુષ્ય જાતિનો તથા અન્યપ્રાણીનો વિનાશ કરે; પરંતુ ક્ષારને લીધે થોડાજ વખતમાં તે માટી સાથે મળી જાય છે. અને દરીઆનું જળ સ્વચ્છ રહે છે. વળી મનુષ્યને અતિ ઉપયોગી મીઠું દરીઆ પૂરૂં પાડે છે. તેનું સાપેક્ષઘટત્વ વધવાથી વહાણોને તરવામાં સુગમતા થાય છે.

પ્ર૦ બાલ્ટીક સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રનો મુકાબલો કરો.

ઉ૦ બાલ્ટીક સમુદ્ર શીતકટિબંધમાં આવેલો હોવાથી તેના જળનું બાષ્પભવન ઓછું થાય છે અને ભૂમધ્ય સમુદ્ર સમશીતોષ્ણકટિબંધમાં આવેલો હોવાથી તેમાં બાષ્પભવન વધારે ઝડપથી

થાય છે તેથી તથા ભૂમધ્ય કરતાં બાલ્ટીકમાં નદીઓદ્વારા પુષ્કળ પાણી આવે છે. અને ભૂમધ્યમાંથી જેટલું જળ બાષ્પરૂપે જાય છે તેના કરતાં નદીઓનું પાણી ઓછું આવે છે. આથી ભૂમધ્યનું પાણી મહાસાગરના પાણીથી વધારે ખારૂં; અને બાલ્ટીકનું મહાસાગરના જળથી ઓછું ખારૂં છે.

બંને સમુદ્ર જમીનથી ઘેરાયલા હોઇ મહાસાગર સાથે ઓછો સંબંધ રાખે છે.

પ્ર૦ મહાસાગરના પાણીમાં કેટલો ક્ષાર હોય છે?

ઉ૦ સરેરાશ ૩ાા ટકા; પણ કાળે કરીને એ પ્રમાણ વધવાનો સંભવ છે. મૃતસરોવરનું પાણી એટલું બધું ક્ષારવાળું છે કે તેમાં માછલાં જીવી શકતાં નથી, અને તેથી તેનું સાપેક્ષઘટત્વ એટલું બધું છે કે માણસ અંદર ડૂબતો નથી. સાગરોમાં આવું પ્રમાણ નથી હોતું કેમકે બધો જળસમુદાય અરસપરસ સંબંધવાળો છે. છતાં જમીનથી છુટો પડેલો દરીઓ ( સહેજ વળગેલો ) મહાસાગરના સામાન્ય ખારાશવાળા પાણીથી ઓછોવત્તો ખારો હોય છે, રાતો સમુદ્ર વધારે ક્ષારવાળો, ભૂમધ્ય વધારે ક્ષારવાળો અને બાલ્ટીક ઓછા ક્ષારવાળો છે.

પ્ર૦ દરીઆની ઉંડાઇ કેટલી?

ઉ૦ સામાન્ય રીતે ૩½ માઇલ. પરંતુ કોઇ કોઇ દરીઆ ૫ થી પાા મૈલ સુધી ઉંડા હોય છે, અને કોઇ તદ્દન છાછર હોય છે. ( ઇંગ્લાંડની આસપાસના દરીઆની ઉંડાઈ લગભગ ૬૦૦ ફુટ કરતાં પણ ઓછી છે. )

પ્ર૦ સમુદ્રમાં વિષુવવૃત્તના પ્રદેશથી ઉત્તર તરફ અને દક્ષિણ તરફ જે

જળપ્રવાહો વહે છે અને જ્યાં જાય છે ત્યાં ગરમી ફેલાવે છે તેવા પ્રવાહો મુખ્ય કયા કયા છે?

ઉ૦ ગલ્ફસ્ટીમ અને ક્યુરોસીવો: ગલ્ફસ્ટીમ ઈંગ્લાંડને અને ક્યુરોસીવો જાપાનને ખાસ કરીને ગરમી પુરી પાડે છે.

પ્ર૦ ગલ્ફસ્ટીમ વિષે શું જાણો છો?

ઉ૦ આ મોટો જળપ્રવાહ આટલાંટિક મહાસાગરમાં વિષુવવૃત્ત ઉપરથી ઉત્પન્ન થઈ ઉત્તર તરફ વહી મેક્સિકોના અખાત આગળથી મરડાઈ યુરોપના પશ્ચિમ અને વાયવ્ય દેશો—ઇંગ્લાંડ, ડેન્માર્ક, નોર્વે વગેરે દેશો તરફ વહે છે અને તે તે દેશોને ગરમી પુરી પાડે છે તથા આગળ જતાં ઠંડો થઈ જાય છે.

પ્ર૦ ક્યુરોરીવો વિષે શું જાણો છો?

ઉ૦ પાસિફિક મહાસાગરમાં દક્ષિણ તરફથી એક પ્રવાહ ઉત્પન્ન થઇ દક્ષિણ અમેરિકાના પશ્ચિમ કિનારા તરફ આવે છે, ત્યાંથી પશ્ચિમમાં મરડાઈ આસ્ટ્રેલિઆ સુધી પહોંચે છે, તેનો એક ફાંટો ફિલિપાઈન અને જાપાન તરફ જાય છે. આ પ્રવાહનું નામ ક્યુરોસીવો ( કાળો પ્રવાહ ) છે. તે પોતાનું ગરમ અને કાળું પાણી એશિઆને પુર્વ કિનારે ઉત્તર તરફ લઈ જાય છે.

પ્ર૦ ભરતી ઓટ એટલે શું?

ઉ૦ મહાસાગરમાં પાણીની સપાટી લગભગ ૨૫ કલાકમાં બે વખત ચઢે છે અને ઉતરે છે. ચઢે છે તેને **ભરતી** અને ઉતરે છે તેને **ઓટ** કહે છે.

પ્ર૦ ભરતીઓટ થવાનું કારણ શું?

ઉ૦ પાણીનાં રજકણો વચ્ચે આકર્ષણ સ્થળ હોય છે, તેથી બહારનું આકર્ષણ તેની સપાટીને ઉંચી ચઢાવે છે. સૂર્ય અને ચંદ્ર એ બંનેના આકર્ષણને લીધે પૃથ્વીની પાણીની સપાટી ઉપર ભરતી ઓટની અસર થાય છે. સૂર્ય મોટો પણ દુર છે, અને ચંદ્ર નાનો પણ નજીક છે; તેથી પૃથ્વી ઉપરના જળસમુદાય પર ચંદ્રના આકર્ષણની અસર વિશેષ થાય છે. ( સૂર્યનું આકર્ષણ બળ ચંદ્રના આકર્ષણના માત્ર ૩ છે. ) તેથી ભરતીનો મુખ્ય આધાર ચંદ્ર ઉપર છે. જે ઠેકાણે ચંદ્ર માથા ઉપર હોય છે તે ઠેકાણાના દરિઆનું પાણી ઘસડાઇ આવીને ભરતી થાય છે. પૃથ્વીના ગોળા ઉપર તેની વિરૂદ્ધ બાજુના દરીઆના પાણી ઉપર પૃથ્વીના કોઇપણ ભાગ કરતાં થોડામાં થોડું આકર્ષણ થવાથી તે ગોળાર્દ્ધનું પાણી તે તરફ ભેગું થઇને ગોળાની સામી બાજુએ પણ ભરતી થાય છે.

આ વખતે બાકીના ભાગમાં પાણી કમી થઇ જવાથી ઓટ થાય છે.

પ્ર૦ ચંદ્ર માથે આવી ગયા પછી ભરતી થાય છે તેનું કારણ શું ?

ઉ૦ પાણીને પૃથ્વીની સાથેજ અવળી અતિ મળેલી હોય છે. વળી કિનારા પણ ભરતીની ગતિને હરકત કરે છે, તેથી ચંદ્ર માથે આવે તેજ વખતે ભરતી ન થતાં મોડી થાય છે.

પ્ર૦ મોટી ભરતી ક્યારે થાય છે ?

ઉ૦ દર અમાસે મોટી ભરતી થાય છે. કેમકે સૂર્ય, ચંદ્ર બંને પૃથ્વીની એકજ ગમ હોઇ સામટું આકર્ષણ કરે છે. પૂનમે સામસામા હોઇ એનાથી સહેજ ઓછું આકર્ષણ કરે છે. તેથી અમાસ કરતાં કંઇક નાની ઓછી ભરતી થાય છે.

પ્ર૦ સાતમ, આઠમે કેવી ભરતી થાય છે ?
ઉ૦ તે દિવસે સૂર્ય અને ચંદ્ર એક બીજાને કાટખુણે આકર્ષણ કરે છે, તેથી બળની અસર નાશ પામી નાની ભરતી થાય છે.
પ્ર૦ ભરતી બબ્બે ઘડી મોડી કેમ થાય છે ?
ઉ૦ ચંદ્ર દરરોજ બબ્બે ઘડી મોડો ઉગે છે માટે.

---

પ્ર૦ હવામાં ક્યાં ક્યાં તત્વો છે ?
ઉ૦ ઓક્સિજન, નૈટ્રોજન, પાણીની વરાળ, કાર્બોનિક એસિડ ગ્યાસ, ઓઝોન, અને એમોનીઆનું કેટલુંક પ્રમાણ.
પ્ર૦ વાતાવરણ કોને કહેવાય ?
ઉ૦ પૃથ્વીની આજુબાજુના વાના ઘેરને વાતાવરણ કહે છે.
પ્ર૦ હવાનું દબાણ શા પ્રમાણમાં થાય છે ?
ઉ૦ હવામાં વજન છે, અને પૃથ્વીની સપાટીથી ૧૦૦–૧૫૦ મૈલ સુધી તેનું આવરણ રહેલું છે, એ બધાની સમગ્ર અસરથી દબાણ થાય છે. એનું દબાણ દર ચો. ઇંચે ૧૫ પૌન્ડનું માનવામાં આવ્યું છે. એ હિસાબે આપણાં શરીર ઉપર ઘણુંજ ભારે દબાણ થાય; પરંતુ પાણીમાં ડુબકી મારવાથી જેમ પાણીનો ભાર આપણને લાગતો નથી તેમ ચારે તરફના વાયુના દબાણથી તેની અસર જણાતી નથી.
પ્ર૦ વાયુઓ ઉત્પન્ન થવાનું કારણ સમજાવો.
ઉ૦ વિષુવવૃત્ત ઉપરના પ્રદેશનું વાતાવરણ તપે છે, તે હલકું થઈ ઊંચે ચઢે છે, તેની ખાલી પડેલી જગા પુરવા માટે ઉત્તર દક્ષિણ તરફના ઠંડા પ્રદેશોની હવા જોસબંધ ધસડાઈ આવે છે. આથી પવન ઉત્પન્ન થાય છે,

**પ્ર૦** નિયમિત કે સતતવાહી પવન એટલે શું ?

**ઉ૦** વિષુવવૃત્તના પ્રદેશ ઉપરનું વાતાવરણ તપી ઊંચે ચઢે છે, તેની ખાલી જગા પુરવા માટે ઉત્તર અને દક્ષિણના ધ્રુવપ્રદેશમાંથી પવનો ધસડાઇ આવે છે. હવે જો પૃથ્વી સ્થિર હોત તો તે પવનોની દિશા ઉત્તરગોળાર્દ્ધમાં શુદ્ધ દક્ષિણ તરફ અને દક્ષિણ ગોળાર્ધમાં શુદ્ધ ઉત્તર તરફ હોત; પરંતુ પૃથ્વી પશ્ચિમથી પૂર્વ દિશા તરફ ઘણી ઝડપથી ગતિ કરે છે. આથી પવનની દિશા મરડાય છે. અને બે ગતિઓની મધ્ય દિશા ગ્રહણ કરી ઉત્તરના પવનો ઇશાની બને છે, અને દક્ષિણ પ્રદેશના આગ્નેય બને છે. આ પવનો નિયમિત રીતે વાય છે, તથા વ્યાપારી વહાણોને અનુકુળ થઈ પડે છે. તેથી તેને નિયમિત, વ્યાપારવાહી કે સતતવાહી કહેવામાં આવે છે.

**પ્ર૦** મોન્સુન પવનો તે કયા ?

**ઉ૦** મોન્સુન પવનો હિંદુસ્તાનમાં વરસાદ લાવે છે. જ્યારે આપણા દેશમાં ઉનાળો હોય છે ત્યારે અરબસ્તાન, હિંદુસ્તાન વગેરે પ્રદેશોનું વાતાવરણ અતિશય તપી પાતળું અને હલકું બની ઉંચે ચઢે છે, તેની જગા પુરવા માટે ઉત્તર તરફના પવનો હિમાલયને લીધે ઝપાટાબંધ આવી શકતા નથી. પણ હિંદી મહાસાગર ઉપરના ભેજવાળા પવનો ધસડાઈ આવે છે. અને તે સમયે નિયમિત પવનોની દિશા બદલાય છે. આ પવનો અમુક ઉનાળાની મોસમ પછીજ વાય છે, માટે તેને મોસમી કે મોન્સુન પવનો કહે છે. મોન્સુન પવનો જ્યાં જ્યાં ઊંચા પર્વતોને ઝાટપુણે વાય છે, ત્યાં ત્યાં પુષ્કળ વરસાદ વરસે છે. એ પવનોથી

સહ્યાદ્રિના પ્રદેશમાં, નીલગિરીમાં, આશામમાં અને હિમાલયના પ્રદેશમાં પુષ્કળ વરસાદ વરસે છે. ચેરાપુંજીમાં દુનીઆમાં વધારેમાં વધારે વરસાદ વરસે છે. ૫૪૦ ઇંચ.

આ મોસમી પવનો આસ્ટ્રેલિઆ વગેરે ઘણા પ્રદેશોમાં નાના પાયા ઉપર ઉત્પન્ન થાય છે.

પવનની દિશા ઉપર આબોહવાનો આધાર રહે છે. દાખલા તરીકે આફ્રિકાના સહરાના રણનો પ્રદેશ તપી ત્યાંનું વાતાવરણ અતિ સૂક્ષ્મ થઈ ઉંચે ચઢે છે. તે પવનો પશ્ચિમ તરફ મરડાઇને (પૃથ્વીની ગતિની વિરૂધ્ધ તરફ મરડાઇને ) વિશાળ આટલાંટિક મહાસાગર ઉપર થઇને પુષ્કળ ભેજથી લચપચ બનીને અમેરિકાના પ્રદેશમાં પહોંચે છે; ત્યાં પર્વતોની લાંબી હારો અને જંગલો તેને ઠંડા પાડી વરસાદ રૂપે નીચા લાવે છે. આથી એ દેશમાં મોટી મીસીસીપી નદી ઉત્પન્ન થઈ છે, તથા દુનીઆનું મોટું જંગલ ઉત્પન્ન થવા પામ્યું છે.

પ્ર૦ હિમાલય પર્વતથી હિંદને શા લાભ છે ?

ઉ૦ પરદેશી પ્રજાથી હિંદનું રક્ષણ થાય છે, માત્ર ઉત્તરના લોકોને આવવાના ખૈબર, બોલન, કુરમ વગેરે થોડાજ ઘાટો છે. વળી ઉત્તરના ઠંડા પવનો દેશ ઉપર આવી શકતા નથી. તેમજ મોસમી પવનો ઉત્તર તરફ જતા રહેવા પામતા નથી, અને હિંદમાં પુષ્કળ વરસાદ વરસાવે છે. તથા સિંધુ, ગંગા, જમના, બ્રહ્મપુત્રા વગેરે મોટી મોટી નદીઓ હિમાવય વડે ઉત્પન્ન થવા પામી છે કે જે નદીઓ ઉત્તર હિંદના ઘણા પ્રદેશને ફળદ્રુપ કરે છે, અનેક પ્રકારની કાષ્ઠૌષધિ પૂરી પાડે છે, વગેરે અનેક લાભ છે,

પ્ર૦ સાઇક્લોન કે વંટોળીઓ શાથી ઉત્પન્ન થાય છે ?

ઉ૦ જો કોઇ જગાનું વાતાવરણ એકાએક અતિશય તપી જાય છે ત્યારે તેની ખાલી જગા પુરવા માટે ચારે બાજુએથી એકદમ પવનો જોસબંધ ફુંકાઇ વચમાં સ્તંભાકારે ધુળ કચરો ઉડાવે છે, તથા ઘર, ઝાડ વગેરે પાડી નાખે છે. આને વંટોળીઓ કહે છે. એ અનિયમિત પવન છે.

પ્ર૦ વંટોળીઆથી શા લાભ છે ?

ઉ૦ ધુળ કચરો વાતાવરણમાં ઊંચે ચઢાવે છે, અને એવા પાર્થિવ દ્રવ્યથી વાદળાં બંધાવામાં મદદ મળે છે.

પ્ર૦ દરિઆકાંઠાના લોકો અને ખંડસ્થ ભૂમિમાં વસતા લોકો વચ્ચેનો ભેદ સમજાવો.

ઉ૦ દરિઆકાંઠે વસતા લોકોને હંમેશ દરિઆ સાથે ગડમથલ કરવાની હોય છે તેથી તેઓ સાહસિક, ઉદ્યોગી, હીંમતવાળા હોય છે. ખંડસ્થ ભૂમિમાં વસતા લોકો શાંત, આળસુ અને ઓછી હીંમતવાળા હોઇ કંઇક બીકણુ છે. સમુદ્ર કિનારાના લોકોનો ધંધો મુખ્યત્વે વેપારરોજગારનો હોય છે, તેથી પ્રજા મિશ્ર હોય છે; અને ખંડસ્થ ભૂમિના લોકો ઘણે ભાગે ખેડુત વર્ગના હોય છે, અને પ્રજા ઘણી મિશ્ર હોતી નથી.

પ્ર૦ શહેરમાં વસતા લોકો અને ગામડામાં વસતા લોકોનો મુકાબલો કરો.

ઉ૦ શહેરના લોકો ઉદ્યોગી, સાહસિક અને હીંમતવાળા હોય છે. તેઓ કેળવણીમાં, વેપાર રોજગારમાં, કળાકૌશલ્યમાં આગળ પડતા હોય છે; જ્યારે ગામડાંના લોકો શાંત, અને દરેક બાબ-

તમાં પછાત હોય છે. શહેરમાં વેપાર રોજગાર માટે ભિન્ન ભિન્ન જાતના લોકો ભેગા થએલા હોવાથી પ્રજા બહુ મિશ્ર  ાય છે, જ્યારે ગામડાંનો મુખ્ય ધંધો ખેતીનો હોવાથી સ્થાનિક જરૂરીઆત પ્રમાણે કારીગરવર્ગ  થોડો આગળ પડતો વર્ગ (બ્રાહ્મણ વાણીઆ જેવો ) અને વાઢીનો ખેડુત વર્ગ હોય છે. ગાંમડાંની વસ્તી શાંતીને ચાહનારી હોય છે, જ્યારે શહેરની પ્રજા પ્રવૃત્તિને ચાહનારી હોય છે. ગામડાંમાં રહેનાર પ્રજાને ખુલ્લી હવાનો લાભ મળવાથી શરીરે તન્દુરસ્ત હોય, જ્યારે શહેરની પ્રજાને એ લાભ મળતો નથી. ગામડાંની પ્રજા કુદરતના સૌંદર્યથી શાંત અને આનંદી હોય છે. શહેરની પ્રજાનાં જીવન ધમાલવાળાં હોય છે. ગામડાની નિખાલસ અને પ્રેમાળ હોય છે, જ્યારે શહેરની પ્રજા સામાન્ય રીતે દગાબેદગાળી અને સ્વાર્થી હોય છે.

પ્ર૦ દરીઆકાંઠાના અને ખંડસ્થ ભૂમિના વાતાવરણનો મુકાબલો કરો.

ઉ૦ દરીઆકાંઠે આવેલાં શહેરોમાં શિયાળામાં બહુ ઠંડી લાગતી નથી, તેમ ઉનાળામાં બહુ તાપ લાગતો નથી. અર્થાત્ શિયાળા અને ઉનાળાના વાતાવરણના ઉષ્ણતામાન વચ્ચે બહુ મોટો ભેદ હોતો નથી.

પાણી કરતાં જમીન ઝડપથી તપી જાય છે, અને સૂર્ય આથમ્યા પછી બંને ઠંડાં પડવા માંડે છે ત્યારે એથી ઉલટું બને છે, અર્થાત્ જમીન વહેલી ટાઢી પડે છે. આ નિયમને લીધે ઉનાળામાં દરીઆની પવનલહરીઓ જમીન ઉપર આવવાથી ઉષ્ણતામાનમાં ઘટાડો થાય છે, અને શિયાળામાં દરીઆના પવનો સાથે ગરમી લઇને આવે છે તેથી બહુ ટાઢ વાતી નથી.

પ્ર૦ આબોહવા કઇ કઇ બાબતો ઉપર આધાર રાખે છે ?

ઉ૦ (૧) તે જગાના અક્ષાંશ, (૨) સમુદ્રની સપાટીથી તેની ઉંચાઇ, (૩) સમુદ્રથી અંતર, (૪) ચાલતા પવનો, (૫) સમુદ્રના પ્રવાહો.

પ્ર૦ કોઇ જગાના અક્ષાંશ વાતાવરણ ઉપર શી અસર કરે છે ?

ઉ૦ વિષુવવૃત્ત ઉપર સૂર્યનાં કિરણો ઉભાં પડે છે, ને ઘણી ગરમી થોડી જગામાં પથરાય તેથી તેની આસપાસના મુલકમાં વાર્ષિક સરાસરી ગરમી ઘણી રહે છે જેમ જેમ ઉત્તર કે દક્ષિણ તરફ જઇએ તેમ તેમ ગરમીનું પ્રમાણ કમી થઇ ઠંડી વધતી જાય છે. છેક ઉત્તરે ધ્રુવ સુધી ઘટીને ૩૨° (બરફની હદ) સુધી જાય છે. આ અક્ષાંશથી થતા હવાના ઉષ્ણતામાનને અસર કરનારાં બીજાં ઘણાં કારણો છે.

પ્ર૦ સમુદ્રની સપાટીથી સ્થળની ઉંચાઈ વાતાવરણને શી અસર કરે છે ?

ઉ૦ સપાટી પાસેની હવા ઘટ્ટ ને ભીની હોવાથી ગરમી વધારે સંઘરે છે. પરાવર્તનથી ( પૃથ્વી પર પડેલી ગરમી પાછી ફેંકવાથી ) પણ હવાના નીચલા પડને વિશેષે ગરમી મળે છે. જેમ ઉંચે જઇએ તેમ હવા સુકી અને પાતળી હોઇને ગરમી ઓછી સંઘરે છે. તેમ પરાવર્તનથી આવતી ગરમી પણ તેને ઓછી મળે છે. આ કારણથી સપાટી પાસેની હવા ગરમ અને જેમ ઉંચે જઇએ તેમ હવાનું ઉષ્ણતામાન ઓછું ઓછું થતું જાય છે.

પ્ર૦ સમુદ્રથી કોઇ સ્થળનું અંતર હવામાન ઉપર શી અસર કરે છે ?

ઉ૦ સૂર્યની ગરમીથી જમીન કરતાં પાણી મોડું તપે છે, તેમજ સૂર્યાસ્ત પાછી જમીન વહેલી ઠંડી પડે છે, અને જળમાં ગરમી રહે છે. તેથી સમુદ્ર કાંઠાના પ્રદેશમાં ઉનાળામાં બહુ લાય નથી

પડતો, અને શિયાળામાં બહુ ગરમી નથી પડતી. સ્થળ સમુદ્રથી જેમ દૂર તેમ શિયાળા ઉનાળાના હવામાનમાં મોટો ફરક પડે છે.

પ્ર૦. ચાલતા પવનો હવામાન ઉપર શી અસર કરે છે?

ઉ૦ પવનો ઠંડા પ્રદેશ ઉપરથી આવતા હોય તો હવામાન તે અક્ષાંશવાળા બીજા દેશોના હવામાન કરતાં ઠંડું રહે છે. રૂશિઆના પ્રદેશમાં ઉત્તર ધ્રુવના પ્રદેશની ઠંડી હવા પથરાવાથી હવામાન ઠંડું છે. આવે સ્થળે પહાડોની હાર આવેલી હોય તો હવા રોકાય છે. હિમાલયને લીધે ઉત્તરના વાયુઓ હિંદમાં આવી શકતા નથી.

પ્ર૦ સમુદ્રના પ્રવાહો આબોહવા ઉપર શી અસર કરે છે?

ઉ૦ વિષુવવૃત્ત ઉપરથી આવતા ગરમ જળપ્રવાહ જે દેશ આગળ વહે છે તે દેશમાં હવામાં ગરમી પ્રસરે છે. ગલ્ફસ્ટ્રીમથી યુરોપના પશ્ચિમ દેશોનું અને ક્યુરોસીવોથી જાપાનની આજુબાજુનું વાતાવરણ ગરમ થાય છે.

પ્ર૦ પૃથ્વીની સપાટી કરતાં પર્વતની સપાટી સૂર્યની પાસે છે છતાં ત્યાં ઠંડી કેમ પડે છે?

ઉ૦ વાતાવરણ પૃથ્વીની સપાટીથી જેમ ઊંચે જઇએ તેમ પાતળું હોય છે, અને ઘટ વાતાવરણ જે ગરમી સંઘરી રાખે તેટલું પાતળું વાતાવરણ સંઘરતું નથી. તેથી પર્વત ઉપરનું પાતળું વાતાવરણ ઠંડું રહે છે.

સૂર્યનાં કિરણો ઇથર નામના અતિ સૂક્ષ્મ વાયુરૂપી પદાર્થદ્વારા પૃથ્વી ઉપર પડે છે, અને પૃથ્વીને ગરમ કરે છે, પછી

પૃથ્વીના સંબંધમાં રહેલું વાતાવરણ ગરમ થાય છે, અને ગરમ થએલું વાતાવરણ ઉંચે ચઢે છે; અર્થાત્ સૂર્યની ગરમીથી હવા બારોબાર ગરમ થતી નથી, પણ પૃથ્વીના સંબંધમાંજ ગરમ થાય છે.

---

પ્ર૦ પૃથ્વી ઉપર કઇ કઇ મુખ્ય જાતિના લોકો વસે છે ?

ઉ૦ (૧) કાળી અથવા નીગ્રો જાતિ (૨) પીળી કે મોંગલ જાતિ અને (૩) ગોરી કે કોકેશિઅન જાતિ.

પ્ર૦ એ દરેકનું લક્ષણ આપો, અને ક્યાં ક્યાં રહે છે તે ગણાવો.

ઉ૦ (૧) નીગ્રો જાતના લોકોનું મુખ્ય લક્ષણ તેમની ચામડીનો વર્ણ કાળો હોય છે. તે અક્કલમાં ઓછા પણ આનંદી હોય છે. પશ્ચિમ આફ્રિકામાં વસતા નીગ્રો, અને દક્ષિણ આફ્રિકામાં રહેનારા બાંટુ ( હોટેન્ટાટ, કાફર અને ઝુલુ વગેરે ) આ જાતના છે. પૂર્વ તરફ ન્યુ ગિનીમાં ( પાપુઅનો ) અને સોલોમન, ન્યુ કેલીડોનિઆ, ફિજી, ટાસ્માનિઆ, આસ્ટ્રેલિઆ, વગેરેમાં નીગ્રોની ઘણી જાતો રહે છે. આંદામાન અને મધ્ય આફ્રિકાના જંગલોમાં નીગ્રોની એક ઠીંગણી જાત છે.

(૨) પીળી કે મોંગલ જાતની ચામડી પીળચટી અને નાક સાંકડું એ મુખ્ય લક્ષણ છે. તેઓ અક્કલવાળા પણ સુસ્ત, અને હંમેશાં વિચારમાં હોય તેવા ઉદાસ ચહેરાવાળા દેખાય છે. આ જાત પૃથ્વી ઉપર ઘણે ફેલાઇ છે. ઉત્તર એશિઆમાં, મધ્ય એશિઆમાં, સૈબિરીઆમાં, તથા ચીન-

ના પશ્ચિમ ભાગમાં રહેનાર મોંગોલ, તાર્તરીઓ આ જાતના છે. તીબેટ, ચીન, જાપાન અને હિંદીચીનમાં વસતા લોકો આ જાતની એક શાખા છે. સૈબીરીઆ, તુર્કસ્તાન, લાપલાંડ, ફિલાંડમાં રહેનારા તેમજ ઉત્તર અમેરિકાના અસ્કિમો પણ આ જાતના છે. મલયદ્વીપો, બ્રહ્મદેશ, અને શિયામમાં રહેનારા લોકો તેમજ માડાગાસ્કરના વતનીઓ, અને ન્યુઝીલાંડના માઓરીસ, એ લોકો પણ આ જાતની એક પેટા જાત છે. અમેરિકાના મૂળવતનીઓ પણ આ જાતની શાખા છે.

( ૩ ) ગોરી અથવા કોકેશિઅન જાતના લોકોની ચામડી ગોરી હોય છે. પૃથ્વી ઉપર ઘણામાં ઘણી સુધરેલી તેમજ અક્કલવાળી જાત આ છે. આ જાતના ચાર ભાગ પાડી શકાય.— ( ૧ ) આર્ય, ( ૨ ) સેમિટિક, ( ૩ ) હેમિટિક અને, ( ૪ ) કોકેશિઅન.

अ આર્ય—હિંદુસ્તાન અને ઇરાનના રહેવાસીઓ આર્ય છે. આખા યુરોપના વતનીઓ પણ આર્ય છે. ( પણ હંગરીના મગીઆર, તુર્ક લોકો, તેમજ ફિન્લાંડ અને લાપલાંડના મોંગોલ કે પીળી ચામડીવાળા છે. )

ब. જ્યૂ અને આરબો સેમેટિક છે.

क. બાર્બરી સંસ્થાન વગેરે ઉત્તર આફ્રિકામાં તેમજ ઇજીપ્ટ, સોમાલી વગેરેમાં રહેનાર લોકો હેમિટિક છે.

(ड) કોકેસસમાં રહેનાર ખાસ કોકેશિયન કહેવાય છે.

પ્ર૦ દુનીઆની વસ્તીમાં હરેક જાત કેટકેટલી છે?

ઉ૦ આખી પૃથ્વીની વસ્તી દોઢ અબજ છે. તેમાં ૪૫ ટકા કોકેશિ-
અન જાત, ૪૦ ટકા માંગોલિઅન અને બાકીની બીજી જાત છે.

પ્ર૦ ચીનો, હબસી, અમેરિકાનો ઇંડિઅન, અને યાહુદી એ શી રીતે
ઓળખાય ?

ઉ૦ ( ૧ ) ચીનો મંગોલ જાતનો હોવાથી તેની ચામડી પીળી
અને નાક ચપટું હોય છે, આંખો લાંબી અણીદાર હોય છે.

( ૨ ) હબસી એ નીગ્રો જાતિની પેટાજાતિમાં સમાય છે.
તેની ચામડીનો વર્ણ કાળો હોય છે. હોઠ જાડા અને
વાળ ગુંચળાંવાળા હોય છે.

( ૩ ) ઇંડિઅન એ પણ નીગ્રોજાતિની પેટાજાતિ છે, પણ
તેની ચામડીનો વર્ણ રાતો હોય છે.

( ૪ ) યાહુદી એ માંગોલ જાતિમાં સમાય છે. તેમની ચામ-
ડીનો વર્ણ પીળચટો હોય છે. અને ચહેરાનો બીજો
દેખાવ કોકેશિઅન જેવો હોય છે.

---

## મરેઠી વંશ.

### દોહરો.

શિવાજી શંભાજી ને, રાજારામ નરેશ;
શિવાજી બીજા પછી, શાહુ રામ રાજેશ.
શાહુ બીજો તે પછી, રાય પ્રતાપીરાય;
એહલો શાહજી નીપજ્યો, કુળ મરેઠામાંય. ૨

**પ્ર૦** મરેઠાની ઉત્પત્તિ વિષે શું જાણો છો ?

**ઉ૦** ઉદેપુરના રાણા ભીમસીના પુત્ર દક્ષિણમાં જઇ રહ્યા હતા. તેઓ ભોંસલે નામના કુળથી પ્રખ્યાત થયા હતા. તેઓ અહમદનગરના રાજ્યમાં નોકરી કરતા હતા તેમાં માલોજી ભોંસલેએ ઉંચી પદવી મેળવી તેમને શાહજી નામે પુત્ર થયો. તેમનો વિવાહ તેજ કુળના જાદવરાયની દીકરી જીજીબાઇ વેરે થયો હતો. આથી તેમને બે પુત્ર થયા. (૧) શિવાજી. (૨) વ્યંકાજી.

## ( ૧ ) શિવાજી ૧૬૬૪—૧૬૮૦-૧૬.

**પ્ર૦** શિવાજી મહારાજની બાલ્યાવસ્થાનું વર્ણન કરો.

**ઉ૦** આ મહાન્ પુરૂષનો જન્મ સને ૧૬૨૭ માં થયો હતો. તેમના બાપને બે જાગીર હતી. (૧) સતારા. (૨) તંજાવર. શિવાજી સતારામાં રહેતા હતા. તેમના પર દેખરેખ રાખવાનું કામ દાદાજી કાંડદેવ નામના બ્રાહ્મણને સોંપવામાં આવ્યું હતું. આ વખતે મુસલમાનો તરફથી હિંદુ પ્રજાને ઘણી પીડા વેઠવી પડતી હતી. આથી દાદાજી કાંડદેવે પોતાના શિષ્યને ફક્ત લખતાં વાંચતાં શીખવી મહાભારત, રામાયણ વગેરે વીરરસ કાવ્યો સંભળાવી તેમનામાં હિંદુપણાનું અભિમાન આણ્યું, તથા અસ્ત્ર-શસ્ત્ર વિદ્યા શીખવી. તેજ વખતે રામદાસ ગુરૂએ પણ તેમને હિંદુપ્રજાને મુસલમાનોના જુલમમાંથી છોડવવા ઉપદેશ કર્યો.

**પ્ર૦** શિવાજીએ રાજ્ય મેળવવાની કેવી રીતે શરૂઆત કરી ?

**ઉ૦** પહાડી પ્રદેશમાં રહેતા માવલી લોકો સાથે દોસ્તી કરી તેમની ટોળીઓના આગેવાન બન્યા, અને તે ટોળીઓને લઇ ગામડાં

લુંટતા. તેમાં મળેલી લુંટ ભાગે પડતી વહેંચી લેતા. આથી તેમની ટોળીઓમાં પુષ્કળ માણુસની ભરતી થઇ. આવી રીતે માણુસો વધવાથી તેમણે નજદીક આવેલા અહમદનગર ને વિજાપુરના રાજ્યનાં ગામડાં લુંટવા માંડયાં. વિજાપુરના રાજ્યમાં શાહજી નોકર હતા, તેમને શિવાજીની આવી વર્તણુંકથી નારાજ થઇ વિજાપુરના રાજાએ કેદમાં નાખ્યા, તો પણ શિવાજી અટક્યો નહિ, ત્યારે પોતાના બળવાન સરદાર અફજલખાનને પુષ્કળ લશ્કર લઇ શિવાજીને પકડી લાવવા મોકલ્યો. શિવાજીએ કપટકળા કરી અફજલખાનને પોતાની ખાનગી મુલાકાત લેવા બોલાવ્યો, અને ભેટતી વખતે પેટમાં વાઘનખ મારી મારી નાંખ્યો. આ વખતે અફજલખાનનું લશ્કર નિશ્ચિંતતાથી મોજમજાહ કરતું હતું, તેના ઉપર શિવાજીના પહાડી લશ્કરે ઓચિંતો હુમલો કરી નાશ કર્યો, અને તેમનાં હથીઆર તમા સર સામાન લઇ લીધો. આવી રીતે શિવાજીએ પોતાના લશ્કરને હથીઆરબંધ બનાવ્યું. વળી ઇ. સ. ૧૬૬૩ અને ઇ. સ. ૧૬૭૦ માં સુરત લૂંટી પુષ્કળ ધન મેળવ્યું. આ વખતે કંપની સરકારની સુરતમાં વખાર હતી તે ઉડાવી મુંબાઇ લઇ ગયા.

૫૦ શિવાજીને વશ કરવા ઔરંગજેબે શી યુક્તિ કરી ?

૬૦ શિવાજીના બાપ શાહજી ઇ. સ. ૧૬૬૩ માં મરણ પામતાં ઇ. સ. ૧૬૬૪ માં રાજ્યાભિષેક કરાવી શિવાજીએ પોતાના નામના સિક્કા પડાવ્યા, તેની આવી રીતે વધતી જતી સત્તા જોઇ મોગલબાદશાહ ઔરંગજેબને ચિંતા થઇ, તેથી તેને પકડી લાવવા જયપુરના રાજા જયસિંહને મોકલ્યો, તેણે શિવાજીને

અક્ષય વરદાન આપી ઔરંગઝેબના દરબારમાં હાજર થવા કહ્યું; તેથી શિવાજી અને શંભાજી બન્ને જયસિંહની સાથે દિલ્હી ગયા, પણ ઔરંગઝેબે તેમને કેદ કર્યા.

પ્ર૦ શિવાજી કેદમાંથી કેવી રીતે નાસી છુટયો ?

ઉ૦ શિવાજી કેટલોક વખત મંદવાડનું બાનું કાઢી પડી રહ્યો, અને પછી પોતાને આરામ થયો એ બાબતની ખુશાલીમાં સાધુ તથા ફકીરોને મીઠાઇના કંડીઆ આપવા માંડયા, શરૂઆતમાં કેટલોક વખત આ કંડીઆ ઉપર દેખરેખ રાખવામાં આવી' પણ પાછળથી ઢીલ આવતાં બાપ દીકરો બન્ને મીઠાઇના ખાલી કંડીઆમાં બેસી સાધુને વેશે નાસી છુટયા, અને દક્ષિણ-માં આવી ઔરંગઝેબને વધારે પીડા કરવા લાગ્યા. પછી ઔ-રંગઝેબે પકડવા માટે ઘણી ઘણી લાલચો આપી, પણ કબજા-માં આવ્યા નહિ. વળી ઔરંગઝેબે પોતાના મામા સાઇસ્તખાને પણ શિવાજીને વશ કરવા પુનામાં મોકલ્યો હતો, પણ શિવા-જીએ વેષ બદલી તેને ઝખમી કર્યો તેથી તે નાશી ગયો.

પ્ર૦ શિવાજીના રાજ્યાભિષેકની હકીકત કહો.

ઉ૦ ઔરંગઝેબ તેમજ અહમદનગર ને વિજાપુરના રાજાઓની બીક-માંથી છુટયા પછી ઇ. સ. ૧૬૭૪ માં મોટા ઠાઠમાઠથી રાય-ગઢમાં રાજ્યાભિષેક કર્યો તે વેળા તેણે પોતાની તુળા સોનાથી કરી, તે સોનું બ્રાહ્મણોને દાન તરીકે વહેંચ્યું. તંજાવરની જાગીર પોતાના ભાઇ વ્યંકાજીને સોંપી દીધી, અને પોતે મેળવેલા રા-જ્યનો બંદોબસ્ત કરવામાં રોકાયો. આ મહાન પુરૂષ ઇ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો. તેને બે કુંવર હતા. (૧) શંભાજી ને

(૨) રાજારામ. શંભાજી મોટા હોવાથી તેમને ગાદી મળી.

પ્ર૦ શિવાજીની રાજપદ્ધતિનું વર્ણન કરો.

ઉ૦ શિવાજીએ એક મુખ્ય પ્રધાન અને તેના હાથ નીચે આઠ પ્રધાનો નીમ્યા. દરેકને એકેક ખાતાનો ઉપરી બનાવ્યો. તે આઠે પ્રધાનની મદદથી નવા કાયદા બાંધી રાજ્ય ચલાવતો. મુખ્ય પ્રધાન પેશ્વા કહેવાતો હતો. જીતેલા મુલકનો સારો બંદોબસ્ત રાખવાથી રૈયત ઘણી સુખી હતી.

પ્ર૦ શિવાજીના ગુણ દોષ કહો.

ઉ૦ બહાદુર, લડવૈયો અને પરાક્રમી હતો. શરીરે ઠીંગણો હતો. કોઇ કોઇ વખત સ્વાર્થ સાધવા કપટ કરવામાં પણ પાછો પડતો નહિ. તેનામાં હિંદુ ધર્મનું અભિમાન હતુ, અને પોતાના લશ્કર તથા પ્રજામાં પણ હિંદુ ધર્મનો જુસ્સો ફેલાવ્યો. આથી કરી તેની પછીના નબળા વંશજોએ પણ મોગલ જેવા બળવાન દુશ્મનોને ફાવવા દીધા નહિ. એટલુંજ નહિ, પણ આગળ જતાં તે રાજ્યને પાયમાલ કર્યું. આ બહાદુર નરે ખરા અણીના પ્રસંગે હિંદુ ધર્મનું રક્ષણ કર્યું, તેથી એક કવિની કહેવત મુજબ " કાશીની કલા ગઇ, મથુરાં મસીદ ભઇ; શિવાજી ન હોત તો, સુન્નત હોત સબકી " મતલબ કે આ સમયે શિવાજી ન હોત તો મુસલમાન જોરજુલમથી તમામ હિંદુને મુસલમાન બનાવત.

## શંભાજી ૧૬૮૦—૧૬૮૯—૯.

પ્ર૦ શંભાજી વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ગાદીએ આવી પોતાની સાવકી માને મારી નાખી શરૂઆતમાં

તેણે શિવાજીની માફક રાજ્યનો બંદોબસ્ત ઠીક રાખ્યો, પણ પાછળથી કલુષા નામના કનોજીઆ બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડી વિષયી અને વ્યસની બન્યો તેથી રાજ્યમાં અવ્યવસ્થા થઇ, એટલુંજ નહિ પણ આનો લાભ મોગલોએ લીધો.

પ્ર૦ શંભાજીના મરણ વિષે શું જાણો છો ?

ઉ૦ એક વખતે દારૂનો નીસો કરી શંભાજી તથા કલુષા બન્ને બેઠા હતા, તેવામાં ઔરંગજેબના સરદારે પકડી બાદશાહની હજુરમાં મોકલી દીધા. બાદશાહે શંભાજીને કહ્યું કે જો તું મુસલમાન થાય તો તને જીવતો છોડું, ત્યારે શંભાજીએ મુસલમાની ધર્મનું અપમાન કરી પેગંબરને ગાળો દીધી, અને બાદશાહને કહ્યું કે તારી શાહજાદી પરણાવે તો મુસલમાન થાઉં. આ ઉપરથી ઔરંગજેબે તેને ઘાતકી રીતે મારી નાખ્યો, અને તેના પુત્ર શાહુને કેદ કર્યો. ઔરંગજેબ ને શંભાજી મરાયાથી અને શાહુ કેદ પકડાયાથી મરાઠા તરફથી શાન્તિ મળશે એમ લાગ્યું, પણ મરાઠાઓએ તો શંભાજીના ઓરમાન ભાઇ રાજારામને ગાદીએ બેસાડી રાજકારભાર ચલાવ્યો.

## (૩) રાજારામ ૧૬૮૯—૧૭૦૦-૧૧.

પ્ર૦ રાજારામના સમયનું ટૂંક વર્ણન કરો.

ઉ૦ રાજારામનું મોગલોથી રક્ષણ કરવા માટે જીંજીના ગઢમાં રાખવામાં આવ્યો, પણ તેને ઔરંગજેબના દીકરા કામબક્ષે ઘેરો ઘાલ્યો. આથી રાજારામ લાંચ આપી નાશી છુટયો. ઇ. સ. ૧૬૯૮. ત્યાર પછી બે વરસે એટલે ઇ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો. તેની પછી તેનો કુંવર શિવાજી ગાદી ઉપર આવ્યે

## (૪) શિવાજી [૨] ૧૭૦૦—૧૭૦૮—૮.

પ્ર૦ શિવાજીના સમયની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ શિવાજી નાની ઉમરનો હોવાથી તેની વતી તેની મા તારાબાઇ હોંશીયારીથી રાજકારભાર ચલાવવા લાગી, પણ ઇ. સ. ૧૭૦૭ માં મોગલ બાદશાહ ઔરંગજેબ મરણ પામતાં તેનો પુત્ર બહાદુરશાહ ગાદી પર આવ્યો, તેણે શાહુને પોતાના મિત્ર તરીકે વર્તવાની શરતે કેદમાંથી છુટો કર્યો. તેણે દક્ષિણમાં આવી ગાદીનો પોતાનો હક જાહેર કર્યો, પણ તારાબાઇએ તેને રાજ્યની લગામ સોંપી નહિ; તેથી શાહુ તેની સામો થયો. શાહુના પક્ષમાં ઘણા માણસો આવી મળવાથી તારાબાઇનું કંઇ ચાલ્યું નહિ, તેથી આખરે પોતે શિવાજીને લઇ કોલ્હાપુર જઈ રાજ કરવા લાગી અને સતારાની ગાદી શાહુને સોંપી. આવી રીતે મરાઠી રાજ્યની બે શાખા થઇ. મોટી સતારા, અને નાની કોલ્હાપુર. નાની શાખા અદ્યાપિ ચાલુ છે, અને સતારાનું રાજ્ય ઇ. સ. ૧૮૪૮ માં છેલ્લો રાજા (શાહજી) આપા સાહેબ અપુત્ર મરણ પામતાં અંગ્રેજ સરકારે ખાલસા કર્યું.

## (૫) શાહુ ૧૭૦૮—૧૭૪૮—૪૦.

પ્ર૦ આ રાજાનું નામ શાહુ કેવી રીતે પડયું?

ઉ૦ ઔરંગજેબના દરબારમાંથી શિવાજી અને શંભાજી છાનામાના નાશી ગયા હતા, પણ આ નાશી ગયો નહિ તેથી ઔરંગજેબે મશ્કરીમાં તેનું નામ શાહુ પાડયું. ઔરંગજેબે તેને કોઇ પણ પ્રકારની હરકત પડવા દીધી નહિ, એટલુંજ નહિ પણ તેનો વિવાહ

કોઇ મરાઠા નાયકની કન્યા સાથે કરાવી આપ્યો હતો. વળી ઔરંગજેબની શાહજાદી પણ તેના ઉપર બહુ હેત રાખતી હતી.

**પ્ર૦** મોગલ દરબારમાં ઉછરવાથી તેના ઉપર શી અસર થઇ?

**ઉ૦** મોગલ દરબારનો વૈભવ જોઇ પોતે મોજશોખી થયો, અને મોગલ દરબારની માફક પોતાના દરબારમાં અત્તરના ફુવારા ચડાવવા લાગ્યો. રાજ્યનો તમામ કારભાર પોતાને ગાદી અપાવવામાં મદદ કરનાર બાલાજી પેશ્વાને સોંપી પોતે મોજશોખ કરવા લાગ્યો.

**પ્ર૦** શાહુરાજાના સમયમાં જાણવા લાયક બનાવ લખો.

**ઉ૦** બાલાજી પેશ્વાને મુખ્ય પ્રધાન બનાવ્યો, તેણે દિલ્હીના પાદશાહ પાસેથી મરેઠી રાજ્યનું સ્વતંત્રપણું તથા દક્ષિણની ચોથ ઉઘરાવવાનું કબુલ કરાવ્યું. બાલાજી પેશ્વા ૧૭૨૦માં મરણ પામવાથી બાજીરાવને તે જગાએ નીમ્યો. વળી સેનાપતિ ખંડેરાવ અને સરદાર દામાજી મરણ પામવાથી ખંડેરાવની જગા તેના પુત્ર ત્રંબકરાવને અને દામાજીની જગા તેના ભત્રિજા પિલાજી ગાયકવાડને આપવામાં આવી. ઇ. સ. ૧૭૩૪માં માળવા પર સ્વારી કરી, પણ વિજય મળ્યો નહિ. નિઝામઉલમુલ્કની શિખવણીથી ત્રંબકરાવ બાજીરાવની સામે થયો, પણ તેને ૧૭૩૪ માં ડભોઇ આગળ હરાવ્યો. વળી ઇં. સ. ૧૭૩૬માં નિઝામ તથા દિલ્હીના બાદશાહને ભોપાળ આગળ હરાવ્યો. ઇ. સ. ૧૭૩૯ માં બાજીરાવના ભાઇ ચિમનાજીએ પોર્ટુગીઝો પાસેથી વસાઇનો કિલ્લો લીધો. ઇ. સ. ૧૭૪૦માં બાજીરાવ મરણ પામવાથી તેની જગા બાલાજીને આપવામાં આવી. તેના વખતમાં ઇ. સ. ૧૭૪૩ માં રાઘોજી ભોંસલેએ બંગાળાના નવાબ અલીવર્દીખાન પાસેથી

વરાડ પ્રાંત મેળવ્યો. ઇ. સ. ૧૭૪૮ માં શાહુ રાજા અપુત્ર મરણ પામ્યો, તેથી તેની પછી રામરાજા ગાદી ઉપર આવ્યો.

## રામરાજા ઇ. સ. ૧૭૪૮-૧૭૭૭-૨૯.

પ્ર૦ રામરાજાના સમયની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તેણે પેશ્વાથી સ્વતંત્ર થવાની ઇચ્છા કરી, પણ બાલાજીએ શાહુના વખતનું વીલ રજુ કર્યું આથી તેણે પેશ્વાને રાજનો તમામ કારભાર સોંપી સતારામાં રાજ કરવા માંડયું, અને પેશ્વાએ પોતાની ગાદીનું સ્થળ પુનામાં રાખ્યું. ઇ. સ. ૧૭૭૨-૭૩ થી પેશ્વાના રાજમાં ગાદી માટે ખટપટ થવાથી તેમને ઈ. સ. ૧૭૭૫-૮૨ સુધી અંગ્રેજો સાથે વિગ્રહ કરવો પડયો. આ કામમાં સતારાની મરાઠી શાખાવાળાઓએ કોઈપણ પ્રકારનો ભાગ લીધો નહતો. રામરાજા ઈ. સ. ૧૭૭૭ માં અપુત્ર મરણ પામ્યો તેથી મરાઠા સરદારોએ ભોંસલે કુળના શાહુને દત્તક લઇ ગાદી આપી.

## શાહુ બીજો ૧૭૭૭-૧૮૧૮-૪૧.

પ્ર૦ શાહુ બીજાના વખતની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ પુનામાં પેશ્વાઓ સંપૂર્ણ અધિકાર ચલાવતા હતા પણ મરેઠા રાજા પરથી પોતાની સત્તા કાઢી નાખી નહોતી. આથી શાહુએ પેશ્વાથી સ્વતંત્ર થવા માટે ૧૮૦૧ માં પ્રયત્ન કર્યો તેથી પેશ્વાએ શાહુ તથા તેના પુત્રોને કેદમાં નાખ્યા ત્યાં તે ઇ. સ. ૧૮૧૮ માં મરણ પામ્યો. આ રાજાના સમયમાં અંગ્રેજ લોકોને પેશ્વા સાથે ૧૮૦૨ માં લડાઇ થઇ તે મરાઠી બીજા વિગ્રહના

નામથી પ્રખ્યાત છે, અને ઈ સ. ૧૮૧૮ માં ત્રીજી લડાઇ થઇ. આ છેલ્લી લડાઇમાં અંગ્રેજ સરકારે બાજીરાવ પેશ્વા પાસેથી પુનાનું રાજ્ય ખાલસા કર્યું ત્યારે સતારાની ગાદી શાહુના પુત્ર બાળા સાહેબ (પ્રતાપસિંહ) ને આપી.

## બાળા સાહેબ ઉર્ફે પ્રતાપસિંહ ૧૮૧૮—૧૮૪૦—૨૨.

**પ્ર૦** બાળા સાહેબની જાણવા લાયક હકીકત કહો.

**ઉ૦** આ ફક્ત નામનોજ રાજા હતો. ઘણી ખરી સત્તા અંગ્રેજ સરકારને હસ્તક હતી, તેથી તેણે સ્વતંત્ર થવા લૉર્ડ આક્લાંડના વખતમાં ૧૮૪૦ માં તોફાન કર્યું તેથી તેની પાસેથી ગાદી લઇ તેના ભાઇ આપાસાહેબ (શાહજી) ને આપી.

## આપા સાહેબ (શાહજી) ૧૮૪૦—૧૮૪૮—૮.

**પ્ર૦** આ રાજાના સમયની જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

**ઉ૦** આ મરેઠી વંશનો ફક્ત નામનોજ છેલ્લો રાજા હતો તે ઇ. સ. ૧૮૪૮માં અપુત્ર મરણ પામવાથી લાર્ડ ડેલહૌસીએ સતારાનું રાજ ખાલસા કર્યું તેથી મરાઠી વંશનો અંત આવ્યો.

---

## પેશ્વાવંશ.

### દોહરો.

પહેલો બાલાજી પછી, બાજીરાવ બલ્લાળ;<br>
બાલાજી બીજા પછી, માધવરાવ નરપાળ. ૧

નારણ, માધવરાવને, સવાઇ નામ સરદાર;<br>
છેલ્લો બાજીરાવ થયો, પેશ્વાનો સરદાર. ૨

## વંશાવળી.

| | |
|---|---|
| બાલાજી | ૧૭૧૪—૧૭૨૦—૬ |
| બાજીરાવ બલ્લાળ | ૧૭૨૦—૧૭૪૦—૨૦ |
| બાલાજી (૨) | ૧૭૪૦—૧૭૬૧—૨૧ |
| માધવરાવ | ૧૭૬૧—૧૭૭૨—૧૧ |
| નારાયણરાવ | ૧૭૭૨—૧૭૭૩—૧ |
| સવાઇ માધવરાવ | ૧૭૭૪—૧૭૯૫—૨૧ |
| બાજીરાવ (૨) | ૧૭૯૫—૧૮૧૮—૨૩ |

**પ્ર૦** બાલાજી પેશ્વાની જાણવા લાયક હકીકત કહો.

**ઉ૦** તે પ્રથમ તલાટી કરતો હતો, પણ શાહુ રાજાને ગાદી મેળવવામાં મદદ કરી તેથી ઇ. સ. ૧૭૧૪ માં તેને મુખ્ય પ્રધાન પેશ્વાનો હોદ્દો આપ્યો. તેણે શાહુનો સારી રીતે રાજકારભાર ચલાવ્યો. દિલ્હીના મોગલ બાદશાહ પાસે મરેઠી રાજ્યનું સ્વતંત્રપણું તથા દક્ષિણની ચોથ કબુલ કરાવી એવામાં ઇ. સ. ૧૭૨૦ માં તેનું મરણ થયું તેથી શાહુ રાજાએ તેના પુત્ર બાજીરાવને પેશ્વાપદે નીમ્યો.

**પ્ર૦** બાજીરાવના સમયનું ટુંક વર્ણન કરો.

**ઉ૦** ઇ. સ. ૧૭૨૦ માં પેશ્વા થયો. આ સમયમાં મરેઠા સેનાપતિ ખંડેરાવ તથા તેના હાથ નીચેના દામાજી ગાયકવાડ મરણ પામ્યા. ખંડેરાવની જગા તેના પુત્ર ત્રંબકરાવને તથા દામાજીની જગા પીલાજીને આપી. ઇ. સ. ૧૭૩૪ માં માળવા ઉપર સ્વારી કરી. નિજામઉલમુલ્ક પેશ્વા અને મરેઠા વચ્ચે અણબનાવ

કરાવવા ત્ર્યંબકરાવને ઉશ્કેર્યો. આથી બાજીરાવે ૧૭૩૪ માં ડભોઇ આગળ ત્ર્યંબકરાવને હરાવ્યો તેમજ ઇ. સ. ૧૭૩૬ માં નિઝામ તથા દિલ્લીના બાદશાહને ભોપાળ આગળ હરાવી ખંડણી લીધી. ઇ. સ. ૧૭૩૯ માં બાજીરાવના પુત્ર ચિમનાજીએ વસાઇ તથા રાઘોજી ભોંસલેએ વરાડ જીતી લીધો. ઇ. સ. ૧૭૪૦ માં આ શુરવીર નર મરણ પામ્યો. તેને બે કુંવર હતા. (૧) બાલાજી (૨) ચીમનાજી તેના મોટો પુત્ર બાલાજી પેશ્વા થયો.

પ્ર૦ બાજીરાવના ગુણ દોષ કહો.

ઉ૦ શિવાજીની માફક આ માણસ પણ મરેઠી સત્તા વધારવાની કોશીષ કરનાર હતો. પોતાના હાથ નીચેના માણસોની પરીક્ષા કરી તેમની યોગ્યતા મુજબ ઉંચા હોદ્દા આપતો હતો. વળી સરદારો જે મુલક જીતતા તેમનેજ જીતેલા મુલકની સુબાગીરી આપતો, આથી દરેકને પોતાનુ પરાક્રમ બતાવવાની હોંશ થતી હતી. તેના હાથ નીચેના સિંધિઆ, હોલ્કર વગેરે સરદારો હલકી પદવી પરથી પોતાનું પરાક્રમ બતાવી ઉંચો હોદ્દો મેળવી શક્યા હતા. શિવાજી મહારાજની માફક મરેઠી રાજ્યની સત્તા વધારી ભગવો ઝુંડો અટકની પાર ઉરાડવાની મહત્વાકાંક્ષા રાખતો હતો, અને તે ઇચ્છા તેણે કેટલેક અંશે પાર પાડી. શાહુ પણ તેના કામથી પ્રસન્ન થઇ કહેતો કે "શાબાશ છે બહાદુર પિતાના બહાદુર પુત્રને કે વખતે તું મારો ભગવો ઝુંડો હિમગીરિને પેલે પાર ઉડાવશે." તેણે રાજ્ય મેળવવામાં જેવી ચપળતા બતાવી તેવી રાજ્યનો બંદોબસ્ત રાખવામાં બતાવી શક્યો નહિ, એટલી જ તેનામાં ખોડ હતી.

પ્ર૦ બાલાજી બીજાના વખતની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ઇ. સ. ૧૭૪૦ માં પેશ્વાપદે આવ્યા પછી તેના સમયમાં ઇ. સ. ૧૭૪૮ માં શાહુ મહારાજા મરણ પામ્યો. તેને દિકરો નહિ હોવાથી રામરાજા ગાદીએ આવ્યો. કેટલાક મરાઠા સરદારોની ઉશ્કેરણીને લીધે રામરાજાએ પેશ્વાથી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો, પણ બાલાજીએ શાહુના વખતનું બનાવટી વસીઅતનામું રજુ કર્યું. આથી રામરાજાએ કંટાળી જઇ પેશ્વાને તમામ સત્તા સોંપી. સતારામાં રાજ કરવા લાગ્યો, અને પેશ્વાએ પોતાની ગાદી પુનામાં કરી. આવી રીતે પેશ્વા પાસે તમામ રાજસત્તા આવી. રામરાજા ઇ. સ. ૧૭૭૮ માં અપુત્ર મરણ પામ્યો, અને તેની પછી તેનો દત્તપુત્ર શાહુ બીજો ગાદીપર આવ્યો.

પ્ર૦ બાલાજી પેશ્વાના વખતની પેશ્વાઇની સ્થિતિનું વર્ણન કરો.

ઉ૦ આ પેશ્વાના વખતમાં મરેઠી સત્તાની પુરેપુરી ચઢતી થઇ. ઇ. સ. ૧૭૪૩ માં રાઘોજી ભોંસલેએ બંગાળા પર સ્વારી કરી આથી નવાબ અલીવર્દીખાને વરાડ પ્રાંત આપી સલાહ કરી. ઇ. સ. ૧૭૫૭ માં કર્ણાટક પર હલ્લો કરી ત્યાંના નવાબ પાસેથી તેમજ મ્હૈસુરના રાજા પાસેથી ખંડણી લીધી. ઇ. સ. ૧૭૬૦ માં સદાશીવરાવ ભાઉએ ઉદગીર આગળ નિઝામને હરાવ્યો, ઇ. સ. ૧૭૫૮ માં રઘુનાથરાવ પેશ્વાએ પંજાબ પર સ્વારી કરી અહમદશાહ અબદલીના સુબાને કાઢી મૂકયો. આથી અહમદશાહ જબરૂં લસ્કર લઇ મરેઠા ઉપર ઇ. સ. ૧૭૬૧ માં ચઢી આવ્યો, અને પાણીપતના મેદાનના મરેઠાને હરાવ્યા.

પ્ર૦ પાણીપતની લડાઇનું ટુંક વર્ણન કરો.

ઉ૦ ઇ. સ. ૧૭૬૧ માં અહમદશાહ જબરૂં લશ્કર લઇ ચઢી આવ્યો. તેના પક્ષમાં રોહીલા, અયોધ્યાનો નવાબ તથા બીજા કેટલાક મુસલમાનો ભળ્યા હતા. મરાઠાના પક્ષમાં જાટરાજા સુરજમલ તથા રજપુતો, સિંધિઆ, હોલ્કર, ગાયકવાડ વગેરે હિંદુ રાજાઓ હતા. મરાઠાઓનો સેનાધિપતિ સદાશીવરાવ હતો, તે અવિચારી અને ઉતાવળીઓ હતો. તેને કેટલાક સરદારોએ શિવાજીની પદ્ધતિ પર યુદ્ધ કરવાની સલાહ આપી, પણ ઉદગીરની લડાઇમાં મેળવેલા વિજયનાં અભિમાનને લીધે ભાઉને કોઇની સલાહ પસંદ પડી નહિ, અને રણસંગ્રામમાં સામે મોંએ લડવાનો વિચાર રાખ્યો. આવા તેના ઉતાવળીઆ સ્વભાવને લીધે જાટરાજા તથા રજપુતો નારાજ થઇ ચાલ્યા ગયા. અહમદશાહે મરાઠી સૈન્યને ઘેરી લઇ તેમનામાં જતો ઘાસ દાણો અટકાવ્યો, તેથી તેમને હેરાનગતિ ભોગવવી પડી. છેવટે લડાઇ થઇ તેમાં મરાઠા હાર્યા અને સદાશિવરાવ ભાઉ, પેશ્વાનો મોટો પુત્ર વિશ્વાસરાવ, તથા બીજા ઘણા પ્રખ્યાત સરદારો મરાયા, એટલું જ નહિ પણ લગભગ બે લાખ મરાઠા રણમાં પડયા. આ લડાઇ ઉપર હિંદુસ્તાનમાં હિંદુની કે મુસલમાનની ચઢતી પડતીનો આધાર હતો. તેથીજ એક ધાર્મિક લડાઇની માફક મરાઠા તરફ હિંદુ રાજા રાણા અને અહમદશાહ તરફ મુસલમાનો પક્ષ પકડીને આવ્યા હતા. મરાઠાના અવિચારી નાયકને લીધે હિંદુઓનો પરાજય થયો, અને અહમદશાહ વિજયવંત થયો.

પ્ર૦ બાલાજી પેશ્વાના મરણ વિષે જાણતા હો તે કહો.

ઉ૦ પાણીપતના મેદાનમાં થએલી હારની દીલગીરી તેમજ તેમાં

પોતાના પુત્ર, લશ્કર અને હોંશીઆર સરદારોના થએલા નાશની દીલગીરીને લીધે ઇ. સ. ૧૭૬૧ માં બાલાજી પેશ્વા મરણ પામ્યો. તેને ત્રણ પુત્ર હતા. (૧) વિશ્વાસરાવ (૨) માધવરાવ (૩) નારાયણરાવ વિશ્વાસરાવ લડાઇમાં મરાએલો હોવાથી ગાદી ઉપર માધવરાવ પેશ્વા આવ્યા.

## માધવરાવ ૧૭૬૧—૧૭૭૨-૧૧.

પ્ર૦ માધવરાવ પેશ્વાના સમયનું ટુંક વર્ણન કરો.

ઉ૦ આ પેશ્વા ૧૭ વર્ષની ઉમરે ગાદીએ આવ્યો, તેથી તેનો કારભાર તેનો કાકો રાઘોબા ચલાવતો. કેટલાક વખત પછી તેને રાઘોબાથી સ્વતંત્ર થવાની ઇચ્છા થઇ તેથી રાજ્યમાં કુસંપ પેઠો. આ તકનો લાભ લઇ નિજામ પુના લુટવા આવ્યો, પણ તેને હરાવ્યો. વળી ઇ. સ. ૧૭૬૫ તથા ૧૭૬૭ માં મહિસુર ઉપર સ્વારી કરી હૈદરને હરાવી પુષ્કળ દંડ લીધો. વળી ૧૭૬૯ માં રજપુત રાજ્યો તથા રોહીલખંડમાં ખંડણી લેવાની ઠરાવી, અને દિલ્હીના બાદશાહને પોતાને કબજે કર્યો. ઇ. સ. ૧૭૭૨ હૈદરને ચેરકુલી આગળ ત્રીજી વાર હરાવ્યો. આવી રીતે ઉપરાઉપરી વિજય મેળવી પોતાના ટુંક સમયમાં પેશ્વાઇનો ફરીથી પુનરોદ્ધાર કર્યો. આ મહાન પુરૂષ ઇ. સ. ૧૭૭૨ માં મરણ પામ્યો. તેને પુત્ર નહિ હોવાથી તેના ભાઇ નારાયણરાવને ગાદી મળી.

પ્ર૦ માધવરાવના સમયમાં કયા કયા બહાદુર સરદાર હતા?

ઉ૦ નાનાફડનવીશ તથા સખારામ ચતુર કારભારી અને રામશા-

સ્ત્રી ન્યાયાધીશ, ત્ર્યંબક મામા સરદાર વગેરે પ્રખ્યાત પુરૂષ હતા, તેથી માધવરાવની કારકીર્દી વધારે યશસ્વી થઇ.

## નારાયણરાવ ઈ. સ. ૧૭૭૨-૧૭૭૩-૧.

પ્ર૦ નારાયણરાવના વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તેના કાકા રાઘોબાએ પોતાની સ્ત્રી આનંદીબાઇની શીખવણીથી રાજલોભને લીધે ઘાત કરાવ્યો. આથી નાનાફડનવીશ, સખારામ બાપુ વગેરે મરાઠા સરદારો રાઘોબાની સામે થયા અને નારાયણરાવની સ્ત્રીને પુત્ર જન્મ્યો તેને સવાઈ માધવરાવ નામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો. ઇ. સ. ૧૭૭૩.

## સવાઇ માધવરાવ ૧૭૭૪-૧૭૯૫-૨૧.

પ્ર૦ આ રાજના વખતમાં જાણવા લાયક જે બનાવ બન્યા હોય તેનું ટૂંક વર્ણન કરો.

ઉ૦ રાઘોબાને ગાદી નહિ મળવાથી ગાદી મેળવવા માટે ઇ. સ. ૧૭૭૫ માં સુરત મુકામે મુંબાઇના ગવર્નર સાથે ગાદી મળે તો સાષ્ટી ને વસાઇ બેટ આપવાની સરતે સલાહ કરી, પણ માધવરાવે કલકત્તાના ગવર્નર જનરલ સાથે ૧૭૭૬ માં પોતાને મદદ કરે તે સરતે પુરંદર મુકામે સલાહ કરી તેથી મુંબાઇ સરકારને કલકત્તા સરકારે માધવરાવને મદદ કરવા માટે લખ્યું, પણ પાછળથી કલકત્તા સરકારને માલમ પડયું કે માધવરાવ ફ્રેંચ સરદારો રાખી લશ્કર તૈયાર કરે છે તેથી મુંબઈ સરકારે રાઘોબાની સાથે કરેલી સલાહ મંજુર રાખી તે પહેલાં મુંબાઇ સરકારે મોકલેલી ટુકડીને હરાવી ઇ. સ. ૧૭૭૯ માં વાર

ગામ મુકામે પોતાને ફાવતી શરતો કબુલ કરાવી સલાહ કરી. પણ પાછળથી કલકત્તાના લશ્કરના સરદાર જનરલ ગોદર્દે અમદાવાદ ને ડભોઈ જીતી લીધાં તથા જનરલ પોફામે ગ્વાલીઅરગઢ ઇ. સ. ૧૭૮૦ માં જીતી લીધો. આથી છેવટે માધવરાવે ઇ. સ. ૧૭૮૨ માં સાલબાઇ મુકામે સલાહ કરી વિગ્રહનો અંત આણ્યો.

પ્ર૦ માધવરાવના મરણ વિષે શું જાણો છો ?

ઉ૦ નાનાફડનવીસે રાઘોબાના દીકરા બાજીરાવને કેદમાં નાખ્યો હતો, તેને છોડવા માટે માધવરાવે નાનાને વારંવાર કહ્યું પણ બાજીરાવ અવિચારી, બાયલા અને ઉતાવળીઓ હોવાથી તેને છુટો કરવાથી પેશ્વાઇને નુકશાન પહોંચાડશે એમ સમજી નાનાએ તેને કેદમાંથી છોડયો નહિ. આવા નાનાના સખત દાબથી કંટાળી માધવરાવ પેશ્વાએ અગાસીમાંથી પડતુ મુકી આપઘાત કીધો. સવાઇ માધવરાવને પુત્ર નહિ હોવાથી બાજીરાવ ગાદી ઉપર આવ્યો. ઇ. સ. ૧૭૯૫.

## બાજીરાવ બીજો ૧૭૯૫–૧૮૧૮–૨૩.

પ્ર૦ બાજીરાવના સમયની પેશ્વાઈનું વર્ણન કરો.

ઉ૦ આ રાજા નબળો, અવિચારી અને બાયલો હતો. ગાદીએ બેસીને તરતજ તેણે સિંધિઆ વગેરેની શીખવણીથી નાનાને કેદમાં નાખ્યો, પણ પાછળથી છુટો કર્યો. મરેઠી રાજ્યને પડતીમાંથી બચાવનાર આ મહાન્ પુરૂષ ઇ. સ. ૧૮૦૦માં મરણ પામ્યો. આ માણસનો દાબ ગયા પછી સિંધિઆ અને હોલ્કર

પોતપોતાની મરજી મુજબ સ્વતંત્ર રીતે વર્તવા લાગ્યા. તેમાં પેશ્વા સિંધિઆના પક્ષમાં હોવાથી જસવંતરાવ હોલ્કરે ઇ. સ. ૧૮૦૧ માં પુના લુંટયું. આથી બાજીરાવે ઇ. સ. ૧૮૦૨માં અંગ્રેજો સાથે વસાઇ મુકામે સલાહ કરી. સિંધિઆ વગેરે સરદારો સાથે અંગ્રેજોએ લડાઇ જોડી તે મરાઠા બીજા વિગ્રહ નામથી ઓળખાય છે.

પ્ર૦ મરાઠી બીજા વિગ્રહની ટૂંક હકીકત કહો.

ઉ૦ પેશ્વા અને હોલ્કર લડયા તેમાં પેશ્વાએ અંગ્રેજો સાથે સલાહ કરી તે વાત સિંધિઆ અને ભોંસલેને પસંદ પડી નહિ, અને અંગ્રેજો સાથે લડાઇ જોડી. તેમાં દિલ્હી, લાસ્વારી, અસાઇ અને આરગામ આગળ લડાઇઓ થઇ તેમાં સિંધિઆ અને ભોંસલે હાર્યા તેથી સિંધિઆએ સીરજીઅંજે અને ભોંસલેએ દેવગામ આગળ સલાહ કરી. આજ અરસામાં જસવંતરાવ હોલ્કરે જાટ રાજા વગેરેને ઉશ્કેરી અંગ્રેજો સાથે લડાઈ જોડી તેમાં દીગ અને ફરૂકાબાદ આગળ લડાઇ જોડી તેમાં તે હાર્યો તોપણુ શાન્ત થયો નહિ તેથી તેની મરજી મુજબ સલાહ કરી વિગ્રહનો અંત આણ્યો. ૧૮૦૩.

પ્ર૦ મરાઠી ત્રીજા વિગ્રહની ટૂંક હકીકત લખો.

ઉ૦ બાજીરાવના સરદાર ત્રંબકજી ડેંગલેએ ગાયકવાડ સરકારના સરદાર ગંગાધર શાસ્ત્રીનું પંઢરપુર મુકામે ખુન કર્યું તે બાબતમાં વસાઇ મુકામે ૧૮૧૭માં બાજીરાવે સલાહ કરી, પણુ તેણે અંગ્રેજોથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો. અને ખડકીના રેસીડન્ટ એલ્ફીસ્ટન્ટ પર ઓચીંતો હુમલો કર્યો, પણુ પાછળથી ખડકી

કોરેગામ અને આરંટેની લડાઇમાં કર્નલ સ્મીથ સાહેબે બાજીરાવને હરાવ્યો. તેના પ્રખ્યાત સરદાર બાપુ ગોખલે રણમાં પડયો તેથી તે ઇ. સ ૧૮૧૮માં માલ્કમ સાહેબને શરણે આવ્યો. તેને વરસ દીવસે આઠ લાખ રૂપીઆ આપવા કરી રાજ ખાલસા કર્યું, અને તેને બિઠુરમાં રહેવાની રજા આપી, ત્યાં તે ૧૮૫૩માં અપુત્ર મરણ પામ્યો. તેના દત્તપુત્ર નાના સાહેબે આગળ જતાં ૧૮૫૭ ના બળવામાં આગેવાની પડતો ભાગ લીધો હતો. આવી રીતે પેશ્વાઇનો અંત આવ્યો.

પ્ર૦ મરેઠી રાજ્યની પાંચ શાખા તેમજ તેમના વિષે જાણવા લાયક ટૂંક વિવેચન કરો.

ઉ૦ (૧) પેશ્વા–રામરાજાના વખતથી સ્વતંત્ર થઇ પુનામાં રાજ કરવા લાગ્યો. છેલ્લા રાજા બાજીરાવ બીજા પાસેથી ઇ. સ. ૧૮૧૮માં અંગ્રેજ સરકારે તે રાજ ખાલસા કર્યું.

[૨] સિંધયા–મૂળ રાજસ્થાપક રાણોજી બાજીરાવનો ખાસદાર હતો. તેણે પોતાની બહાદુરી બતાવી ગ્વાલીઅરમાં રાજ સ્થાપ્યું. તેમાં દોલતરાવ સિંધિઆએ ઇ. સ. ૧૮૦૨ માં અને જંકોજી સિંધિઆની રાણી તારાબાઇએ ઇ. સ. ૧૮૪૩માં અંગ્રેજ સરકાર સાથે વિગ્રહ કર્યો હતો. હાલમાં તે રાજ સલાહ શાન્તિથી ચાલે છે.

(૩) હોલ્કર–મૂળ રાજસ્થાપક મલ્હારજી હોલ્કર બાજીરાવનો ઘોડા સાચવનાર હતો. તેણે પોતાની બહાદુરી બતાવી બાજીરાવની પરવાનગીથી ઇંદોરમાં રાજ સ્થાપ્યું. યશવંત-રાવ હોલ્કરે ૧૮૦૩–૪ મરેઠી બીજા વિગ્રહમાં અને

મલ્હારરાવ હોલ્કરે ૧૮૧૭માં મરેઠી ત્રીજા વિગ્રહમાં અંગ્રેજ સરકાર સામે લડવામાં ભાગ લીધો હતો. હાલમાં તે રાજ સલાહ શાન્તિથી ચાલે છે.

(૪) ભોંસલા–મૂળ રાજ્યસ્થાપક રાઘોજી બાલાજી બીજાનો સરદાર હતો. તેણે ૧૭૫૩માં નાગપુરમાં રાજ સ્થાપ્યું. તેમણે મરેઠી બીજા અને મરેઠી ત્રીજા વિગ્રહમાં અંગ્રેજ સામે લડવામાં ભાગ લીધો હતો. ઇ. સ. ૧૮૫૩ માં રાઘોજી ત્રીજા અપુત્ર મરણ પામવાથી તે રાજ ખાલસા કર્યું.

(૬) ગાયકવાડ–આ રાજના મૂળ પુરૂષ પિલાજી શાહુ રાજાના વખતમાં નાયબ સેનાધિપતિ હતા. તેમના વંશજોએ ગુજરાતમાંનો કેટલોક મુલક કબજે કરી પેશ્વાની સમ્મતીથી વડોદરામાં રાજગાદી સ્થાપી. ખંડેરાવ મહારાજા ઘણા લોકપ્રિય થયા ત્યાર પછીના મલ્હારરાવ મહારાજા પર રેસીડન્ટને ઝેર દીધાનું તહોમત આવવાથી ઇ. સ. ૧૮૭૫મા મદ્રાસમાં કેદ કરી તે રાજગાદી હાલના નામદાર શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજાને આપવામાં આવી છે. જેઓ હાલના જમાનાને યોગ્ય પ્રજાને કેળવણી આપી તેમજ રાજકાર્યમાં માહીતગાર કરી જોઈતા સુધારા દાખલ કરી સર્વ રાજાઓ કરતાં પ્રજાના વધારે પ્રીતિપાત્ર બનતા જાય છે.



ધોરણ ૭ । માટે પ્રશ્નોત્તર રૂપે

# ભરતખંડનો સરળ ઈતિહાસ.

---

## કંપનીઓની હકીકત.

પ્ર૦ યુરોપિઅન પ્રજાને હિંદમાં આવવાનું કારણ કહો.

ઉ૦ હિંદુસ્તાનની દોલતથી મોહ પામી તેમજ હિંદુસ્તાનનો માલ યુરોપમાં મોંઘો વેચાતો હોવાથી યુરોપિઅન પ્રજાને હિંદ સાથે બારોબાર વેપાર કરવાનો વિચાર થયો. આ દેશની શોધમાં સ્પેનના રાજાની મદદથી કોલમ્બસ ઇ. સ. ૧૪૯૨ માં અમેરિકા શોધી કાઢયો. તેમાં સ્પેનના રાજાને ઘણો લાભ થયો. તેથી પોર્ટુગલના રાજાએ હિંદની શોધખોળ માટે જુદા જુદા વહાણવટીઓને મોકલ્યા, તેમાંનો વાસ્કોડાગામા ઇ. સ. ૧૪૯૮ માં પહેલવહેલો કાલીકટ બંદરે ઉતર્યો, અને આ દેશ સાથે પહેલવહેલો પોર્ટુગીઝોએ વેપાર શરૂ કર્યો ત્યારપછી વલંદા, અંગ્રેજ, ફ્રેંચ વગેરે પ્રજાઓ આવી.

પ્ર૦ પોર્ટુગીઝોની હિંદની તવારિખમાં જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તે લોકોનો પહેલો સરદાર વાસ્કોડાગામા હિંદમાં આવ્યો, પણ આરબ અને મુર વેપારીઓની શિખવણીને લીધે કાલીકટના રાજા ઝામોરીન સાથે અણબનાવ થયો, તેથી પહેલી સફરમાં જોઇએ તેવો લાભ મેળવી શક્યો નહિ. ફરીથી ઇ. સ. ૧૫૦૨ માં આવી કોચીન અને કાનાનોરના રાજા સાથે મળા [illegible] ઠરાવ્યો. ત્રીજી સફર તેણે ૧૫૨૪ માં કરી. તે

ઈ. સ. ૧૫૨૭ માં કોચીનમાં મરણ પામ્યો. તેની બીજી સફરથી તેમણે વેપારની સાથે રાજ્ય મેળવવાનો આરંભ કર્યો. તેનો બંદોબસ્ત કરવા માટે **આલ્મૈડાને** ૧૫૦૩ માં અને ૧૫૧૦ માં **આલ્બ્યુકર્કને** ગવર્નર તરીકે મોકલ્યા.

**પ્ર૦** પોર્ટુગીઝ પ્રજાની પડતી થવાનાં કારણ કહો.

**ઉ૦** તેમણે જીતાએલી હિંદી પ્રજા ઉપર ધર્મને બહાને જુલમ કર્યો. તથા બીજી જે યુરોપિઅન પ્રજા વેપાર કરવા આવી તેમનાપર અદેખાઇ કરી. ફક્ત આલ્બુકર્ક એકલાએજ પોતાના તાબાની હિંદુ તથા મુસલમાન પ્રજાને સુખ આપ્યું. હાલમાં હિંદમાં તેમને તાબે દીવ, દમણ અને ગોવા એ ત્રણ સંસ્થાન છે.

**પ્ર૦** વલંદા લોકોની જાણવા લાયક હકીકત કહો.

**ઉ૦** આ લોકોનો હૌટમાન સરદાર ઇ. સ. ૧૫૯૪ માં હિંદમાં આવ્યો. તેમણે ચિન્સુરા, મછલીપટ્ટણ ને બાલાસોરમાં પોતાની વખાર નાખી વેપાર ચાલુ કર્યો. તેમનો હિંદ કરતાં મસાલાના દ્વીપોમાં વધારે વેપાર ચાલતો હતો. મસાલાના દ્વીપોમાં અંગ્રેજ પ્રજાની સાથે અણબનાવ થયો, અને તેમણે ૧૬૨૩ માં આંબોયનામાં ૯ અંગ્રેજોને તેમના નોકર ચાકરો સાથે માર્યા તેથી તે બાબત કેટલાક પૈસા આપી અંગ્રેજોનું મન મેળવી પોતે હિંદનો વેપાર છોડી દઈ મસાલાના દ્વીપોમાં વેપાર ચલાવવા લાગ્યા. તેમનું છેલ્લું થાણું ચિન્સુરામાં હતું તે ઇ. સ. ૧૭૫૯ માં કલાઇવે જીતી લીધું. હાલમાં હિંદમાં તેમનું એકે થાણું નથી.

**પ્ર૦** અંગ્રેજોના વેપાર સંબંધીની જાણવા લાયક હકીકત કહો.

**ઉ૦** હિંદ સાથે વેપાર ચલાવવા પહેલવહેલી ઇંગ્લાંડમાં રાણી ઇલિઝાબેથના સમયમાં ઇ. સ. ૧૬૦૦ માં "ઇસ્ટઇંડીઆ"

કંપની ઉભી થઈ. તે સમયમાં હિંદમાં પોર્ટુગીઝ અને વલં- દાની સત્તા બળવાન હતી. ઇ. સ. ૧૬૧૫ માં સર ટોમસેને જહાંગીર બાદશાહના દરબારમાં કંપનીને વેપાર સંબંધી હક અપાવવા મોકલ્યો હતો. આ પ્રજાએ પોતાની વખાર સુરતમાં નાખી વેપાર શરૂ કર્યો, પણ શિવાજીએ ઇ. સ. ૧૬૬૩ અને ૧૬૭૦ માં સુરત લુંટયું તેથી તેઓ પોતાની વખાર મુંબાઇમાં લઇ ગયા. વળી ઇ. સ. ૧૬૩૯ માં ચંદ્રગીરીના રાજા પાસેથી જમીન વેચાણ રાખી ફોર્ટ સેંટજ્યોર્જ (મદ્રાસ) વસાવી પૂર્વ કિનારે વેપાર ચલાવવા લાગ્યા. ઇ. સ. ૧૭૦૦ માં સુટાન્ટી, ગોવિંદપુર અને કલકત્તા (ફોર્ટ સંટવિલિયમ) આઝીમ પાસેથી વેચાણ રાખી બંગાળામાં વખારો નાખી. આ પ્રજાની ૧૬૪૦, ૧૬૫૫, ૧૬૯૮ માં બીજી કંપનીઓ ઉભી થઇ પણ આગળ જતાં ઇ. સ. ૧૭૦૯ માં તે બધી જોડાઈ જઇ "યુનાઇટેડ ઇસ્ટ ઇંડીઆ કંપની" ના નામથી વેપાર ચલાવવા લાગી. તે વખતે બીજી યુરોપિઅન પ્રજા કરતાં ફ્રેંચ પ્રજા અંગ્રેજ વેપારીઓ સાથે વધારે હરિફાઇ કરતી હતી. વેપારની ચડસા- ચડસીમાંથી બન્ને પ્રજા રાજ્યની ચડસાચડસી કરવા લાગી માંહોમાંહે લડી, તેમાં આખરે ફ્રેંચો પરાજય પામ્યા અને અંગ્રેજો વિજયી થયા અને હિંદ સામ્રાજ્યના માલીક બન્યા.

પ્ર૦ ફ્રેંચ પ્રજાની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ લોકોની ઇ. સ. ૧૬૦૪ માં પહેલવહેલી કંપની ઉભી થઇ ત્યારપછી ૧૬૧૧-૧૫-૪૨-૪૪ માં બીજી કંપનીઓ ઉભી થઇ પણ તે બધી ઇ. સ. ૧૭૧૯ માં જોડાઇ ગઇ. તેમના વેપારનાં મુખ્ય સ્થાન પાંડીચેરી, કારીકલ, યાનાન, માહિમ,

અને ચંદ્રનગર હતાં. આ પાંચ થાણાં ઇ. સ. ૧૭૬૧ ની સંધિથી હજુ પણ તેમના કબજામાં છે. આ લોકો ઇ. સ. ૧૭૯૬ થી વેપાર કરતા બંધ થયા.

પ્ર૦ આ પ્રજાઓ સિવાય બીજી કઇ પ્રજાઓએ હિંદ સાથે વેપાર ચલાવ્યો ?

ઉ૦ ડેન લોકોની ઇ. સ. ૧૬૧૨ અને ૧૬૭૦ માં બે કંપનીઓ થઇ. તેમણે ત્રાંકવીબાર, શ્રીરામપુર અને પોર્ટોનોવોમાં પોતાની વખારો કરી. તે થાણાં ઇ. સ. ૧૮૪૫ માં અંગ્રેજોએ વેચાતાં લીધાં. ઇ. સ. ૧૭૨૩ માં ઓસ્ટેન્ડ શહેરમાં કંપની ઉભી થઈ પણ તેણે ઇ. સ. ૧૭૮૪ માં દેવાળવુ કાઢયું. સ્વીડનમાં ઉભી થએલી કંપનીએ હિંદ સાથે વેપાર ચલાવ્યોજ નથી. કેટલીક કંપનીઓ રાજાના નામથી વેપાર ચલાવતી તેથી રાજ્યના માલિક પણ રાજાજ ગણાતા. પણ અંગ્રેજ અને ફ્રેંચ કંપનીઓ પોતાના નામથી વેપાર ચલાવતી તેથી તે જે મુલક મેળવતા તે પોતાનો ગણાતો.

---

## અંગ્રેજ અને ફ્રેંચ સત્તા.

### દક્ષિણમાં અંગ્રેજ સત્તા.

પ્ર૦ હિંદમાં અંગ્રેજી રાજ્યની શરૂઆત થઈ તે વખતની હિંદની રાજકીય સ્થિતિની હકીકત કહો.

ઉ૦ હિંદમાં અંગ્રેજી રાજ્યનો અઢારમા સૈકાના મધ્ય ભાગે આરંભ થયો તે વખતે તેમનું મદ્રાસમાં અને ફ્રેંચોનુ પાંડીચેરીમાં થાણું હતું. બન્ને પ્રજા કેટલોક વખત સંપથી રહી પણ પાછળથી

કુસંપ થતાં ફ્રેંચ સત્તા ભાંગી પડી અને અંગ્રેજો બળવાન થયા. ઔરંગજેબના મરણ પછી દક્ષિણ સ્વતંત્ર થયો હતો. આ સમયે નિજામ, કર્ણાટક, મહિસુર, ત્રિચીનાપલ્લી અને તંજાવર મુખ્ય રાજ્ય હતાં.

પ્ર૦ અંગ્રેજોને ફ્રેંચો સાથે કર્ણાટકનો પહેલો વિગ્રહ થયો તેની ટુંક હકીકત કહો.

ઉ૦ ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચે યુરોપમાં લડાઇ થઈ તેથી હિંદમાં પણ આ બેઉ પ્રજા વચ્ચે લડાઇ થઇ. આ વખતે અંગ્રેજ સરદાર ક્લાઇવ અને ફ્રેંચ સરદાર ડુપ્લે હતા. ઇ. સ. ૧૭૪૬ માં લોબોર્દોનેસ નામના ફ્રેંચ સરદારે અંગ્રેજોનું મદ્રાસ જીતી લીધું પણ લોબોર્દોનેસે કેટલાક રૂપીઆ લઇ અંગ્રેજોને પાછું સોંપ્યું તે વાત ડુપ્લેને ગમી નહિ. તેથી તેણે મદ્રાસ ફરીથી કબજે કરી અંગ્રેજોના ફોર્ટ સેંટદેવિડ કિલ્લા પર હલ્લો કર્યો, પણ અંગ્રેજોને નવી મદદ આવી પહોંચવાથી જીતાયું નહિ, અને ક્લાઇવ તથા લોરેન્સે નવી મદદને લઇ પાંડીચેરી પર હલ્લો કર્યો, પણ જીતાય તેવું નહિ લાગવાથી પાછા ફર્યા. આ વખતે તંજાવરની ગાદી માટે ભાઇઓ લડતા હતા તેમાંના એકને મદદ કરવાથી અંગ્રેજોને દેવીકોટા મળ્યું, ઇ સ. ૧૭૪૮. પછી યુરોપમાં સલાહ થવાથી અહીં પણ લડાઇનો અંત આવ્યો. આ વિગ્રહ કર્ણાટકના પહેલા વિગ્રહના નામથી ઓળખાય છે તે ઇ. સ. ૧૭૪૬થી ૧૭૪૮ સુધી ચાલ્યો.

પ્ર૦ કર્ણાટકના બીજા વિગ્રહ વિષે શું જાણો છો ?

ઉ૦ આ વિગ્રહ ઇ. સ. ૧૭૪૮ થી ઇ. સ. ૧૭૫૪ સુધી ચાલ્યો. અંગ્રેજ અને ફ્રેંચો પોતપોતાની સત્તા સ્થાપન કરવા માટે દેશી

રાજ્યોનો પક્ષ પકડી એક બીજા સાથે લડવા લાગ્યા. ૧૭૪૮ માં હૈદ્રાબાદનો નિઝામ અને અર્કોટનો નવાબ મરણ પામતાં બન્ને ગાદીઓને માટે નવા હકદાર ઉભા કર્યા. નિઝામ નાસીરજંગ સામે મુજફ્ફરજંગ અને અર્કોટના નવાબ અનવરૂદ્દીન સામે ચંદા સાહેબને ઉભા કર્યો. અંગ્રેજ નવાબ અનવરૂદ્દીનના પક્ષમાં હતા તેથી ફ્રેંચો નિઝામ તથા ચંદા સાહેબે ઇ. સ. ૧૭૪૯ માં અંબુરની લડાઇમાં નવાબને માર્યો અને ચંદા સાહેબને અર્કોટની ગાદીએ બેસાડયો. ચંદા સાહેબે પાંડીચેરીની આજુબાજુનાં ૮૧ ગામ ફ્રેંચોને આપ્યાં. અનવરૂદ્દીનનો પુત્ર ત્રિચીનાપલ્લીમાં ભરાઇ બેઠો. ફ્રેંચ સરદાર બુસ્સીએ નવાબનો જીંજીગઢ જીતી લીધો, અને નિઝામ નાસીરજંગને ત્રિચાનાપલ્લી આગળ હરાવી મુજફ્ફરને ગાદી આપી, પણ મુજફ્ફરજંગને કોઇએ મારી નાખવાથી તેના ભાઈ સલાબતજંગને બુસ્સીએ ગાદીએ બેસાડયો. તેણે ફ્રેંચોને ઉત્તર સરકાર તથા મછલીપટ્ટણ આપ્યાં. આવી રીતે દક્ષિણમાં ફ્રેંચ સત્તા મજબુત થઈ.

પ્ર૦ અર્કોટના ઘેરા વિષે શું જાણો છો ?

ઉ૦ ફ્રેંચોએ પોતાના પક્ષવાળાઓની સારી રીતે સેવા બજાવી પણ અંગ્રેજો કંઈ કરી શકયા નહોતા. તેમનો મિત્ર દોસ્તઅલ્લી ત્રિચીનાપલ્લીમાં ઘેરાયો હતો, તેથી ત્રિચીનાપલ્લીનો ઘેરો ઉઠાવરાવી દોસ્તઅલ્લીને છોડવવા વિચાર કરતા હતા. આ વખતે કંપનીના કારકુની કામમાંથી છુટો થઇ લશ્કરી ખાતામાં થોડા વખતથી દાખલ થએલા કલાઇવે ત્રિચીનાપલ્લીના ઘેરો ઉઠાવરાવવાની નવી યુક્તિ શોધી કાઢી. તેણે પોતાના ગુરુ લોરન્સને કહ્યું કે આપણે ચંદા સાહેબની રાજધાની અર્કોટને ઘેરો ઘાલીએ

તો ચંદા સાહેબ ત્યાંથી ઘેરો ઉઠાવી રાજધાનીનો બચાવ કરવા આવશે. આ યુક્તિ બધાઓને પસંદ પડવાથી ૨૦૦ ગોરા ને ૩૦૦ દેશી મળી ૫૦૦ માણસનું લશ્કર આપી ક્લાઇવને મોકલ્યો. ક્લાઇવે સહેલાઇથી અર્કાટ કબજે કર્યું. આ બાબતની ચંદા સાહેબને ખબર પડતાં પોતાના દીકરા રાજા સાહેબને ૧૦૦૦૦ માણસનું લશ્કર લઈ મોકલ્યો. તેણે શહેરને ૫૨ દિવસ ઘેરો ઘાલ્યો, પણ કંઈ વળ્યું નહિ. ક્લાઇવને નવી મદદ આવી પહોંચતાં તેણે રાજા સાહેબ સાથે લડાઇ જોડી તેમાં રાજાસાહેબ હાર્યો. ઇ. સ. ૧૭૫૧. ક્લાઇવે તેની પૂઠ પકડી આર્ની, કાવેરે પાક, બાહુર વગેરે સ્થળોએ હરાવી તેના લશ્કરની પાયમાલી કરી. અંગ્રેજોની ચઢતી કરી અને નવાબ દોસ્તઅલ્લીને છુટો કર્યો. આ જીત થયા પછી અંગ્રેજોની ચઢતી થઇ અને ફ્રેંચોની પડતી સ્થિતિ થઈ. ક્લાઇવ ૧૭૫૨માં વિલાયત ગયો ત્યાં ઘણું માન પામ્યો. ફ્રેંચ સરદાર ડુપ્લેને ફ્રેંચ સરકારે પાછો બોલાવી લીધો. ઇ. સ. ૧૭૫૪. તે ત્યાં અપમાન પામી ઇ. સ. ૧૭૬૩માં મરણ પામ્યો. તેની જગ્યાએ ગોડ્યુ નામના શાંત પ્રકૃતિના માણસને મોકલ્યો તેણે ઇ. સ. ૧૭૫૪માં અંગ્રેજો સાથે સલાહ કરી, પણ તે ઝાઝો વખત નહિ ટકતાં ફરીથી લડાઇ થઇ તે કર્ણાટકના ત્રીજા વિગ્રહ નામથી ઓળખાય છે.

**પ્ર૦** કર્ણાટકના ત્રીજા વિગ્રહની ટૂંક હકીકત કહો.

**ઉ૦** ફ્રેંચ ગવર્નર ગોડ્યુની જગાએ લાલી નામનો ફ્રેંચ સરદાર ગવર્નર થઇને આવ્યો તે અવિચારી ને ઉતાવળીઓ હતો. તેણે આવીને તરત જ દેવીદ કિલ્લો જીતી લીધો, ને અંગ્રેજોને હિંદમાંથી કાઢવા તજવીજ કરવા મંડયો. તેણે અવિચારથી નિ-

જામના રાજ્યમાંથી બુસ્સીને બોલાવી લઇ પોતાની સત્તા ઓછી કરી, અને અંગ્રેજો સાથેની લડાઇમાં વિજય મળ્યો નહિ. વાંદેવાસની લડાઈમાં ઇ. સ. ૧૭૬૦ માં સર આયરકુટે લાલી તથા બુસ્સીને હરાવ્યા, અને કર્નલફોર્ડે ઉત્તર સરકાર તથા મછલીપટ્ટણ જીતી લીધાં; ને સરકુટે જીંજી તથા પાંડીચેરી પણ જીતી લીધાં. છેવટે ૧૭૬૧ ની સલાહથી તેમને પાંચ થાણાં પાછાં આપ્યાં, જે હાલ પણ તેમના કબજામાં છે.

---

## બંગાળામાં અંગ્રેજી સત્તા.

**પ્ર૦** અંગ્રેજી અમલ સ્થપાતા પહેલાં બંગાળાની હકીકત કહો.

**ઉ૦** મોગલાઇની પડતીના વખતમાં મુર્શિદકુલીખાન નામના સરદારે બંગાળામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપી મુર્શિદાબાદમાં, પોતાની રાજધાની કરી. આ વખતે કાસીમ બજારમાં અંગ્રેજ, ફ્રેંચ અને વલંદાની વખારો હતી. અંગ્રેજો કલકત્તામાં, ફ્રેંચો ચંદ્રનગરમાં, અને વલંદા ચિન્સુરામાં મુખ્ય વેપારનું સ્થળ રાખતા હતા. આ નવાબ ઇ. સ. ૧૭૪૦ માં મરણ પામતાં તેની જગાએ અલીવર્દીખાં નવાબ થયો તેને અંગ્રેજો સાથે સારો મેળાપ હતો. મરાઠાના હુમલાથી અંગ્રેજી વખારોનું રક્ષણ થવા માટે કલકત્તાની આજુબાજુ ખાઇ ખોદવાની અંગ્રેજોને રજા આપી હતી. એની પછી એનો પૌત્ર સુરાજદૌલ્લા ઇ. સ. ૧૭૫૬ માં નવાબ થયો તે ઉદ્ધત, મુર્ખ, અવિચારી હોઈ અંગ્રેજોની અદેખાઇ કરતો હતો.

**પ્ર૦** આ નવાબને અંગ્રેજો સાથે દુશ્મનાવટ થવાનું કારણ કહો.

ઉ૦ નવાબની રૈયતમાંનો કીશનલાલ નામનો માણસ નવાબથી નારાજ થઇ અંગ્રેજોને આશ્રયે ગયો હતો તેને નવાબે પાછો માગ્યો તે આપ્યો નહિ. તથા કલકત્તામાં પોતાની કોઠીની આજુબાજુ કોટ બાંધતા હતા તે અટકાવવા નવાબે કહ્યું, પણ માન્યું નહિ. તેથી નવાબે ગુસ્સે થઇ અંગ્રેજી માલની હોડીઓ લુંટી. આ વખતે કેટલાક અંગ્રેજો નાશી છુટયા, પણ ૧૪૬ અંગ્રેજો પકડાયા તે બધાને પકડી લાવી એક અંધારી કોટડીમાં પુર્યાં. તેમાં હવા અજવાળાની તાણને લીધે તેમજ ઉનાળાની સખત ગરમીથી તથા પાણી નહિ મળવાથી એક રાતમાં ૧૨૩ માણસ મરણ પામ્યા. ફક્ત ૨૩ માણસ અધમુઆં નીકળ્યાં. આ બનાવને "કલકત્તાના કારાગૃહ" નામથી ઓળખવામાં આવે છે.

પ્ર૦ આ વેર અંગ્રેજોએ કેવા રીતે વાળ્યું?

ઉ૦ આ બાબતની મદ્રાસ ખબર પહોંચતાં કલાઇવ પગ રસ્તે અને વૉટસન દરિઆ રસ્તે કલકત્તે આવી પહોંચ્યા અને કલકત્તા કબજે કર્યું. નવાબ ઉપર સ્વારી કરવા વિચાર કર્યો, પણ પોતે ફાવી શકીશું નહિ એમ સમજવાથી કલાઇવે નવી યુક્તિ શોધી કાઢી.

પ્ર૦ કલાઇવે નવાબનો પરાજય કરવા શો ઉપાય કર્યો?

ઉ૦ નવાબનો સેનાપતિ મીરજાફર હતો તેને રાજ્ય આપવાની લાલચે નવાબના પક્ષમાંથી પોતાના પક્ષમાં લીધો. વળી નવાબની જુલમી રાજસત્તાથી કંટાળી જઇ જગત શેઠ, ખજાનચી રાયદુર્લભ વગેરે કેટલાક માણસો કલાઇવને આવી મળ્યા, અને મીરજાફરને ગાદી મળે તો અમુક રકમ કંપનીને આપવી. આ

ઠરાવ ચાલતો હતો તેવામાં નવાબ નો દલાલ અમીચંદ આવી ચઢયો તેણે કાવત્રું છાનું રાખવા માટે સેંકડે પાંચ ટકા દલાલીના માગ્યા. જે રકમ ત્રીસ લાખ રૂપીઆ જેટલી થતી હતી. કલાઇવે તેને જુઠો દસ્તાવેજ કરી શાન્ત પાડયો, અને પછીથી લડાઇનું કારણ ઉભું કરવા માટે ફ્રેંચોના ચંદ્રનગર ઉપર હલ્લો કરી તે શહેર લઇ લીધું. આથી નવાબે ગુસ્સે થઈ લડાઇ શરૂ કરી. બન્નેનાં લશ્કર પ્લાસીના મેદાનમાં એકઠા થયા. ઇ. સ. ૧૭૫૭.

પ્ર૦ પ્લાસીના યુદ્ધનું વર્ણન કરો.

ઉ૦ નવાબ સુરાજદૌલા પાસે ૫૦ હજાર માણસનું લસ્કર અને ૫૦ તોપો હતી. કલાઇવ પાસે ફક્ત ત્રણ હજાર માણસ અને આઠ તોપો હતી. કલાઇવે પોતાને માટે ઉંચી અને ઝાડોની ઘટાવાળી જગા પસંદ કરી હતી એવામાં માવઠું થવાથી નવાબનો દારૂગોળો પલળીને નકામો થયો, પણ કલાઇવનો દારૂગોળો પલળી ગયો નહિ. જે વખતે નવાબનાં માણુસો ખાવા પીવા તથા નહાવા ધોવાની ખટપટમાં પડયાં હતાં તે વખતે કલાઇવે તેમના ઉપર ઓચીતા છાપો માર્યો. નવાબના માણુસો કેટલાક વખતમાં ગોઠવાઇ જવ બહાદુરીથી લઢવા લાગ્યા પણ નવાબનો નિમકહલાલ સેનાપતિ મીરમદમદ મરાયો, અને મીરજાફર નિમકહરામ થઈ કલાઇવના પક્ષમાં ભળી ગયો તેથી નવાબનું સૈન્ય હાર્યું. નવાબ રણક્ષેત્રમાંથી નાશી ગયો. તેને મીરજાફરના પુત્ર મીરાને પકડી મારી નાખ્યો, અને શરત મુજબ મીરજાફરને ગાદીએ બેસાડયો. ઇ. સ. ૧૭૫૭.

પ્ર૦ મીરજાફરના સમયની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ પ્રથમના ઠરાવ મુજબ મીરજાફરે પોતાના મદદગાર અંગ્રેજ

અમલદારો તથા કંપનીને નાણાં આપવા ખજાનાની તપાસ કરી, પણ તે પૂરાં થાય તેટલાં ન હોવાથી દરેકે ભાગે પડતાં નાણાં લઈ સંતોષ માન્યો, અને નવાબે કંપનીને તેજ વખતે કલકત્તાની આજુબાજુની ૮૮૨ ચો. માઇલ જમીન આપી જે હાલ ચોવીસ પરગણાંના નામથી ઓળખાય છે. જે વખતે આ વહેંચણી ચાલતી હતી તે વખતે નાવબનો દલાલ અમીચંદ આવ્યો અને તેણે પોતાની રકમ માગી, પણ કલાઇવે જુઠો દસ્તાવેજ બતાવી એક પાઇ સરખી પણ આપી નહિ તેથી તે બિચારો ગાંડો થઇ મરણ પામ્યો.

પ્ર૦ કલાઇવ જમીનદાર કેવી રીતે બન્યો ?

ઉ૦ ઇ. સ. ૧૭૫૭માં મીરજાફરે કંપની ચોવીસ પરગણાની વસુલાત લેવાનો હક આપ્યો તે હક દિલ્હીના બાદશાહ શાહઆલમે ઇ. સ. ૧૭૫૯માં કલાઇવને બક્ષીસ કર્યો, તેથી કલાઇવ જમીનદાર થયો. આગળ જતાં આ બાબત ઈગ્લાંડમાં વાંધો ઉઠતાં કલાઇવને તેના જીવનપર્યંતનો હક આપી પછીથી તેનો કબજો કંપનીએ લેવાનો ઠર્યો. આથી ઇ સ. ૧૭૭૪માં તે મુલક હંમેશને માટે કંપનીને મળ્યો.

પ્ર૦ મિરજાફરને પદભ્રષ્ટ કરવાનું કારણુ કહો.

ઉ૦ મિરજાફર પાસેથી કંપનીના અમલદારો તેમજ કંપનીએ પુષ્કળ નાણાં કઢાવ્યાથી તેનો ખજાનો ખાલી થઇ ગયો, અને અંગ્રેજોનો દેવાદાર થયો તેથી તેણે હિંદમાંથી અંગ્રેજોને કાઢવા માટે વલંદાની મદદ માગી. આ ખબર કર્નલ ફોર્ડને મળતાંજ ઇ. સ. ૧૭૫૯ માં ચિન્સુરા ઉપર સ્વારી કરી તે સ્થળ કબજે કરી લીધું. મીરજાફર પોતાની ફોજનો પગાર પણ

પુરેપુરો ચુકવી શકતો નહિ તેથી તેને પદભ્રષ્ટ કરી નવાબની જગા તેના ધનવાન જમાઇ મીરકાસમને આપી ઇ. સ. ૧૭૬૦. મીરકાસમે ગાદી મળ્યા બદલ અંગ્રેજોને બરદ્વાવ, મેદનીપુર અને ચિતાગોંગ પરગણાં આપ્યાં.

પ્ર૦ કલાઇવ બંગાળાનો પહેલો ગવર્નર કયારે થયો અને વિલાયત જતા અગાઉ તેણે શાં શાં કામ કર્યાં.

ઉ૦ કલાઇવની હોંશીઆરી જોઇ કંપનીના ડિરેકટરોએ ઇ. સ. ૧૭૫૮માં તેને બંગાળાનો પહેલો ગવર્નર નીમ્યો. આ વખતે વલંદા, ફ્રેંચો અને દિલ્હીનો બાદશાહ શાહઆલમ જોર પર હતા. કલાઇવે પ્રથમ શાહઆલમને પટણા આગળ હરાવ્યો, અને કર્નલ ફોર્ડે ચિન્સુરા આગળ વલંદાને હરાવ્યા તથા ફ્રેંચોનું મચ્છલીપટ્ટણ લઇ લીધું. કલાઇવ ઇ. સ. ૧૭૬૦માં વિલાયત ગયો, ત્યાં તેને ઘણું માન મળ્યું.

પ્ર૦ નવાબ મિરકાસમના વખતની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ઇ. સ. ૧૭૬૦થી ૧૭૬૩ સુધી રહ્યો. આ નવાબ ચતુર, હોંશીઆર અને રૈયતની દાઝ જાણનાર હતો. તેણે મુર્શિદાબાદમાંથી રાજધાની બદલી મોંગીર નામના નિર્ભય સ્થળમાં કરી અને સમરૂ નામના આર્મીનીઅન સરદારને રાખી પોતાનું લશ્કર કેળવવા લાગ્યો. તેણે લશ્કરને સારી રીતે કેળવી તૈયાર કર્યું. નવાબ સ્વતંત્ર થવાની ઇચ્છાવાળો હોવાથી અંગ્રેજો સાથે લડાઇ કરવાનું બાનું શોધવા લાગ્યો.

પ્ર૦ મિરકાસમને અંગ્રેજો સાથે લડાઇ થવાનું કારણ કહો.

ઉ૦ કંપનીના રાહદારી માલનું દાણ માફ હતું, પણ કેટલાક વખત

પછી કંપનીના નોકરો પણ દાણ આપવા લાગ્યા નહિ તેથી નવાબની ઉપજને નુકશાન થવા લાગ્યું, વળી પોતાની રૈયતના વેપારીઓ પાસે દાણ લેવાતું હોવાથી તેમનો માલ મોંઘો પડવાથી વેપારને ઘણું નુકશાન પહોંચવા લાગ્યું. આથી નવાબે ગુસ્સે થઇ રયૈતનું દાણ માફ કર્યું અને કાસીમ બજારમાંની અંગ્રેજી માલની હોડીઓ લુટી આથી લડાઇ થઇ.

પ્ર૦ આ લડાઇનું શું પરિણામ આવ્યું ?

ઉ૦ અંગ્રેજોએ પ્રથમ પટણા પર સ્વારી કરી પટણા કબજે કર્યું, પણ પાછળથી મીરકાસમે જીતી લઇ તેમાં પકડાએલા ૨૦૦ અંગ્રેજોની કતલ કરાવી. ઇ. સ. ૧૭૬૩. પણ મેજર આદમ્સે તેને ઘેરીઆ અને ઉંધાનાળા આગળ હરાવી મીરજાફરને બીજી વાર ગાદી આપી. મીર કાસમ નાશીને અયોધ્યાના નવાબ સુજાઉદૌલા પાસે ગયો, ને કાગળ લખી દિલ્હીના પાદશાહ શાહઆલમની મદદ માગી. પછી ત્રણે જણાએ પટણા ઉપર સ્વારી કરી, પણ મેજરમનરોએ બકસર આગળ ઇ. સ. ૧૭૬૩માં હરાવ્યા તથા મેજર કર્નાક કાલ્પી આગળ ઇ. સ. ૧૭૬૫માં સુજાઉદૌલાને હરાવ્યો. શાહઆલમ શરણે આવ્યો, અને મીર કાસમ નાશી ગયો.

પ્ર૦ કલાઇવે ફરીથી ગવર્નર તરીકે આવીને શાં શાં કામ કર્યાં ?

ઉ૦ ઇ. સ. ૧૭૬૫માં વિલાયતથી આવ્યો. તે વખતે મીરકાસમ વગેરેને હરાવી તાબે કર્યા હતા. બુઢો મિરજાફર મરણ પામવાથી તેની જગા તેના પુત્ર નજીમઔદ્દલાને આપી હતી. આ વખતે કલાઇવે અગત્યના કેટલાક સુધારા કર્યા. (૧) લશ્કરી નોકરોને બેવડું ભથ્થું મળતું હતું તે બંધ કર્યું. (૨) લડાઇના ખર્ચ બદલ

અયોધ્યાના નવાબ પાસેથી ૫૦ લાખ રૂપીઆ લઇ તેનો મુલક પાછો આપ્યો. (૩) કોરા અને અલ્હાબાદ પ્રાંત દિલ્હીના બાદશાહને પાછા આપ્યા. (૪) સરકારી નોકરોના પગાર વધારી લાંચ લેતા અટકાવ્યા. (૫) ૬૦ લાખ રૂપીઆ દિલ્હીના બાદશાહ શાહઆલમને તથા તેટલીજ રકમ બંગાળાના નવાબ નજીમ ઔદલ્લાને આપવાની કરી બંગાળા, બહાર અને ઓઢીઆ પ્રાંતની વસુલાતનો હક કંપનીને અપાવ્યો.

પ્ર૦ કલાઇવની દ્વિરાજસત્તા પદ્ધતિ વિષે શું જાણો છો ?

ઉ૦ નવાબે વસુલાતનો હક કંપનીને આપી ફોજદારી હક પોતે રાખ્યો આથી કારભાર ચલાવવામાં ઘણી અડચણ પડવા લાગી તેથી નવાબને ૬૦ લાખનું પેન્સન બાંધી આપી ફોજદારી સત્તા પણ કંપનીએ લીધી. એ પ્રમાણે કલાઇવે બંગાળામાં બે અધિકાર (કંપની તેમજ નવાબનો) ઠરાવેલા હોવાથી તે દ્વિરાજસત્તા પદ્ધતિ નામથી ઓળખાઈ.

પ્ર૦ કલાઇવે છેલ્લી વખતના સ્વદેશ જતા અગાઉ કયા કયા સુધારા કર્યા ?

ઉ૦ (૧) કંપનીના નોકરો લાંચ લેતા હતા, તથા રૈયત ઉપર જુલમ કરતા હતા તે અટકાવી નોકરોના પગાર વધાર્યા. (૨) મુલ્કી અને લશ્કરી ખાતામાં સુધારો કર્યો. (૩) લશ્કરી સિપાઇઓને બેવડું ભથ્થું મળતું હતું તે બંધ કર્યું. આ સિવાય બીજા પણ કેટલાક સુધારા કરી આ અંગ્રેજી રાજ્ય સ્થાપક વીરનર ઇ. સ. ૧૭૬૭ માં સ્વદેશ ગયો, ત્યાં તેને ઘણું માન મળ્યું, તથા માન દાખલ રત્ન જડીત હાથાની તરવાર બક્ષીસ આપી, પણ તેના

કેટલાક દુશ્મનોએ ખોટા આરોપ મુકા તેની ઉપર કામ ચલા
વ્યું તેમાં તે નિર્દોષ ઠર્યો, પણ છેવટે તે આપઘાત કરી ઇ. સ.
૧૭૭૪ માં મરણ પામ્યો.

---

## મ્હૈસુરમાં અંગ્રેજી સત્તા.

પ્ર૦ અંગ્રેજનો મ્હૈસુરમાં પગ પેસારો થતા પહેલાં ત્યાંની રાજ્ય
સ્થિતિનું વર્ણન કરો.

ઉ૦ મ્હૈસુરમાં કૃષ્ણરાવ નામે હિંદુ રાજા રાજ્ય કરતો હતો. તેને
નંદરાજ નામે પ્રધાન હતો. રાજામાં રાજ ચલાવવાની સત્તા
નહિ હોવાથી રાજાને કેટલુંક વર્ષાસન આપવું કરી નંદરાજે
રાજ્ય પોતાને કબજે લીધું. નંદરાજની ફોજમાં ફતેમહમદ
નામનો નોકર હતો. તેને હૈદર અને શાબાશઅલ્લી નામના
બે પુત્ર હતા. ફતેમહમદના મરણ પછી શાબાશઅલી નોકરીમાં
દાખલ થયો, અને પછીથી તેણે કેટલેક વખતે હૈદરને પણ નોકરીમાં
દાખલ કરાવ્યો; તે બહાદુર, ચંચળ, પણ લુંટારો અને લુચ્ચો
હતો. તે પોતાની હોંશીઆરીથી ઉચી પાયરીએ ચઢયો, અને
છેવટે નંદરાજને ગાદીએથી ઉઠાડી મુકી મ્હૈસુરનો રાજા થયો
ઇ. સ. ૧૭૬૧.

પ્ર૦ હૈદરના સમયની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ (૧) બેદનુર અને કાલીકટ વગેરે લુંટી ઘણું ધન એકઠું કર્યું.
(૨) એના ઉપર માધવરાવ પેશ્વાએ ૧૭૬૫-૬૭-૭૨ માં
સ્વારીઓ કરી દંડ તરીકે પુષ્કળ નાણું મેળવ્યું.

(૩) અંગ્રેજી મુલકમાં લુંટફાટ ચલાવી માટે અંગ્રેજો સાથે તેને ૧૭૬૭ થી ૧૭૬૯ સુધી લડાઈ થઇ જે મ્હૈસુરી પહેલા વિગ્રહના નામથી ઓળખાય છે. તેમાં ચંગામ, ત્રિનોમાલી, અને અંબુર આગળ હાર થઈ, અને મદ્રાસ મુકામે સલાહ કરી.

(૪) અંગ્રેજોએ માહીમ આગળ તેનો કેટલોક મુલક દબાવ્યો, તેમજ હૈદર ઉપર મરાઠા ચઢી આવ્યા ત્યારે ઠરાવ મુજબ અંગ્રેજોએ તેને મદદ ન કરી તેથી લડાઇ થઇ. તે મ્હૈસુરી બીજા વિગ્રહના નામથી ઓળખાય છે. તેમાં પણ તેની હાર થઇ અને ચાલતા વિગ્રહે ઇ. સ. ૧૭૮૨ માં તેનું મરણ થયું. તેની પછી તેનો પુત્ર ટીપુ ગાદી ઉપર આવ્યો.

પ્ર૦ ટીપુના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) હૈદરનો અધુરો મુકેલો મ્હૈસુરી બીજો વિગ્રહ જારી રાખ્યો, પણ તેમાં નહિ ફાવવાથી ઇ. સ. ૧૭૮૪ માં મેંગલોર મુકામે સલાહ કરી.

(૨) ૧૭૮૪ માં કુર્ગ અને કાનડા પર સ્વારી કરી ત્યાંના લાખ માણસને જોર જુલમથી મુસલમાન કર્યા.

(૩) ૧૭૮૮ માં મલબારના નાયર લોકોને પરાણે મુસલમાન કર્યા.

(૪) જે કોઇપણ માણસ અંગ્રેજનું માથું કાપી લાવે તેને દરેક માથા દીઠ પાંચ રૂપીઆ ઇનામ આપતો.

(૫) ટીપુએ અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા પર વગર કારણે ચઢાઈ કરી તેથી મ્હૈસુરી ત્રીજો વિગ્રહ શરૂ થયો.

તે ઇ. સ. ૧૭૯૦ થી ૧૭૯૨ સુધી ચાલ્યો, તેમાં શીમોગા અરિકેરા ને શ્રીરંગપટ્ટણ આગળ ટીપુ હાર્યો ને શ્રીરંગપટ્ટણ આગળ ઇ. સ. ૧૭૯૨ માં સલાહ કરી.

(૬) ટીપુએ અંગ્રેજોને હિંદમાંથી કાઢવા માટે નેપોલીઅન બોનાપાર્ટ તથા કાબુલના બાદશાહ ઝમાનશાહની મદદ માગી તેથી લડાઇ થઇ. તે મ્હૈસુરી ચોથા વિગ્રહના નામથી ઓળખાય છે. ઇ. સ. ૧૭૯૯ માં ટીપુ રણમાં પડવાથી લડાઇનો અંત આવ્યો.

---

## ગવર્નરો.

(૧) કલાઇવ.........૧૭૫૮......૧૭૬૭......૯
(૨) હેરીવેરેલ્સ્ટ......૧૭૬૭......૧૭૬૯......૨
(૩) જોન કાર્ટિયર...૧૭૬૯......૧૭૭૨......૩
(૪) વૉર્ન હેસ્ટિંગ્સ...૧૭૭૨......૧૭૭૪......૨

પ્ર૦ હેરીવેરેલ્સ્ટના વખતમાં જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ તેના વખતમાં હૈદર સાથે મ્હૈસુરી પહેલો વિગ્રહ થયો તે ઇ. સ. ૧૭૬૭ થી ૬૯ સુધી ચાલ્યો, તેમાં કર્નલસ્મીથે ચંગામ, ત્રિનોમાલી અને અંબુર આગળ હૈદરને હરાવ્યો તેથી હૈદરે ૧૭૬૯ માં મદ્રાસ મુકામે સલાહ કરી.

પ્ર૦ જોન કાર્ટિયરના વખતની જાણવાલાયક હકીકત કહો.

ઉ૦ અંગ્રેજ નોકરો રૈયત પર જુલમ કરતા. બંગાળામાં ભયંકર દુકાળ પડયો તેથી ત્યાંની વસ્તીનો ⅓ ભાગ મરણ પામ્યો.

પ્ર૦ વૉર્ન હેસ્ટીંગ્સના વખતમાં કયા બનાવ બન્યા ?

ઉ૦ એ કૌંસીલનો વડો મેમ્બર હતો. તે કલાઇવના જેવો હોંશીઆર હતો, પણ લડાઇના કામમાં તેની બરાબરી કરી શકે તેમ નહોતું. તે બંગાળાના કારાગ્રહમાં પકડાયો હતો. કલાઇવે અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો, તેના ઉપર હેસ્ટિંગ્સે ઇમારત ચણી રાજ્યને આબાદ કર્યું. ન્યાય ને વસુલાતખાતાને જુદાં પાડી કલેક્ટરો અને જડ્જો નીમ્યા. તથા પોલીશ ખાતામાં સુધારો કર્યો. સને ૧૭૭૩માં હિંદના રાજ્ય વહીવટ માટે રેગ્યુલેટીંગ એક્ટ થયો તેથી ઇ. સ. ૧૭૭૪ થી તેને ગવર્નર જનરલની સત્તા મળી.

## ગવર્નર જનરલ.

હેસ્ટિંગ હાકેમ આવીઓ, તોંતેર ફેરે વર્ષ;<br>
જનરલ પદ પામ્યા પછી, ઉપન્યો ઉરમાં હર્ષ. ૧<br>
કાર્નવાલ તે પછી હવો, જોરનશોર સરદાર;<br>
વેલેસ્લી પછી આવીઓ, કાર્નવાલ બીજીવાર. ૨<br>
કામ ચલાવ્યું કોર્ટનું, બાર્લોએ બે વર્ષ;<br>
મીન્ટો મોયરાની પછી, જનરલ આમરહર્સ્ટ. ૩<br>
વિલિયમ બેન્ટીક આકલાંડ, એલનબરો હાર્ડીંગ;<br>
ડેલહોસીની પછી હવો, શૂરો સર કેનીંગ. ૪<br>
એલ્જીન લારેન્સને, મેયો જનરલ સાર;<br>
નોર્થબ્રુક લીટન પછી, રીપન છેલ્લી વાર. ૫<br>
રીપન દીઠો રાજવી, સ્થાનીકનો દેનાર;<br>
ડફરીન હાકેમની પછી, લેન્સડાઉન સરદાર. ૬<br>
એલ્જીન કર્ઝન પછી, મિન્ટો હાર્ડીંજ રાય;<br>
ચેમ્સફર્ડ સાહેબનો, ચાલે પૂર્ણ પ્રતાપ. ૭

## વૉર્ન હેસ્ટિંગ ૧૭૭૪–૧૭૮૫–૧૧.

**પ્ર૦** આ ગવર્નર જનરલના વખતના મુખ્ય બનાવ કહો.

**ઉ૦** (૧) રેગ્યુલેટિંગ એકટ. (૨) નાણાં મેળવવાનાં અયોગ્ય કામ.
(૩) મરેઠી પહેલો વિગ્રહ. (૪) મ્હૈસુરી બીજો વિગ્રહ.
(૫) પીટ અને ફૉકસનું બીલ. (૬) ફર્યાદ.

**પ્ર૦** રેગ્યુલેટિંગ ઍકટ વિષે શું જાણો છો ?

**ઉ૦** હિંદની રાજ્યવ્યવસ્થા માટે વિલાયતની પાર્લામેન્ટમાં એક કાયદો મંજુર થયો તે રેગ્યુલેટિંગ ઍકટના નામથી પ્રસિદ્ધ છે તેમાં નીચે પ્રમાણેના ઠરાવ મંજુર કર્યા.

(૧) કંપનીએ દર વરસે ચાળીસ લાખ રૂપીઆ ભરવા.

(૨) કલકત્તાના ગવર્નરને ગવર્નર જનરલનો ઇલકાબ આપવો, અને તેણે મુબાઈ તથા મદ્રાસના ગવર્નર પર અમલ ચલાવવો.

(૩) ગવર્નર જનરલને રાજ્યકારભારમાં સલાહ આપવાને ચાર સભાસદોની કૌંસીલ નીમવી.

(૪) કલકત્તામાં સદર અદાલત સ્થાપી એક મુખ્ય જડ્જ નીમી ત્રણ મદદગાર જડ્જો નીમવા.

(૫) જડ્જોની નીમનોક ઇંગ્લાંડનો રાજા કરે.

(૬) સરકારી અમલદારે કોઈપણ માણસ પાસેથી લાંચ અગર બક્ષીસ લેવી નહિ.

(૭) સરકારી નોકરોએ કોઇપણ જાતનો બીજો ધંધો કરવો નહિ.

**પ્ર૦** નાણાં મેળવવા કયાં કયાં અયોગ્ય કામ કર્યાં ?

**ઉ૦** કંપનીના ડિરેક્ટરોની નાણાંની ઉપરાઉપરી માગણીથી તેમજ તેના મદદગાર કૌંસીલરોમાંથી ફક્ત મી૦ બાર્વેલ સિવાયના બાકીના ત્રણ ( મી૦ ફ્રાન્સિસ, જન૦ ક્લેવરીંગ, કર્નલ મોન્સન ) સામા થવાથી તેને અયોગ્ય કામ કરવાં પડયાં તેથી તેનો અમલ નિંદાયો. અયોગ્ય કામો નીચે પ્રમાણેઃ—

(૧) બંગાળાના નવાબને ૬૦ લાખ રૂપીઆનું વર્ષાસન મળતું તેમાં ૪૪ લાખ રૂપીઆ આપવા કરી ૧૬ લાખ બચાવ્યા.

(૨) દિલ્હીના બાદશાહ શાહઆલમ પાસેથી કોરા અને અલ્હાબાદ પ્રાંત લઈ ૫૦ લાખ રૂપીઆ માટે અયોધ્યાના નવાબને વેચી દીધા.

(૩) બંગાળા, બહાર અને ઓઢીઆની સનંદ બદલ દર વર્ષે ૨૬ લાખ રૂપીઆ બાદશાહને આપવા પડતા તે બંધ કર્યા.

(૪) અયોધ્યાના નવાબ પાસેથી ૫૦ લાખ રૂપીઆ લઇ નવાબનો પક્ષ લઇ રોહીલાઓનો નાશ કર્યો.

(૫) કાશીનો રાજા ચૈયતસિંહ કંપનીને ૨૨ાા લાખ રૂપીઆ ખંડણી ભરતો. હેસ્ટિંગ્સે વધારે માગી તે ન આપવાથી તેને કાઠાડી મુકી વધારે ખંડણી લેવાની શરતે તેના ભત્રિજાને ગાદી આપી.

(૬) ચૈયતસિંહને મદદ કરવાનું તહોમત મૂકી અયોધ્યાની બેગમ પાસેથી જોરજુલમથી એક કરોડ રૂપીઆ લીધા.

**પ્ર૦** મરેઠી પહેલા વિગ્રહ વિષે શું જાણો છો ?

**ઉ૦** પુનાની ગાદી માટે રાઘોબાએ નારણરાવનું ખુન કરાવ્યું, પણ નાનાફડનવીસ વગેરે સરદારોએ નારાયણરાવના દીકરાને સવાઈ

માધવરાવ નામ ધારણ કરાવી કારભાર ચલાવવા માંડયો તેથી રાઘોબાએ ગાદી મેળવવા સાષ્ટી બેટ આપવાની શરતે ઇ. સ. ૧૭૭૫માં સુરત મુકામે મુબાઇ સરકાર સાથે સલાહ કરી, પણ કલકત્તા સરકારને તે વાત પસંદ નહિ પડવાથી માધવરાવને મદદ કરવા લખ્યું, અને ઇ. સ. ૧૭૭૬માં પુરંધર મુકામે સલાહ કરી, પણ માધવરાવ ફ્રેંચ ફોજ રાખી લશ્કર તૈયાર કરે છે એવી કલકત્તા સરકારને ખબર મળતાં મુંબાઇ સરકારની સલાહ કબુલ રાખી. મરેઠાઓએ મુંબાઇના લશ્કરને હરાવી ૧૭૭૯માં વારગામ મુકામે ફાવતી શરતો કરાવી. પણ કલકત્તાના સૈન્યના ઉપરી ગોદર્ડે આવી મરેઠી સૈન્યને હરાવ્યું. આથી ઇ. સ. ૧૭૮૨માં સાલબાઇ મુકામે સલાહ કરી લડાઇનો અંત આણ્યો. આ વિગ્રહ ઇ. સ. ૧૭૭૫–૮૨ સુધી ચાલ્યો.

પ્ર૦ મ્હેસુરી બીજા વિગ્રહની ટુંક હકીકત કહો.

ઉ૦ હૈદર ઉપર માધવરાવ પેશ્વા ચઢી આવ્યો ત્યારે શરત મુજબ મદદ કરી નહિ તથા માહીમ નજદીકનો કેટલોક મુલક અંગ્રેજોએ દબાવ્યો તેથી હૈદરે લડાઈ જોડી. શરૂઆતમાં ૧૭૮૦માં પેરામ્બોક આગળ કર્નલ બેલીને તથા ચીલાંબ્રમ આગળ સર આયરકુટને ઇ. સ. ૧૭૮૧માં હૈદરે હરાવ્યા પણ પાછળથી સરકુટે ૧૭૮૧ પોર્ટોનોવો, પોલીલોર, શોલીગર અને ચીલાંબ્રમ આગળ હૈદરને હરાવ્યો તેવામાં ૧૭૮૨માં ચિતુરમાં હૈદરનું મરણ થયું. તેના પછી તેના પુત્ર ટીપુએ લડાઇ ચાલુ રાખી, પણ તેમાં નહિ ફાવવાથી ઇ. સ. ૧૭૮૪માં મેંગલોર મુકામે સલાહ કરી લડાઇનો અંત આણ્યો.

પ્ર૦ હેસ્ટિંગ્સ પર ચાલેલી ફરીયાદની હકીકત કહો.

ઉ૦ કૌંસીલના મેમ્બરોની શીખવણીથી નંદકુમાર નામના બ્રાહ્મણે હેસ્ટિંગ્સ ઉપર લાંચ લેવાનું તહોમત મુકયું, પણ તેણે કોઈ કામમાં ખોટા દસ્તાવેજ બનાવેલો માલમ પડવાથી તેને ફાંસી દીધી અને હેસ્ટિંગ્સના તહોમતનો મુકર્દમો ઉડી ગયો. ઇ. સ. ૧૭૮૫ માં હેસ્ટિંગ્સ વિલાયત ગયો ત્યારે અયોધ્યાની બેગમ અને કાશીના રાજા પાસેથી જોરજુલમથી નાણાં કઢાવ્યા બાબત કેસ ચાલ્યો, તેમાં તે દશ લાખ રૂપીઆ ખરચ કરી નિર્દોષ ઠરી છુટી ગયો. ખર્ચને લીધે તે છેક ગરીબ હાલતમાં આવી ગયો, પણ કંપનીના ડિરેક્ટરોએ પાછળથી તેને નાણાંની સારી મદદ કરી.

પ્ર૦ ફોકસના બીલ વિષે શું જાણોછો ?

ઉ૦ હિંદની રાજ્યવ્યવસ્થા માટે ફોકસ નામના પ્રધાને બીલ ઘડયું તેમાં નીચે પ્રમાણે કલમો હતી.

(૧) કંપની પાસેથી રાજ્યસત્તા લઇ ઈંગ્લાંડને સોંપવી.

(૨) હિંદનો કારભાર ચલાવવા ૧૬ સભાસદોની કૌંસીલ નીમવી તેમાંના ૭ માણુસ વેપાર કરે અને ૯ માણુસ રાજ્યકારભાર કરે, પણ આ બીલ મંજુર થયું નહિ.

પ્ર૦ પીટના બીલ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ફોકસના બીલમાં કેટલોક વધારો ઘટાડો કરી પીટ નામના પ્રધાને બીલ મુકયું તે પસાર થયું તેમાં નીચે પ્રમાણે કલમો હતી.

(૧) કલકત્તાની કૌંસીલમાંથી એક મેમ્બર કમી કરી મુંબાઇ અને મદ્રાસના ગવર્નરને પણ એક એક કૌંસીલ આપવી.

(૨) હિંદના કારભાર પર દેખરેખ રાખવા માટે "બૉર્ડ ઑફ કંટ્રોલ" નામની મંડળી સ્થાપવી. તેઓ ડિરેક્ટરના કામ પર દેખરેખ રાખે. આ બીલ પાસ થયું.

## લૉર્ડ કાર્નવાલિસ. ૧૭૮૬-૧૭૯૩—૭.

હેસ્ટિંગ્સ સાહેબ ૧૭૮૫ માં વિલાયત ગયા તે વખતે નવો ગવર્નર જનરલ આવતા સુધી "મેકફર્સન સાહેબે" ૨૦ માસ સુધી ગવર્નર જનરલનું કામ કર્યું, પણ તેમના વખતમાં કંઈ જાણવા લાયક બનાવ બન્યો નથી. ત્યાર પછી લૉર્ડ કાર્નવાલિસે તે જગ્યાનો ચાર્જ સંભાળી લીધો.

પ્ર૦ આ ગવર્નર જનરલના વખતના મુખ્ય બનાવ કહો.

ઉ૦ (૧) જમાબંધીમાં સુધારો. (૨) મ્હૈસુરી ત્રીજો વિગ્રહ. (૩) સુધારા.

પ્ર૦ જમાબંધી (વસુલાત) માં શાં શાં ફેરફાર કર્યા?

ઉ૦ તેણે જમાબંધીના ત્રણ પ્રકાર ઠરાવ્યા.

(૧) જમીનદારી—મોટા જમીનદારોએ પોતાના તાબાની જમીનનો કુલ્લ આંકડો સરકારમાં ભરવો. તે રીત બંગાળામાં ચાલેછે.

(૨) ગામવારી—લોકોએ પોતાના ગામનો કુલ આંકડો સરકારમાં ભરવો. તે રીત વાયવ્યપ્રાંત, પંજાબ અને મધ્યપ્રાંતમાં ચાલે છે.

(૩) રૈયતવારી—દરેક ખેડુતે પોતાના તાબાની જમીનની કુલ્લ વિઘોટી સરકારમાં ભરવી. આ રીત મુંબાઇ અને મદ્રાસ ઇલાકામાં ચાલે છે.

પ્ર૦ મ્હૈસુરી ત્રીજા વિગ્રહ વિષે શું જાણોછો?

ઉ૦ આ લડાઇ ઇ. સ. ૧૭૯૦ થી ૧૭૯૨ સુધી ચાલી. ટીપુએ અંગ્રેજોના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર વગર કારણે ચઢાઈ કરી તથા અંગ્રેજોએ નિજામને પોતાના મિત્રોનાં નામ લખી

આપ્યાં તેમાં ટીપુનું નામ નહિ હોવાથી લડાઇ શરૂ થઇ. શીમોગા અને અરિકેરા આગળ ૧૭૯૧ માં તથા શ્રીરંગપટ્ટણ આગળ ૧૭૯૨ માં ટીપુ હાર્યો અને શ્રીરંગપટ્ટણ આગળ ૧૭૯૨ માં સલાહ કરી વિગ્રહનો અંત આણ્યો.

પ્ર૦ કાર્નવાલિસના વખતમાં થએલા સુધારા કહો.

ઉ૦ (૧) બંગાળાના જમીનદારોને જમીનદારીની રીત બાંધી આપી. (૨) ઇન્સાફ માટે કલકત્તામાં હાઇકોર્ટ સ્થાપી. (૩) નોકરોના પગાર વધારી લાંચ લેતા અટકાવ્યા. (૪) કલેકટર ને જડજોનાં કામ જુદાં પાડ્યાં. (૫) ગંદકી સાફ કરનારના પગાર વધાર્યા. (૬) દરેક વેપારીને ત્રણ હજાર ટન સુધી વેપાર કરવાની છુટ આપી. તે ઇ. સ. ૧૭૯૩ માં સ્વદેશ ગયો.

## સરજાનશોર ૧૭૯૩–૧૭૯૮–૫

પ્ર૦ સરજાનશોરની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ ગવર્નર જનરલને હિંદુસ્તાનનું જેટલું જ્ઞાન હતું તેટલું બીજા કોઇ અંગ્રેજને નહોતું. તેનો વિચાર દેશીરાજ્યોના કારભારમાં હાથ નહિ ઘાલતાં સલાહશાન્તિથી રાજ્ય ચલાવવાનો હતો.

પ્ર૦ તેના વખતની જાણવા લાયક મુખ્ય હકીકત કહો.

ઉ૦ (૧) નિઝામ ઉપર નાના ફડનવીસ ચઢી આવ્યો ત્યારે કરાર મુજબ અંગ્રેજોએ તેને મદદ કરી નહિ, તેથી નિઝામે સિકંદરાબાદની અંગ્રેજ છાવણી કાઢી મુકી, પોતાનું લશ્કર કેળવવા ફ્રેંચ સરદારો રાખ્યા.

(૨) ૧૭૯૫ માં કર્ણાટકનો નવાબ મહમદઅલ્લી મરણ પામવાથી તેની ગાદી તેના પુત્ર ઓમદતને આપી.

(૩) અયોધ્યાનો નવાબ અસોફઉદૌલા ૧૭૯૭માં મરણ પામ્યો. ગાદીને માટે તકરાર ઉઠતાં અંગ્રેજોએ ખરા હકદાર સાદતઅલીને ગાદી આપી. બીજા હકદાર વજીરઅલ્લીને કેદ કર્યો. આ પ્રમાણે કારભાર કરી ઇ. સ. ૧૭૯૮ માં તે સ્વદેશ ગયો.

## લૉર્ડ વેલેસ્લી ( મોર્નિંગ્ટન ) ૧૭૯૮–૧૮૦૫–૭.

**પ્ર૦** લૉર્ડ વેલેસ્લીની રાજ્યનીતિ કેવી હતી ?

**ઉ૦** જેમ બને તેમ દેશી રાજ્યોની સત્તા ઓછી કરી બ્રિટિશ રાજ્ય વધારવાની મહેચ્છા હતી.

**પ્ર૦** પોતાની રાજ્ય મેળવવાની ઇચ્છા કેવી રીતે પાર પાડી ?

**ઉ૦** આગલા ગવર્નર જનરલના સમયમાં અંગ્રેજોની મદદ નહિ મળવાથી નિઝામ, મરેઠા, ટીપુ વગેરે ફ્રેંચ નાયકો રાખી પોતાની મરજી મુજબ વર્તતા હતા. તેમને પોતાના પક્ષમાં લેવા વિચાર કર્યો, અને નિઝામ સાથે સલાહ કરી સિકંદરાબાદમાં અંગ્રેજી છાવણી રખાવી, પણ ટીપુ તથા મરેઠા કબજામાં આવ્યા નહિ.

**પ્ર૦** વેલેસ્લીના વખતના મુખ્ય બનાવ કહો.

**ઉ૦** (૧) મ્હૈસુરી ચોથો વિગ્રહ. (૨) ટીપુના રાજ્યની વહેંચણી. (૩) મરાઠી બીજો વિગ્રહ (૪) ખાલસા કરેલાં રાજ્ય ( ૫ ) ભરતપુરનો ઘેરો.

**પ્ર૦** મ્હૈસુરી ચોથા વિગ્રહ વિષે શું જાણો છો ?

**ઉ૦** ટીપુએ નિઝામના જેવી સલાહ કરવાની ના પાડી. એટલું જ નહિ પણ અંગ્રેજોને હિંદમાંથી કાઢવા માટે કાબુલના રાજા શુમાનશાહ તથા ફ્રેંચ સરદાર નેપોલીઅન બોનાપાર્ટ સાથે સંદે-

શા ચઢાવવા લાગ્યો તેથી લડાઇ થઇ. માલવેલી, સદાશીર અને શ્રીરંગપટ્ટણ આગળ લડાઇઓ થઇ તેમાં ટીપુ હાર્યો અને શ્રીરંગપટ્ટણ આગળ લડતાં લડતાં ટીપુ રણમાં પડયો તેથી વિગ્રહનો અંત આવ્યો. ઇ. સ. ૧૭૯૯.

પ્ર૦ ટીપુના રાજ્યની વહેંચણી વિષે શું જાણોછો ?

ઉ૦ આ રાજ્યની ત્રણ ભાગે વહેંચણ કરી (૧) મહીસુરની આજુબાજુનો મુલક કૃષ્ણરાયના કુંવરને આપ્યો (૨) પૂર્વ તરફનો ભાગ પોતે લઇ મદ્રાસ ઇલાકામાં જોડી દીધો. (૩) કેટલોક ભાગ પોતાના મદદગાર નિજામ તથા મરેઠાને વહેંચી આપ્યો. ટીપુના બે કુંવરોને વેલોરમાં કેદ કર્યા, પણ આગળ જતાં વેલોરના બંડમાં ભાગ લીધેલો જણાવાથી કલકત્તે મોકલાવી દીધા.

પ્ર૦ મરાઠી બીજા વિગ્રહ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ નાના ફડનવીસ ઇ. સ. ૧૮૦૦ મરણ પામતાં મરાઠી રાજ્યમાં કુસંપ પેઠો, પેશ્વા બાજીરાવ સિંધિઆના પક્ષમાં હોવાથી જશવંતરાવ હોલકરે ઇ. સ. ૧૮૦૧ માં પુના ઉપર સ્વારી કરી પેશ્વાને હરાવ્યો તેથી બાજીરાવે ઇ. સ. ૧૮૦૨ માં વસાઇ મુકામે અંગ્રેજો સાથે સલાહ કરી. આથી સિંધીઆ તથા ભોંસલેએ નારાજ થઇ લડાઇ જોડી.

પ્ર૦ આ લડાઇનું શું પરિણામ આવ્યું ?

ઉ૦ અસાઇ આગળ આર્થર વેલેસ્લીએ અને દિલ્હી તથા લાસ્વારી આગળ લોર્ડ લેક સિંધિઆને હરાવ્યો, તેમજ આરગામ આગળ આર્થર વેલેસ્લીએ સિંધિઆ તથા ભોંસલેને હરાવ્યા. આથી સિંધિઆએ સિરજીઅંજે ગામ આગળ ને ભોંસલેએ દેવગામ આગળ સલાહ કરી ઇ. સ. ૧૮૦૩.

પ્ર૦ હોલ્કર સાથેની લડાઇનું શું પરિણામ આવ્યું ?

ઉ૦ જાટ રાજાને ઉશ્કેરી રજપુતાનામાં લુંટફાટ ચલાવતો તેથી મોન્સન, ફ્રેજર અને લૉર્ડ લેકે દીગ અને ફરૂકાબાદ આગળ હરાવ્યો, પણ તાબે થયો નહિ તેથી તેને ફાવતી શરતો કબુલ કરી તેને શાન્ત પાડયો. ઇ. સ. ૧૮૦૪.

પ્ર૦ ભરતપુરના ઘેરા વિષે શું જાણો છો ?

ઉ૦ ભરતપુરના રાજાએ હોલ્કરને મદદ કરી, માટે લૉર્ડ લેકે તે ગઢને ઘેર્યો, પણ તે જીતાયો નહિ. ઇ. સ. ૧૮૦૫.

પ્ર૦ વેલેસ્લીએ કયાં કયાં રાજ્ય ખાલસા કર્યાં ?

ઉ૦ (૧) ઇ. સ. ૧૭૯૯માં તંજાવરના રાજાને પેન્સન બાંધી આપી તેનું રાજ્ય ખાલસા કર્યું. (૨) ઇ. સ. ૧૮૦૦માં સુરતના નવાબને પેન્સન બાંધી આપી રાજ્ય ખાલસા કર્યું. (૩) ૧૮૦૧માં કર્ણા-ટકના નવાબને પેન્સન બાંધી આપી તેનો મુલક તાબે કર્યો. (૪) ૧૮૦૧માં ફરૂકાબાદના નવાબને પેન્સન બાંધી આપી તેનું રાજ્ય ખાલસા કર્યું. (૫) અયોધ્યાના નવાબ સાથે લખનોરના કરાર લખાવી લઇ વાયવ્ય પ્રાંત મેળવ્યા (૬) ૧૮૦૧માં નિજામ પાસેથી લશ્કરી ખર્ચ બદલ બાલાઘાટ પ્રાંત મેળવ્યો. આવી રીતે પોતાની ધારણા પાર પાડી ૧૮૦૫માં સ્વદેશ ગયો.

## લૉર્ડ કાર્નવાલિસ—બીજીવાર ૧૮૦૫–૧૮૦૫—૦

પ્ર૦ કાર્નવાલિસને શામાટે ફરી મોકલવામાં આવ્યો ?

ઉ૦ વેલેસ્લીની લડાયક રાજ્યનીતિના સબબે સલાહશાન્તિની જરૂર હોવાથી તથા નાણાંની તંગી પડવાથી કાર્નવાલિસને મોકલવા-માં આવ્યો, પણ તે વૃદ્ધ હોવાથી અને તબીયત નાદુરસ્ત હોવાના કારણથી લૉર્ડ લેકને મળવા જતાં ગાજીપુર આગળ મરણ પામ્યો. ઇ. સ. ૧૮૦૫.

## સરજ્યૉર્જ બાલૉ ૧૮૦૫—૧૮૦૭—૨.

પ્ર૦ આ ગવર્નર જનરલના વખતની જાણવા લાયક હકીકત કહો.
ઉ૦ તે કૌંસીલનો વડા મેમ્બર હતો. તેની રાજ્યનીતિ પણ સરજાન-શોરની માફક ઢીલી હોવાથી સિંધિઆ તથા હોલ્કર પોતાની મરજી મુજબ વર્તવા લાગ્યા. તેઓ મદદ મેળવવા માટે શીખ રાજા પાસે ગયા, પણ મદદ નહિ મળવાથી તેમણે ઇ. સ. ૧૮૦૫માં સલાહ કરી. વેલોરના દેશી લશ્કરને હુકમ કરવામાં આવ્યો કે अ. બધાઓએ એકજ જાતનો પહેરવેશ પહેરવો. ब સરખી જાતનાં દાઢી મુછ રાખવાં. क તમામે શૂન્ય કપાળ રાખવાં. આવી જાતના હુકમો થવાથી તેમણે જાણ્યું કે આપણને ખ્રિસ્તી બનાવી વિલાયત લઈ જશે તેથી તેમણે બંડ કર્યું. તે જન૦ ગીલેસ્પીએ ઈ. સ. ૧૮૦૬માં સમાવ્યું. આ બંડમાં ટીપુનાં કુંવરોની શિખવણી હતી, એમ સમજી તેમને કલકત્તે મોકલી દેવામાં આવ્યા. બાલૉની રાજ્યનીતિ પસંદ નહિ પડવાથી ડિરેકટરોએ તેને મદ્રાસનો ગવર્નર નીમી તેની જગાએ લૉર્ડ મિન્ટોને મોકલ્યો.

## લૉર્ડ મિન્ટો. ૧૮૦૭—૧૮૧૩—૬.

પ્ર૦ લૉર્ડ મિન્ટોના સમયનું ટુંક વર્ણન કરો.
ઉ૦ (૧) ત્રાવણકોરના દિવાને તોફાન કરવાથી તે રાજ્ય જપ્ત કર્યું.
(૨) ૧૮૦૯માં ફ્રેંચોના મોરીસ અને બુર્બોન બેટ જીતી લીધા.
(૩) રૂશિઅન ધાસ્તીને લીધે अ પંજાબમાં મેટકાફ, ब અફગા-નિસ્તાનમાં એલ્ફીન્સ્ટંટ ને क ઇરાનમાં માલ્કમને મોકલી સલાહ કરી (૪) ઇ. સ. ૧૮૧૩માં કંપનીના પટ્ટામાં ફેરફાર કરી કંપનીને ફક્ત ચીનમાં વેપાર કરવાની સનંદ આપી અને હિંદમાં

બધા અંગ્રેજોને વેપાર કરવાની છૂટ આપી. તે ઇ. સ. ૧૮૧૩માં સ્વદેશ ગયો.

## લૉર્ડ હેસ્ટિંગ્સ (મોયરો) ઇ. સ. ૧૮૧૪–૧૮૨૩–૯.

પ્ર૦ તેના વખતના જાણવા લાયક મુખ્ય બનાવ કહો.

ઉ૦ (૧) નેપાળ સાથે વિગ્રહ (૨) પીંઢારી વિગ્રહ (૩) મરાઠી ત્રીજો વિગ્રહ. (૪) સુધારા.

પ્ર૦ નેપાળી વિગ્રહ વિષે શું જાણો છો ?

ઉ૦ સરહદ ઉપરનો કેટલોક મુલક દબાવી અંગ્રેજી મુલકમાં લુટફાટ ચલાવી તેથી લડાઇ થઈ. અંગ્રેજ સરદાર ગીલેસ્પી, વુડ, માર્લી અને આકટરલોની હતા. શરૂઆતમાં ગીલેસ્પીને વિજય મળ્યો નહિ, પણ પાછળથી આકટર લોનીએ ઇ. સ. ૧૮૧૪માં નળગઢ જીતી લઇ અંગ્રેજોની ચઢતી કરી, અને મલુન, મકવાનપુર અને હરિહરપુરની લડાઇઓમાં ગુરખાઓને હરાવ્યા તેથી તેમણે ૧૮૧૬માં સેગાઉલી મુકામે સલાહ કરી વિગ્રહનો અંત આણ્યો. આ વિગ્રહ ઇ. સ. ૧૮૧૪થી ૧૮૧૬ સુધી ચાલ્યો.

પ્ર૦ પિંઢારી વિગ્રહ વિષે શું જાણો છો ?

ઉ૦ મોગલાઇ સત્તા ઓછી થવાથી તેમાંથી નિરૂદ્યમી થએલા લોકોની આ લુટારૂ ટોળીઓ બંધાએલી હતી, તેમને સિંધિઆ, હોલ્કર વગેરે તરફથી છાનો મદદ મળતી હતી. તેઓ લુટફાટ કરી પ્રજાને ઘણું દુઃખ દેતા હતા. તેમના આગેવાનો (૧) અમીરખાન (૨) કરીમખાન (૩) ચીતુ અને (૪) વસીલ મહમદ હતા. હેસ્ટિંગ્સે તેમને વશ કરવા સવા લાખ માણસનું લશ્કર એકઠું કરી તેમના રહેઠાણ મધ્ય હિંદુસ્તાનને ચારે તરફથી ઘેરી તેમના

ગામ બાળવા માંડયા. આથી છેવટે તેઓ શરણે થયા. તેથી અમીરખાનને ટાંકની જાગીર આપી. કરીમખાન ગોરખપુર ગયો. ચિતુ જંગલમાં નાશી ગયો, ત્યાં તેને વાઘે મારી નાખ્યો. અને વસીલ મહમદ સિંધિઆને આશ્રયે ગયો. આ કામમાં સરજૉનમાલ્કમે સારી મદદ કરી હતી ઇ. સ. ૧૮૧૭.

પ્ર૦ મરાઠી ત્રીજા વિગ્રહ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ વખતે પેશ્વા, હોલ્કર અને ભોંસલાએ લડાઇ જોડી. આ પેશ્વા વસાઇની સલાહ કર્યા પછી અંગ્રેજોથી સ્વતંત્ર થવા હોલ્કર સાથે મસલત ચલાવતો હતો, તેમજ ગાયકવાડ સરકારે હિસાબ કરવા સારૂ અંગ્રેજોની બાંહે ધરીથી ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યા હતા. તેમનું બાજીરાવના પ્રધાન ત્ર્યંબકજી ડેંગલેએ પંઢરપુરમાં ખુન કરાવ્યું. આથી અંગ્રેજોએ ત્ર્યંબકજીને કેદ કરી બાજીરાવ સાથે ૧૮૧૭માં વસાઇ મુકામે સલાહ કરી, પણ બાજીરાવે રેસીડન્ટ એલ્ફીન્સ્ટનના બંગલા પર હલ્લો કર્યો. ખડકી, કોરેગામ અને આસ્ટેની લડાઈઓ થઇ તેમાં બાપુ ગોખલે નામનો વીર સરદાર મરાવાથી બાજીરાવ અંગ્રેજ સરદાર માલ્કમ સાહેબને શરણે આવ્યો, તેથી તેને આઠ લાખનું વર્ષાસન બાંધી આપી કાનપુર પાસે બીથુર ગામમાં રહેવાની રજા આપી તેનું રાજ્ય ખાલસા કર્યું ૧૮૧૭. બાજીરાવ ઇ. સ. ૧૮૫૩માં મરણ પામ્યો, અને પેશ્વાઇનો અંત આવ્યો.

ભોંસલા—નાગપુરમાં પરસાજી કરીને ગાંડા જેવો રાજા રાજય કરતો હતો. તેને મારી તેનો પિતરાઇ આપાસાહેબ ગાદી પર આવ્યો તેણે અંગ્રેજો સાથે સલાહ કરી નાગપુરમાં અંગ્રેજી લશ્કર રાખ્યું, પણ પાછળથી ૧૮૧૭ માં અંગ્રેજ રેસીડન્ટ જેન્કીન્સન પર

હલ્લો કર્યો. આથી તેને જબલપુર અને નાગપુર આગળ હરાવ્યો. આપા સાહેબ નાશી ગયો, અને તેની જગ્યાએ બીજા રઘુજીને ગાદીએ બેસાડ્યો. તે અપુત્ર મરણ પામતાં ૧૮૫૩ માં તેનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું.

ક હોલ્કર–૧૮૧૧ માં જસવંતરાવ હોલ્કર ગાંડો થઇ મરણ પામતાં તેના બાળપુત્રને ગાદીએ બેસાડી તેની સ્ત્રી તુળસીબાઇ કારભાર ચલાવવા લાગી. તેનો વિચાર અંગ્રેજો સાથે સલાહસંપ રાખવાનો હતો, પણ સરદારોને વાત પસંદ નહિ પડવાથી તેને મારી નાંખી લડાઇ જોડી. અંગ્રેજ સરદાર હીસ્લોપે માહીદપુર આગળ ૧૮૧૭ માં હોલ્કરના લશ્કરને હરાવી મંદેસર મુકામે સલાહ કરવાની ફરજ પાડી.

પ્ર૦ આ ગવર્નર જનરલના વખતમાં કયા કયા સુધારા થયા ?

ઉ૦ (૧) કેળવણી વધી. (૨) વર્તમાનપત્ર નીકળ્યાં. (૩) અંગ્રેજી કેળવણીની શરૂઆત થઈ.

પ્ર૦ બીજા પરચુરણ કયા બનાવ બન્યા ?

ઉ૦ (૧) કચ્છના રાવ બહારમલજી પદભ્રષ્ઠ થયા. ફ્રેંચ અને ડચનાં થાણાં પાછાં આપ્યાં (૩) ઇ. સ. ૧૮૧૯ માં સીંગાપોર બેટ મળ્યો. પછી તે ઇ. સ. ૧૮૨૩ માં સ્વદેશ ગયો ત્યાં સારી નોકરી કરવા બદલ તેને ૭ લાખ રૂપીઆની કિંમતનો વજીફો ઇનામ તરીકે મળ્યો.

## લૉર્ડ આમહર્સ્ટ ઇ. સ. ૧૮૨૩–૧૮૨૮–૫.

પ્ર૦ આ ગવર્નર જનરલના વખતમાં કયા કયા મુખ્ય બનાવ બન્યા ?

ઉ૦ (૧) પહેલો બ્રહ્મીવિગ્રહ (૨) ભરતપુરની જીત.

પ્ર૦ બ્રહ્મી વિગ્રહની જાણવા લાયક ટુંક હકીકત કહો.

ઉ૦ આ રાજ્યની સ્થાપના ઇ. સ. ૧૭૫૦ માં આલોમ્પા નામના સરદારે કરી હતી. હાલના રાજાના જુલમથી કેટલાક લોકો અંગ્રેજને આશ્રયે આવી રહ્યા હતા તે પાછા આપ્યા નહિ તથા તે રાજાએ અંગ્રેજી સરહદમાં લુંટફાટ કરવા માંડી તેથી વિગ્રહ શરૂ થયો. અંગ્રેજ સરદાર સર આર્ચીબાલ્ડ કેમ્પબેલ હતો અને ફ્રેંચ સરદાર મહા બાંદુલા તથા નરકાધિપતિ હતા. આ સરદારો ગવર્નર જનરલને પકડીને બાંધી લઇ જવા માટે સોનાની સાંકળો લાવ્યા હતા. ત્યાંના હવા પાણી રોગિષ્ઠ હોવાથી લગભગ વીસ હજાર માણસનો નાશ થયો. બ્રહ્મીલોકો જાદુ વિદ્યાના બળથી હિંદી લશ્કરનો નાશ કરે છે. આવી ગેરસમજને લીધે ૪૭ મી દેશી પલ્ટનના સિપાઇઓ તેમની સામે લડવા માટે આનાકાની કરવા લાગ્યા, અને બંડ કર્યું, પણ તે સમાવ્યું, અને બળવાખોરોને શિક્ષા કરી. છેવટે પ્રોમ, પેગામ અને રંગુન આગળ બ્રહ્મીઓને ઇ. સ. ૧૮૨૫ માં હરાવ્યા તેથી તેમણે ૧૮૨૬ માં યાન્દાબો મુકામે સલાહ કરી.

પ્ર૦ ભરતપુરના ઘેરા વિષે શું જાણો છો ?

ઉ૦ ભરતપુરનો રાજા ઇ. સ. ૧૮૨૫ માં અપુત્ર મરણ પામતાં તેનો ભાઇ બળવંતસિંહ ગાદી પર આવ્યો, પણ તેને મરનારના સગા દુર્જનશાલે ઉઠાડી મુકયો. આથી અંગ્રેજોએ બળવંતસિંહનો પક્ષ પકડી લૉર્ડ કામ્બરમિયરને મોકલ્યો તેણે ૧૮૨૭ માં ભરતપુરનો અજીતગઢ જીતી લઇ ૧૮૦૫ માં લૉર્ડ લેકને મળેલી

નામોશી ટાળી. આમ્હર્સ્ટ ઇ. સ. ૧૮૨૮ માં સ્વદેશ ગયો તેની જગ્યાએ બેન્ટિક સાહેબ આવ્યા.

## લૉર્ડ વિલિયમ બેન્ટિક ઇ. સ. ૧૮૨૮–૩૫–૭:

પ્ર૦ એમના સમયની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તેણે અંગ્રેજી સત્તા વધારવા પર નજર નહિ રાખતાં દેશીઓનું ભલું કરવા પ્રયત્ન કર્યો, તેથી તે બધા ગવર્નર જનરલમાં ઉત્તમ ગણાય છે. વેલોરના બંડ વખતે તે મદ્રાસમાં ગવર્નર હતા.

પ્ર૦ આ ગવર્નર જનરલે કયા કયા સુધારા કર્યા ?

(૧) બ્રહ્મી વિગ્રહમાં થએલો ખર્ચ પુરો કરવા માટે વસુલાતખાતામાં સુધારો કરી સ્થાયી ખર્ચમાં ઘટાડો કર્યો તથા માળવી અફીણ ઉપર જકાત નાખી.

(૨) સતી થવાનો ક્રૂર રિવાજ બંધ કરાવ્યો. ૧૮૨૯

(૩) ઠગ ફાંસીઆનો નાશ કર્યો, અને પકડાએલાઓને જબલપુરમાં તંબુ વણવાને ઉદ્યોગે વળગાડયા. આ કામમાં કપ્તાન સ્લીમને સારી મદદ કરી.

(૪) કંપનીના પટ્ટામાં ફેરફાર કરી કંપનીને ફક્ત રાજ્ય ચલાવવાનું ઠરાવ્યું, અને બધા અંગ્રેજોને હિંદ તથા ચીનમાં વેપાર કરવાની છુટ આપી. ગવર્નર જનરલની કૌંસીલમાં ત્રણને બદલે ચાર મેમ્બર કર્યા.

(૫) રાજા કે નવાબ અપરાધ કરે તો તેને પણ શિક્ષા કરવાનો કાયદો કર્યો.

( ૬ ) જલદીથી ન્યાય મળે તેવો ધારો દાખલ કર્યો.

( ૭ ) દેશી લોકોને જડ્જની નોકરી આપવાનો કાયદો કર્યો.

( ૮ ) કચેરીઓમાં ફારસીને બદલે અંગ્રેજી ભાષા દાખલ કરી.

( ૯ ) દેશીઓને અંગ્રેજી તથા સંસ્કૃત કેળવણી આપવાની શરૂ કરી.

(૧૦) નરમેધ તથા દૂધપીતિ કરવાનો રિવાજ બંધ કરાવ્યો.

(૧૧) કાયદાનું કમીશન નીમી લૉર્ડ મેકોલે પાસે સુધારો કરાવ્યો.

(૧૨) વાયવ્ય પ્રાંતના વસુલાતે ખાતામાં સુધારો કરી ગામ-વારી ઠરાવી.

(૧૩) આગબોટો શરૂ થઈ, અને યુરોપ જવાનો ટૂંકો રસ્તો નીકળ્યો.

પ્ર૦ આ ગવર્નર જનરલે કયાં કયાં રાજ્ય ખાલસા કર્યા ?

ઉ૦ (૧) કાચારનો રાજા અપુત્ર મરણ પામતાં તે રાજ્ય ખાલસા કર્યું. ઇ. સ. ૧૮૩૨.

( ૨ ) કુર્ગનો રાજા ગાંડો થઈ રૈયતને દુઃખ દેતો હતો, તેથી પ્રજાની મરજીથી તે રાજ્ય ખાલસા કર્યું. ૧૮૩૪. કુર્ગના રાજ્યમાં આ કારણથી પ્રજાને હથિઆરબંધીનો કાયદો લાગુ નથી.

( ૩ ) મ્હૈસુરના રાજ્યમાં અંધેર ચાલતું હોવાથી તે રાજ્ય ઉપર જપ્તી બેસાડી. એ પ્રમાણે કારભાર કરી બેન્ટિક સાહેબ ૧૮૩૫ માં વિલાયત ગયા.

## સર ચાર્લ્સ મેટ્કાફ ૧૮૩૫-૧૮૩૬-૧.

પ્ર૦ આ ગુવર્નર જનરલ વિષે શું જાણો છો ?

ઉ૦ તે વિલિયમ બેંન્ટિકના મતને મળતો હતો. તેણે લોકો પોતાના વિચાર સ્વતંત્ર રીતે જાહેર કરી શકે, માટે વર્તમાનપત્રોને સંપૂર્ણ છુટ આપી, પણ આ વિચાર વિલાયતના કોન્ઝરવેટીવ પક્ષને પસંદ નહિ પડવાથી તેમને પાછા બોલાવી લૉર્ડ આકલાંડને મોકલ્યા.

## લૉર્ડ આકલાંડ ઇ. સ. ૧૮૩૬-૪૨-૬.

પ્ર૦ લૉર્ડ આકલાંડના સમયમાં જાણવા લાયક મુખ્ય બનાવ ક્યા બન્યા ?

ઉ૦ (૧) અયોધ્યામાં બંડ. (૨) સતારાના રાજાનો દ્રોહ (૩) અફ્ઘાન પહેલો વિગ્રહ (૪) ચિનાઇ પહેલો વિગ્રહ.

પ્ર૦ અયોધ્યાના બંડ વિષે શું જાણો છો ?

ઉ૦ અયોધ્યાનો નવાબ સાદતઅલ્લી મરણ પામતાં અંગ્રેજે મરનારના કાકાને ગાદી આપી, પણ બેગમે દત્તપુત્રલઇ બંડ મચાવ્યું, આકલાંડે તે શાન્ત કરી નવાબના કાકાને ગાદી આપી.

પ્ર૦ સતારાના રાજ્યદ્રોહ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ સતારાના પ્રતાપસિંહે અંગ્રેજ સામે થવા કાવતરૂં રચ્યું, તેથી અંગ્રેજોએ તેને ઊઠાડી મુકી તેના ભાઇ બાળા સાહેબને ગાદી આપી ઇ. સ. ૧૮૩૯-૪૦.

પ્ર૦ અફ્ઘાન વિગ્રહ વિષે જાણવા લાયક ટુંક હકીકત કહો.

ઉ૦ કાબુલના રાજા ગુમાનશાહના મરણ પછી તેનો ભાઇ શાહસુજા ગાદી પર આવ્યો, પણ તે દમ વગરનો હોવાથી તેને ઊઠાડી મુકી દોસ્તમહમદ ગાદી ઉપર બેઠો. શાહસુજા ત્યાંથી નાશી આવી પંજાબના શીખ રાજા રણજીતસિંહના આશ્રય નીચે લુધીઆનામાં રહેતો હતો. આ સમયે રૂશિઅન ધાસ્તીને લીધે લૉડ આકલાંડે અમીર સાથે સલાહ કરવા માટે કપ્તાન બર્નને મોકલ્યો ઇ. સ. ૧૮૩૭. પણ અમીરે તે એલચીને પોતાના મુલકમાં પેસવા દીધો નહિ, ને રૂશિઅન એલચીને માન આપ્યું. આથી આકલાંડે ખરા હકદાર શાહસુજાને ગાદી અપાવવા ગોઠવણ કરી. રણજીતસિંહ સાથે સલાહ કરી તેને પણ આકલાંડે પોતાના પક્ષમાં લીધો, અને અંગ્રેજ ને શીખ પલટણો લઈ શાહસુજા કાબુલ ઉપર ચઢયો. દોસ્તમહમદ વગર લડે ઉત્તર તરફ નાઠો, અને કાબુલ, કંદહાર, ગીજની જીતી લઇ ૧૮૩૯માં શાહસુજાને ગાદીએ બેસાડયો, અને રક્ષણ માટે કેટલુંક અંગ્રેજી લશ્કર રાખ્યું. દોસ્તમહમદે ઉત્તર તરફથી આવી લડાઇ ચલાવી, પણ જનરલ સેલે ઇ. સ. ૧૮૪૦માં પરવાન આગળ હરાવી કેદ પકડયો, અને કલકત્તે મોકલાવી દીધો.

પ્ર૦ ફરીથી તોફાન થવાનું કારણ કહો.

ઉ૦ (૧) શાહસુજાને પરદેશી રાજાએ ગાદી આપી તેથી તેના ઉપર પ્રજાનું હેત નહોતું. (૨) અંગ્રેજી લશ્કરની ચાલ ખરાબ હતી. (૩) દોસ્તમહમદના દીકરા અકબરખાનની ઉશ્કેરણી વગેરે કારણોથી અફઘાનોએ અકબરખાનની સરદારી નીચે બંડ કરી એલ્ફીસ્ટંટ, મેકનોટન, અને શાહસુજાને મારી નાખ્યા. અને હિંદમાં પાછા આવવા નીકળેલા અંગ્રેજી લશ્કરનો વિશ્વાસઘાતથી નાશ

કર્યો. આ માઠા સમાચાર કહેવાને ફક્ત ડૉક્ટર બ્રાઇડાન બચ્યો, તેણે જલાલાબાદમાં જઈ રૉબર્ટસેલને આ હકીકત કહી. આ સ્થિતિ ચાલતી હતી તેવામાં આકલાંડના ઓદ્ધાની મુદત પુરી થવાથી તે સ્વદેશ ગયો, અને તેની જગાએ એલનબરો આવ્યા ઇ. સ. ૧૮૪૨.

પ્ર૦ ચિનાઈ વિગ્રહ વિષે શું જાણોછો ?

ઉ૦ ચીનમાં અફીણની બદી વધતી જતી હોવાથી અંગ્રેજ વેપારીઓને તે વેપારની મના કરવા રાજાએ ફરમાવ્યું, પણ તે ગણુકાર્યું નહિ તેથી ચીનના રાજાએ અંગ્રેજ વેપારીઓની અફીણની પેટીઓનો નાશ કર્યો. આ વાતની કલકત્તાના ગવર્નર જનરલને ખબર પડતાં લૉર્ડ ગોફની સરદારી નીચે લશ્કર મોકલ્યું, તેણે ચીનાઓને હરાવ્યા અને પાંચ બંદરોમાં વેપાર કરવાની છુટ મેળવી વિગ્રહનો અંત આણ્યો. ઇ. સ. ૧૮૪૨.

## લૉર્ડ એલનબરો. ૧૮૪૨-૧૮૪૪-૨.

પ્ર૦ આ ગવર્નર જનરલના વખતમાં મુખ્ય બનાવો કયા બન્યા ?

ઉ૦ (૧) અફઘાન વિગ્રહનું વેર વાળ્યું. (૨) સિંધ વિગ્રહ. (૩) સિંધિઆ વિગ્રહ.

પ્ર૦ અફઘાન વિગ્રહનો અંત કેવી રીતે આણ્યો ?

ઉ૦ જલાલાબાદમાં ટકી રહેલા જન૰ સેલને મદદ કરવા તેમજ કંદહારમાં ટકી રહેલા જન૰ નોટને મદદ કરવા જન૰ પોલોક તથા જન૰ ઇંગ્લાંડને મોકલ્યા, તેમણે અફઘાનોના સરદાર અકબરખાનને કંદહાર આગળ ભારે હાર ખવરાવી કેદીઓને છોડવી

કાબુલના બજારની હજારો દુકાનો બાળી મુકી, વિજયની યાદગીરી દાખલ સોમનાથ મહાદેવના દહેરાનાં સુખડનાં કમાડ લઈ બધું લશ્કર હિંદમાં પાછું આવ્યું. ૧૮૪૨. દોસ્તમહમદને છુટો કરી તેના દેશમાં મોકલી દીધો.

પ્ર૦ સિંધ વિગ્રહ વિષે શું જાણો છો ?

ઉ૦ (૧) અફઘાન વિગ્રહ વખતે સિંધના અમીરોએ તેમના મુલકમાં થઇને જતાં અંગ્રેજી લશ્કરને અડચણ કરી.

(૨) અંગ્રેજી માલ પર જકાત નાખી (૩) સિંધમાં રેસીડંટ રાખવાની ના પાડી. તેનું સમાધાન કરવા એલનબરોએ અમીરો સાથે કેટલાક સંદેશા ચલાવ્યા, પણ તેનું ઇષ્ટ પરિણામ નહિ આવવાથી સરચાર્લ્સ નેપિયરને લશ્કર લઇને મોકલ્યો તેણે મીયાની અને હૈદરાબાદ આગળ અમીરોના લશ્કરને હરાવી સિંધપ્રાંત ખાલસા કર્યો ઇ. સ. ૧૮૪૩.

પ્ર૦ સિંધિઆ વિગ્રહ વિષે શું જાણોછો ?

ઉ૦ ઇ. સ. ૧૮૪૩ માં જંકોજી સિંધિઆ મરણ પામતાં તેની સ્ત્રી તારાબાઇએ જીયાજીરાવને દત્તક લઇ કારભાર ચલાવવા માંડયો તેને અંગ્રેજોએ નીમેલા કારભારી સાથે બનતું નહિ હોવાથી અંગ્રેજોએ કારભારીનો પક્ષ લઇ લડાઇ જોડી, સદરહુ ગોફે મહારાજપુર અને પનીઆરની લડાઇમાં સિંધિઆના લશ્કરને હરાવ્યું અને ૧૮૪૪ માં ગ્વાલીઅર મુકામે સલાહ કરી વિગ્રહનો અંત આણ્યો.

એલનબરોના કારભારથી નારાજ થઇ ડિરેકટરોએ તેને પાછો બોલાવી લઇ તેની જગાએ લોર્ડ હાર્ડિંજ સાહેબને મોકલ્યા. ૧૮૪૪.

## લૉર્ડ હાર્ડિંજ સાહેબ ૧૮૪૪-૧૮૪૮-૪.

પ્ર૦ તેમના વખતમાં જાણવા લાયક કયા બનાવ બન્યા ?

ઉ૦ તેનો એક હાથ લિગ્નિના રણસંગ્રામમાં કપાઇ ગએલો હતો. તે લડવૈયો અને બહાદુર હતો. તેના વખતમાં (૧) શીખ પહેલો વિગ્રહ અને કેટલાક સુધારા થયા છે,

પ્ર૦ શીખ લોકો વિષે શું જાણો છો ?

ઉ૦ આ ધર્મ ૧૪૯૬ માં ગુરૂ નાનકે સ્થાપ્યો. તે ધર્મમાં હિંદુ તથા મુસલમાનો દાખલ થઇ શકતા. જ્યાં સુધી તેમના તરફ કોઇ અન્યધર્મીઓનો ઉપદ્રવ નહોતો ત્યાં સુધી તેઓ ઘણી શાન્તીથી રહ્યા, પણ આગળ જતાં ધર્માંધપણાથી ઓરંગજેબ તથા તેના વારસોએ તેમના પર જુલમ ગુજારવાથી તેઓ લડાયક પ્રજા બની. પહેલ વહેલા ગુરુ ગોવિંદસિંહે તેમને લશ્કરી કેળવણી આપવા માંડી ધાર્મિક જુસ્સો ઉત્પન્ન કર્યો. આગળ જતાં કાબુલના બાદશાહ ઝમાનશાહે ઇ. સ. ૧૮૦૦ માં ગુરુ રણજીતસિંહને પંજાબનો સુબો નીમ્યો. આ વખતે તેની ઉંમર વીશ વર્ષની હતી. તેની સાથે ૧૮૦૯ માં લૉર્ડ મિન્ટો સાહેબે મેટકાફને મોકલી તેમજ આકલાંડ સાહેબે અફ્ઘાન વિગ્રહ વખતે સલાહ કરી હતી તે તેણે પોતાના જીવતા સુધી પાળી. ઝમાનશાહના મરણ કેડે અમીરોમાં માંહોમાંહે કુસંપ થતાં પોતે સ્વતંત્ર થઇ પંજાબ તાબે કરી રાજ્યપદ ધારણ કર્યું. તે ઘણો બળવાન હતો તેમજ તેનો પ્રજા, લશ્કર અને સરદારો પર સારો દાબ હતો. અંગ્રેજો પણ તેમના પરાક્રમથી છક થઇ ગયા હતા, અને તેને પંજાબના સિંહની ઉપમા આપી હતી. આ વીરનર ઇ,

સ. ૧૮૩૯ માં મરણ પામતાં ગાદી માટે માંહોમાંહે કુસંપ થયો તેથી અંગ્રેજોને વચ્ચે પડવું પડયું.

પ્ર૦ શીખ વિગ્રહ વિષે જે જાણતા હો તે કહો.

ઉ૦ રણજીતસિંહના મરણ પછી કરકસિંહ, નિહાલસિંહ અને શેરસિંહ ગાદી ઉપર આવ્યા, પણ રાજ્યની ખટપટને લીધે થોડાજ વખતમાં તેમનાં દગા ફટકાથી મરણ થયાં. આથી છેવટે રણજીતસિંહની રાણી ચંદાકુંવરે બાળકુંવર દુલીપસિંહને ગાદીએ બેસાડી કારભાર ચલાવવા માંડ્યો, અને કારભારમાં મદદ કરવા માટે (૧) લાલસિંહ (૨) જુહારસિંહ (૩) ગુલાબસિંહ અને (૪) છત્રસિંહની ખાલસા નામની સભા ઠરાવી. આ ખાલસા સભાનું લશ્કરી બળ વધી પડવાથી બ્રિટિશ હદમાં લુંટફાટ ચલાવવા માંડી, આથી અંગ્રેજોને તેમનું બળ અટકાવવા લડાઇ જોડવી પડી. અંગ્રેજ સરદાર સ્મીથ અને ગોફે મુડકી, ફીરોજપુર આગળ ૧૮૪૫ માં તથા અલીવાલ અને સોબ્રાઉન આગળ ૧૮૪૬ માં શીખ સરદાર શામસિંહ, તેજસિંહ, લાલસિંહ અને છત્રસિંહને હરાવી ૧૮૪૬ માં લાહોર મુકામે સલાહ કરવાની ફરજ પાડી. તેમાં લડાઇના ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ લેવાના તથા લાહોરમાં અંગ્રેજી રેસીડન્ટ રાખવાની શરતો થઇ, અને વિગ્રહનો અંત આવ્યો.

પ્ર૦ હાર્ડિંજ સાહેબે કયા કયા સુધારા કર્યા?

ઉ૦ (૧) હોશીઆર લડનારાઓને ચાંદ આપવાનો ઠરાવ કર્યો. (૨) છોડીઓને દૂધપીતી કરવાનો ચાલ બંધ કર્યો. (૩) ઓઢીઆમાં થતો નરમેધ અટકાવ્યો. (૪) નાક, કાન, કાંડાં કાપવાનો ક્રુર રિવાજ

બંધ કર્યો. (૫) રાહદારી હાંસલ માફ કરાવી વેપારને ઉત્તેજન આપ્યું. (૭) રૂરકીમાં શિલ્પશાળા સ્થાપવામાં આવી. આ અને બીજા કેટલાક સુધારા કરી ઇ. સ ૮૪૮ માં સ્વદેશ ગયા, ત્યાં તેમને ઉમરાવ પદવી આપવામાં આવી. તેમની જગાએ ઇ. સ. ૧૮૪૮ માં ડેલહૌસી આવ્યા.

## લોર્ડ ડેલહોસી ઇ. સ. ૧૮૪૮-૫૬-૮.

પ્ર૦ તેમના વખતમાં જાણવા લાયક કયા બનાવ બન્યા ?

ઉ૦ (૧) બીજો શીખ વિગ્રહ, (૨) બીજો બ્રહ્મી વિગ્રહ (૩) ખાલસા કરેલાં દેશી રાજ્યો (૪) કંપનીના પટામાં ફેરફાર (૫) સુધારા.

પ્ર૦ શીખ સાથેના બીજા વિગ્રહ વિષે શું જાણો છો ?

ઉ૦ મુલતાનના સુબા લાલા મુળરાજે તોફાન મચાવી અંગ્રેજ સરદાર મી૦ અગન્યુ તથા મી૦ એડરસનને મારી નંખાવ્યા તેથી લડાઇ થઈ. અંગ્રેજ સરદાર એડવર્ડ તથા લૉર્ડ ગૉફ હતા, અને શીખ સરદાર શેરસીગ, છત્રસીગ અને મૂળરાજ હતા. કીનેરી, સદુસેન અને રામનગર આગળ ઇ. સ. ૧૮૪૮ માં તથા ચીલીઅનવલા અને ગુજરાત આગળ ૧૮૪૯ માં લડાઇઓ થઈ. ચીલીઅનવલાની લડાઇમા અંગ્રેજના ૩૮ અમલદાર અને ૬૦૦ સિપાઇઓ માર્યા ગયા. તેમજ ત્રણ પલટણના વાવટા તથા ૪ તોપો શીખ લોકોએ લઇ લીધી, પણ પાછળથી ઇ. સ. ૧૮૪૯ માં ગુજરાતની લડાઇમા લૉર્ડગૉફે શીખ લશ્કરને સંપૂર્ણ હરાવ્યુ, અને પંજાબ પ્રાંત ખાલસા કરી દુલિપસીંહને ૫ લાખ

૮૦ હજારનું વર્ષાસન બાંધી આપ્યું. તે ખ્રિસ્તી થઇ વિલાયતમાં રહેતા હતા.

**પ્ર૦** પંજાબ પ્રાંતની વ્યવસ્થા કેવી રીતે કરી ?

**ઉ૦** શીખ રાજાને સાલીઆણું બાંધી આપી તે પ્રાંતનો વહીવટ ચલાવવા સર જાન લોરેન્સ તથા સર રૅાબર્ટ નેપીઅરને મુકયા. તેમણે ત્યાંની રૈયતપરના ભારે કર હલકા કરી તથા કેટલાક સુધારા દાખલ કરી ઘણું માન મેળવ્યું. લોકો પાસેથી હથીઆર લઇ લીધાં, અને દેશનો સારો બંદોબસ્ત કર્યો. શીખ લોકો આ રાજ્યથી એટલા બધા સુખી થયા, કે આગળ જતાં દેશી લશ્કરના બળવા વખતે નિમકહલાલી બતાવી બળવો બેસાડવામાં મદદગાર થયા.

**પ્ર૦** બીજા બ્રહ્મી વિગ્રહ વિષે જાણવા લાયક હકીકત કહો.

**ઉ૦** રંગુનના સુબાએ અંગ્રેજ વેપારીઓને નુકસાન કર્યું તથા અંગ્રેજી અમલદારોનું અપમાન કરવા લાગ્યો, તેથી લૉર્ડ ડેલહૌસીએ જન૦ ગોડવીન અને લેમ્બર્ટને ફોજ આપી મોકલ્યા તેમણે ૧૮૫૨ માં બ્રહ્મીરાજને રંગુન અને પેગુ આગળ હરાવી પેગુ પ્રાંત ખાલસા કર્યો. રંગુન, અકયાબ, આમહર્સ્ટ વગેરે બંદરો અંગ્રેજી આશ્રય નીચે આવ્યા પછી ઘણાં આબાદ થયાં છે.

**પ્ર૦** આ ગવર્નર જનરલે કયાં કયાં રાજ્ય ખાલસા કર્યાં ?

**ઉ૦** કોઇ દેશી રાજા અપુત્ર મરી જાય તેને દત્તપુત્ર લેવાનો હક બંધ કર્યો તથા જે રાજ્યમાં અંધેર ચાલતું હોય તેવાં રાજ્યો પણ ખાલસા કરી અંગ્રેજી સત્તા વધારી. તેણે ખાલસા કરેલાં રાજ્ય નીચે મુજબ.

| મુલક. | સાલ. | કારણ |
|---|---|---|
| (૧) સતારા | ૧૮૪૯ | રાજા અપુત્ર મરવાથી. |
| (૨) પંજાબ | ૧૮૪૯ | લડાઈમાં હરાવી ખાલસા. |
| (૩) રંગુન | ૧૮૫૨ | બ્રહ્મી બીજા વિગ્રહમાં. |
| (૪) ઝાંસી | ૧૮૫૩ | રાજા અપુત્ર મરવાથી. |
| (૫) નાગપુર | ૧૮૫૩ | રાજા અપુત્ર મરવાથી. |
| (૬) વરાડ | ૧૮૫૩ | નિઝામ પાસેથી લશ્કરી ખર્ચ બદલ. |
| (૭) સંબલપુર | ૧૮૫૩ | રાજા અપુત્ર મરવાથી. |
| (૮) અયોધ્યા | ૧૮૫૬ | રાજ્યમાં અંધેર ચાલવાથી. |
| કર્ણાટક, પુના, તાંજોર | ૧૮૫૩ | રાજાઓ મરણ પામવાથી તેમના વારસોનાં પેન્શન બંધ કર્યાં. |

પ્ર૦ કંપનીના પટામાં શા શા ફેરફાર થયા ?

ઉ૦ (૧) કંપનિમાં ૨૪ ડિરેકટરોને બદલે ૧૮ રાખ્યા. (૨) બંગાળા માં લેફટેનેન્ટ ગવર્નર નીમ્યો (૩) સીવિલ સર્વિસની પરીક્ષા આપવાની હિંદીઓને છુટ મળી. (૪) કંપનિના પટાની મુદત મરજી મુજબ રાખી. (૫) સદર અદાલતો અને સુપ્રીમ કોર્ટો જોડી દીધી.

પ્ર૦ આ ગવર્નર જનરલે કયા કયા સુધારા કર્યા ?

ઉ૦ (૧) ટપાલ ખાતામાં સુધારો કર્યો. (૨) રેલ્વે અને તાર પહેલ વહેલાં દાખલ થયાં. (૩) ગુનો મનાવનારને મારવાની મના કરી. (૪) ઇજનેર, શીતળા અને ખેતીવાડીખાતાં કાઢ્યાં. (૫) કેળવણી ખાતામાં સુધારો કર્યો. આ પ્રમાણે અમલ કરી ઇ. સ. ૧૮૫૬ માં સ્વદેશ ગયા, અને તેમની જગાએ લૉર્ડ કેનિંગ નીમાયા.

## લોર્ડ કેનિંગ ૧૮૫૬—૧૮૬૧—૫.

પ્ર૦ તેમના વખતમાં જાણવા લાયક કયા કયા બનાવ બન્યા ?

ઉ૦ (૧) દેશી લશ્કરનો બળવો (૨) ઇરાની વિગ્રહ (૩) ચિનાઈ બીજો વિગ્રહ (૪) હિંદી રાજ્યનો ફેરફાર.

પ્ર૦ બળવાનાં કારણ કહો.

ઉ૦ (૧) દેશી રાજાઓનો દત્તપુત્ર લેવાનો હક બંધ થવાથી દરેક રાજાને પોતાના રાજ માટે ચિંતા થઈ. (૨) લશ્કરી સિપાઇઓને હુકમ કરવામાં આવ્યો કે સરકાર જ્યાં મોકલે ત્યાં નોકરી કરવા જવું. (૩) રેલવે, તાર વગેરે દાખલ થવાથી અજ્ઞાન લોકોમાં આપણને વટલાવી ખ્રિસ્તી બનાવી વિલાયત લઇ જવાની ઉરાડેલી ગપ. (૪) રાઇફલમાં નાખવાની નવી કાર્તુસો દાંત વડે ખોલવાની આવી તેને એક છેડે ગાયની અને બીજે છેડે સુવરની ચરબી ચોપડેલી છે એવી અફવા ફેલાવાથી લશ્કરી માણસોના મન ઊંચાં થયાં. (૫) દાબમાં રાખી શકે તેવા બુદ્ધિમાન અમલદારોની ખોટ; આવાં કેટલાંક કારણોને લઈ બળવો થયો.

પ્ર૦ બળવામાં આગેવાનીભર્યો ભાગ લેનારા કોણ કોણ હતા ?

ઉ૦ (૧) બરાખપુર, કાનપુર, મીરતનું દેશી લશ્કર. (૨) બાજીરાવ પેશ્વાનો દત્તપુત્ર નાના સાહેબ. (૩) દિલ્હીનો બાદશાહ બહાદુરશાહ તથા તેના બે પુત્રો. (૪) અયોધ્યાની બેગમ. (૫) બરેલીનો નવાબ. (૬) તાત્યાટોપી. (૭) ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ (૮) નિરૂદ્યમી થએલું દેશી લશ્કર અને લુંટારા.

પ્ર૦ બળવો સમાવનાર સરદારોનાં નામ કહો.

**ઉ૦** (૧) સરર્જોન લૉરેન્સ (૨) હેવલોક (૩) હેન્રી લૉરેન્સ. (૪) સર હ્યુરોઝ (૫) નીલ (૬) કેમ્પબેલ (૭) જન૦ ઑટ્રામ (૮) નીકલ્સન (૯) હડસન વગેરે સરદારો હતા.

**પ્ર૦** બળવાની સામાન્ય હકીકત કહો.

**ઉ૦** બરાખપુર, મિરત, કાનપુર વગેરે સ્થળોના સિપાઇઓને નવી કાર્તુસો આપવા માંડી તે લીધી નહિ. આથી તેમને બરતરફ કર્યા. તેથી તેમણે ઠેકાણે ઠેકાણે ખબર આપી બંડની શરૂઆત કરી અને બધા બળવાખોરો એકઠા થઇ દિલ્હી ગયા અને તે શહેર કબજે લઇ બાદશાહ બહાદુરશાહને ગાદીએ બેસાડી તેની આગેવાની નીચે બંડ ચાલુ રાખ્યું, પણ અંગ્રેજ સરદાર હડસન બહાદુરીથી તેની સામે થયો એવામાં પંજાબથી શીખ લશ્કરની મદદ લઇ લૉરેન્સના આવી પહોંચવાથી બળવાખોરોને નસાડી બાદશાહને કેદ કર્યો અને રંગુન મોકલાવ્યો તથા તેના બે કુંવરોને મારી નાખ્યા. કાનપુરમાં બળવાખોરોનો આગેવાન નાના સાહેબ બન્યો, અને તેણે ૪૫૦ અંગ્રેજોને અભય વરદાન આપી મારી નાખ્યા, પણ બહાદુર સરદાર હેવલોકે બળવાખોરોને વશ કર્યા. નાના સાહેબ પકડાયો નહિ, પણ નાશી ગયો. મધ્ય હિંદમાં બળવાખોરોનો આગેવાની ભર્યો ભાગ ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ તથા નાના સાહેબના ભત્રિજા તાત્યાટોપીએ લીધો. ઝાંસીની રાણી લડતાં લડતાં રણમાં પડી, અને તાત્યા સાહેબ પકડાયો તેને ૧૮૫૯ માં ફાંસી દીધી. સિંધિઆ, હોલ્કર, ગાયકવાડ, નિઝામ વગેરે રાજાઓએ તેમજ શીખ, ગુર્ખા વગેરે પ્રજાએ બળવો બેસાડવામાં સરકારને ઘણી કીંમતી મદદ

આપી પોતાની વફાદારી બતાવી આપી. આખરે ઇ. સ. ૧૮૫૮ માં બળવો શાન્ત થયો.

**પ્ર૦** બળવા પછી હિંદની રાજ્યનીતિમાં શો ફેરફાર કર્યો ?

**ઉ૦** (૧) હિંદનો કારભાર કંપનિ પાસેથી લઇ પાર્લામેન્ટે મહારાણીને સોંપ્યો. (૨) હિંદુસ્તાન ખાતે સેક્રેટરી નીમી તેને મદદ કરવા ૧૫ મેમ્બરની કાંસીલ નીમી. (૩) હિંદના ગવર્નર જનરલને વૉઇસરાયનો ઇલ્કાબ આપ્યો. (૪) દરેક ઇલાકામાં હાઇકોર્ટો સ્થાપી (૫) કાયદા બનાવનારી સભામાં દેશી મેમ્બરોને દાખલ કર્યા. (૬) કંપનિના ગોરા લશ્કરને બ્રિટિશ લશ્કરમાં જોડી દીધું.

**પ્ર૦** મહારાણીના ઢંઢેરા વિષે શું જાણો છો ?

**ઉ૦** દેશી રાજા અને રૈયતને શાન્ત કરવા માટે મહારાણીશ્રીએ નીચે પ્રમાણેનું ફરમાન બહાર પાડયું તેને હિંદનો **મેગ્નાચાર્ટા** કહે છે. (૧) દત્તપુત્ર લેવાની છૂટ આપવામાં આવે છે. (૨) નાત જાતનો ભેદ રાખ્યા સિવાય લાયકાત મુજબ નોકરી આપવામાં આવશે. (૩) તમામ જાતોને સરખી રીતે ઇન્સાફ આપવામાં આવશે. (૪) ધર્મ અથવા નાત સંબંધમાં સરકાર હાથ ઘાલશે નહિ. (૫) બળવામાં આગેવાનીભર્યો ભાગ લેનારને શિક્ષા કરવામાં આવશે. (૬) શરણે આવતા બળવાખોરોને માફી આપવામાં આવશે. (૭) કંપનિ સરકારે દેશી રાજ્યો સાથે કરેલા કોલકરારો અમે પાળીશું તેમજ પળાવીશું. આ ઢંઢેરો ઇ. સ. ૧૮૫૯ ના નવેમ્બર માસની પહેલી તારીખે દરેક મોટા શહેરમાં વાંચવામાં આવ્યો હતો.

પ્ર૦ બળવામાં થયેલા ખર્ચની ખોટ પુરી પાડવા માટે શા ઉપાય કર્યા ?

ઉ૦ બળવામાં આશરે ૫૦ કરોડ રૂપીઆ ખર્ચ થયું તે ખોટ પુરી પાડવા માટે વસુલાત ખાતાના ઉપરી મી૦ વિલ્સનને હિંદમાં મોકલ્યો તેણે (૧ ઇન્કમ (ઉપજ) ટેક્સ તથા લાઇસન્સ (અમુક વસ્તુઓ વેચવાનો પરવાનો) ટેક્સ નાખ્યા. (૨) નાણાને ઠેકાણે ચલણી નોટો દાખલ કરી.

પ્ર૦ ઇરાની વિગ્રહ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ઇ. સ. ૧૮૫૬ માં ઇરાની શાહે અંગ્રેજોને હેરાત જીતવામાં અડચણ કરી આથી જન૦ ઔટ્રામે જઇ ઇરાનીઓને હરાવી નરમ પાડયા. તેથી શાહે ૧૮૫૭ માં પેરી મુકામે સલાહ કરી.

પ્ર૦ ચિનાઇ બીજા વિગ્રહ વિષે શું જાણો છો ?

ઉ૦ કંતાનના સુબાએ અંગ્રેજ વેપારીઓને હરકત કરી તેમના માલને નુકસાન પહોંચાડયું તેથી ઇ. સ. ૧૮૫૭ માં ઇંગ્લાંડથી એલ્જીને જઇ ચીનાઓને હરાવ્યા અને હોંગકાંગ બેટ જીતી લીધો, અને ચીનનાં બંદરોમાં વેપાર કરવાની છૂટ અપાવી. આ વૉઇસરાયના વખતમાં ૧૮૬૧ માં ફોજદારી કાયદો મંજુર થયો. આ ભલા વૉઇસરાયે બળવાના વીકટ સમયમાં પણ ધૈર્ય રાખી બંડખોરો પ્રતિ દયા બતાવી તેથી તે દયાળુ કેનિંગ કહેવાયા. તેઓ ઇ. સ. ૧૮૬૧ ની આખરે સ્વદેશ ગયા, અને તેમની જગાએ લૉર્ડ એલ્જીન સાહેબ આવ્યા.

## લૉર્ડ એલ્જીન ૧૮૬૨-૧૮૬૩-૧.

પ્ર૦ આ વૉઇસરાયના વખતના જાણવા જેવા બનાવ કહો.

ઉ૦ (૧) ૧૮૬૧ ના કાયદાને આધારે હિંદુસ્તાનમાં ત્રણ દેશી ગૃહસ્થ અને ત્રણ અંગ્રેજ વેપારીઓની કાંસીલ નીમી. (૨) વહાબી લોકાએ બંડ ઉઠાવ્યું તે સમાવ્યું. (૩) અમેરિકામાંથી ચાલતી લડાઇને લીધે ઇંગ્લાંડ રૂ નહિ જવાથી હિંદુસ્તાનના રૂના ભાવ વધી સટ્ટા ચાલ્યા. આ વૉઇસરાય ૧૮૬૩ માં શીમલા પાસે ધર્મશાળા નામે ગામમા મરી ગયા, અને તેમની જગાએ લૉર્ડ લારેન્સ આવ્યા.

## લૉર્ડ લારેન્સ. ૧૮૬૩–૧૮૬૮–૫.

પ્ર૦ તેમના વખતમાં બનેલા મુખ્ય બનાવ કયા.

ઉ૦ (૧) ભુતાન વિગ્રહ. (૨) ઓઢીઆ અને વાયવ્ય પ્રાંતમાં દુકાળ. (૩) પરચુરણ બનાવ. (૪) સુધારા.

પ્ર૦ ભુતાન વિગ્રહ વિષે શું જાણોછો ?

ઉ૦ કવાર પરગણું કબજે લેવા માટે લારેન્સે કેટલાક રૂપીઆ ભુતાનના રાજાને આપવા માંડયા, પણ તેણે આપ્યું નહિ, તેથી લડાઇ થઇ, તેમાં અંગ્રેજોને નુકસાન વેઠવું પડયું. છેવટે અંગ્રેજોએ ૨૫૦૦૦ રૂપીઆ આપવા કરી તે પરગણું કબજે લીધું.

પ્ર૦ આ વૉઇસરાયના સમયમાં કયાં કયાં દુકાળ પડયો ?

ઉ૦ ઇ. સ. ૧૮૬૬ માં ઓઢીઆમાં અને ઇ. સ. ૧૮૬૮ માં વાયવ્ય પ્રાંતમાં દુકાળ પડવાથી ઘણા માણસો મરણ પામ્યા. સરકારે કેટલાંક બાંધકામ કાઢી લોકાને દુકાળની પીડામાંથી મુક્ત કરવા પ્રયત્ન કર્યો.

પ્ર૦ કયા કયા પરચુરણ બનાવ બન્યા ?

ઉ૦ (૧) ગાયકવાડ તાબાના વાઘેર લોકોએ બંડ કર્યું, તે સમાવ્યું. (૨) ૧૮૬૩ માં કાબુલનો અમીર દોસ્તમહમદ મરણ પામતાં તેના દીકરા માંહોમાંહે લડયા તેમાં છેવટે શેરઅલ્લી ગાદીપર આવ્યો, તેને અમીર તરીકે કબુલ રાખ્યો. (૩) અમેરિકામાં ચાલતી લડાઇ બંધ થવાથી હિંદના રૂના ભાવ નરમ પડવાથી સટોરીઆને ઘણું નુકશાન વેઠવું પડયું. (૪) આબીસીનીઆના રાજા સાથે ૧૮૬૭ માં લડાઇ થતાં રાજાને હરાવી તેના કુંવરને ગાદી આપી.

પ્ર૦ આ વૉઇસરાયે કયા કયા સુધારા કર્યા ?

ઉ૦ (૧) લશ્કરને માટે કસરતશાળા સ્થાપી. (૨) અયોધ્યાના ખેડુતોની સ્થિતિ સુધારી (૩) કૉલેરાની ઉત્પત્તિ શોધી કાઢવા ડાક્તરો નીમ્યા. આ વૉઇસરાય ઇ. સ. ૧૮૬૮ માં વિલાયત ગયા, અને તેની જગાએ લૉર્ડ મેયો આવ્યા.

## લૉર્ડ મેયો. ૧૮૬૯–૧૮૭૨–૩.

પ્ર૦ આ વૉઈસરાયના સમયના મુખ્ય બનાવ કહો.

ઉ૦ (૧) અંબાલામાં દરબાર ભરી અમીર શેરઅલ્લીને માન આપ્યું, તથા તેમને સાલીઆણું બાંધી આપ્યું. (૨) મહારાણીશ્રીના બીજા કુંવર ડયુક ઑફ એડિનબરો હિંદમાં પધાર્યા તેમને હિંદી રાજા પ્રજાએ સારૂં માન આપ્યું. (૩) સુધારા. (૧) મીઠાની જકાતમાં સુધારો કર્યો. (૨) પ્રાંતવાર ઉપજ ખર્ચના હિસાબ જુદા પાડયો. (૩) રેલવે અને નહેરોમાં સુધારા કર્યા. આ વૉઇસરાય સેલમના હુલ્લડમાં પકડાએલા કેદીઓની તપાસ કરવા આંદામાનમાં ગયા, ત્યાં કોઇ દુષ્ટ અફઘાન કેદીએ છરો મારી

મારી નાખ્યા ૧૮૭૨. આ જોખમને અધારા કરી મેન્ટિક સાહેબના પેઠે માન મેળવ્યા તેમની જગાએ લૅાર્ડ નોર્થ-બ્રુક આવ્યા.

## લૅાર્ડ નોર્થબ્રુક ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬–૪.

પ્ર૦ તેમના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) ઇ. સ. ૧૮૭૪ માં બંગાળામાં મોટો દુકાળ પડયો તેના સંકટમાંથી રૈયતને બચાવવા માટે નહેર, સડક, તળાવ વગેરે બાંધકામ ઉઘાડી ઉદ્યોગે વળગાડયા. (૨) ગાયકવાડ કેસ–મહારાજા મલ્હારરાવ ગાયકવાડ ઉપર વડોદરા રેસીડન્ટ કર્નલફેરને ઝેર દીધાનું તહોમત આવ્યુ, તેની તપાસ કરવા માટે ત્રણ દેશી અને ત્રણ યુરોપીઅન અધિકારીઓનુ કમીશન નીમ્યું. દેશી ગૃહસ્થો ( મહારાજા જીયાજીરાવ સિંધિઆ, જેપુરના મહારાજા રામસિંગ, અને રાજા સર દિનકરરાવ હતા. ) ને તે તહોમત ખોટું લાગ્યું, અને યુરોપીઅનોએ તે તહોમત સાબીત ગણ્યું. આવો મત ફેર હોવા છતાં તેમના રાજ્યમાં ઘણું અંધેર ચાલે છે, તથા રાજ્ય ચલાવવાને ના લાયક છે એમ ગણી તેમને ઇ. સ. ૧૮૭૫ માં પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યા, અને ત્યાં તેઓ ૧૮૮૨માં મરણ પામ્યા. વડોદરાની ગાદીએ હાલના નામદાર મહારાજા સયાજીરાવને ખંડેરાવ મહારાજાનાં વિધવા રાણી પાસે દત્તક લેવડાવી ગાદી સોંપી. (૩) મહારાણી શ્રી વિક્ટોરીઆના પાટવી કુંવર પ્રિન્સ ઑાવ વેલ્સ હિંદમાં પધાર્યા ઇ. સ. ૧૮૭૫. તેમને દેશી રાજા રૈયત તરફથી સારા સત્કાર મળ્યો. વિલાયત-માં પ્રધાનમંડળ બદલાયાથી પોતાની મુદત પુરી થતા પહેલાં

વૉઇસરાય વિલાયત ગયા, અને તેમની જગાએ લૉર્ડ લીટન સાહેબ આવ્યા ૧૮૭૬.

## લૉર્ડ લીટન ઇ. સ. ૧૮૭૬-૧૮૮૦-૪.

પ્ર૦ તેમના સમયના મુખ્ય બનાવ કહો.

ઉ૦ (૧) દિલ્હી દરબાર. (૨) મદ્રાસ ઇલાકાનો દુકાળ (૩) અફઘાન બીજો વિગ્રહ.

પ્ર૦ દિલ્હી દરબાર વિષે શું જાણો છો ?

ઉ૦ ઇંગ્લાંડની પાર્લમેન્ટે મંજુરી આપવાથી મહારાણીશ્રીએ દિલ્હીમાં દબદબાભર્યો ભવ્ય દરબાર ભરી "કૈસરે હિંદ" નું પદ ધારણ કર્યું.

પ્ર૦ તેમના સમયમાં પડેલા દુકાળની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ મદ્રાસ અને મુબાઇ ઇલાકામાં ભારે દુઃકાળ પડયો. તેમાં ભૂખમરાથી મરતાં માણસો બચાવવાને ઘણી મહેનત કરી તોપણ ૫૧ાા લાખ માણસ મરણ પામ્યાં, અને ૧૧ કરોડ રૂપીઆ ખર્ચ થયું તે પુરૂં પાડવાને તથા ફરીને તેવી આફતમાંથી બચવા માટે લાઇસન્સ ટેકસ તથા ધંધા રોજગાર ઉપર વેરો નાખ્યો. મુંબાઇ મદ્રાસમાં મીઠાની જકાતમાં વધારો કર્યો. દારૂ, તાડી, અફીણ, જંગલ વગેરેના ઇજારા કરી ઉપજ વધારી અને ગેગ-ટીંગ ઍકટ કરી વર્ત્તમાન પત્ર ઉપર અંકુશ નાખ્યો. દેશીઓને હથિઆર નહિ રાખવાનો કાયદો કર્યો. વિલાયતી માલ પરની જકાત કાઢી નાખી.

પ્ર૦ અફઘાન બીજા વિગ્રહ વિષે શું જાણો છો ?

ઉ૦ અંબાલામાં દરબાર ભરી શેરઅલ્લીને અમીર માની દરવર્ષે ૧૨ લાખ રૂપીઆ આપવાનો લીટને ઠરાવ કર્યો હતો. છતાં અમીરે બેવફા થઇ રૂશિઅન એલચીને માન આપ્યું અને અંગ્રેજ એલચીને પોતાના મુલકમાં પેસવા દીધો નહિ, આથી લડાઇ થઈ. ઇ. સ. ૧૮૭૮માં અંગ્રેજી લશ્કર ખૈબર, બોલન અને કુરૂમઘાટને રસ્તે અફઘાનિસ્તાનમાં દાખલ થયું. તેમણે કાબુલ, ગીજની, કંદહાર ને જલાલાબાદ જીતી લીધાં. અમીર તુર્કસ્તાન તરફ નાઠો અને ત્યાંજ મરણ પામ્યો. તેની જગાએ તેનો દીકરો યાકુબખાન અમીર થયો તેણે અંગ્રેજો સાથે સલાહ કરી પણ ઇ. સ. ૧૮૩૯ની માફક પાછળથી યાકુબખાને અંગ્રેજ રેસીડન્ટ સરલુ ઇકાવાન્યારીને તેના રસાલા સાથે દગાથી મારી નંખાવ્યો. તેથી ફરીથી જઇ યાકુબખાનને હરાવી કેદ પકડી હિંદમાં આણ્યો, અને તેના દીકરા અબદુલ રહેમાનને ગાદી આપી. અફઘાન વિગ્રહ ચાલતો હતો તેવામાં પ્રધાનમંડળ બદલાવાથી લોટન સાહેબ રાજીનામું આપી વિલાયત ગયો અને તેમની જગાએ લીબરલ પક્ષના લોકપ્રિય લૉર્ડ રીપન સાહેબ આવ્યા ઇ. સ. ૧૮૮૦.

## લૉર્ડ રીપન ઇ. સ. ૧૮૮૦–૧૮૮૪–૪.

પ્ર૦ રીપન સાહેબના સમયના મુખ્ય બનાવ કહો.

ઉ૦ (૧) અફઘાન વિગ્રહનો અંત (૨) સુધારા.

પ્ર૦ અફઘાન વિગ્રહનો કેવી રીતે અંત આણ્યો ?

ઉ૦ અફઘાન વિગ્રહમાં થતો હજારો માણસનો નાશ, અને લખલૂટ થતો ખર્ચ જોઇ તેમજ આબરૂભેર પાછા આવવું. એવો

તેમનો વિચાર હતો. તે આવ્યા તે સમયે યાકુબખાનના ભાઈ અયુબખાને હેરાતમાં બંડ કર્યું તે સમાવવા કંદહારનું લશ્કર ગયું, પણ તેને હરાવી અયુબખાને કંદહારને ઘેરો ઘાલ્યો, તેથી કાબુલથી જન૦ રોબર્ટ સેલે જઈ અફઘાનોને હરાવ્યા અને અયુબને નસાડયો તથા દોસ્તમહમદના વંશજ અબ્દુલ રહેમાનને ગાદી આપી લશ્કર પાછું આવ્યું. ઇ. સ. ૧૮૮૧.

પ્ર૦ તેમણે કયા કયા સુધારા કર્યા ?

ઉ૦ (૧) અફઘાન લડાઈમાં થએલા ૨૦ કરોડના ખર્ચમાંથી ચોથા ભાગનો ખર્ચ ઇગ્લાંડ પાસેથી અપાવ્યો. (૨) મીઠાના કરમાં ઘટાડો કર્યો. (૩) લોકલ સેલ્ફ ગવર્મેંટ એટલે મ્યુનિસિપાલિટી સ્થાપવાનો ધારો કરી લોકોને રાજકાજમાં ભાગ લેતા કર્યા. (૪) વર્તમાનપત્રોને છૂટ આપી. (૫) ખાનગી શાળાઓને ગ્રાન્ટ આપવાનો ધારો કર્યો. (૬) મ્હેસુરના મહારાજા પુખ્ત વયના થવાને લીધે તેમનું રાજ્ય તેમને પાછું સોંપ્યું. (૭) દશ દશ વર્ષે વસ્તીપત્રક કરવાનો ધારો કર્યો. (૮) નીચ લોકોના સુખને માટે મહુડાંનું બીલ રદ કર્યું. (૯) દેશી માલ સરકારી ખાતામાં વાપરવાનો ઠરાવ કર્યો. (૧૦) દેશી જડજો યુરોપિઅન તહોમતદારનો ઇન્સાફ કરે એવો ઠરાવ કર્યો. (૧૧) નાણાં ખાતામાં સુધારો કર્યો. (૧૨) નેશનલ કોંગ્રેસની સભા ઠરાવી. આવા આવા ઘણા સુધારા કરી પ્રજા તરફનું ઘણું માન પામી ઇ. સ. ૧૮૮૪માં આ ભલા વૉઇસરાય વિલાયત ગયા, અને તેમની જગાએ લૉર્ડ ડફરીન આવ્યો.

## લૉર્ડ ડફરીન ૧૮૮૪-૧૮૮૮-૪.

પ્ર૦ આ વૉઇસરાયની કારકીર્દીનું વર્ણન કરો.

ઉ૦ (૧) ઇ. સ. ૧૮૮૭ માં રાવળપીંડીમાં દરબાર ભરી અફઘાની-સ્તાનના અમીર અબ્દુલ રહેમાનને અંગ્રેજ પક્ષમાં રહેવાની શરતે બાર લાખનુ વર્ષાસન ઠરાવી આપ્યુ. (૨) બ્રહ્મદેશના રાજા થીબો સાથે વાંકુ પડનાર્થી ઇ. સ. ૧૮૮૫ માં લડાઇ થઇ તેમાં થીબોને હરાવી બ્રહ્મદેશ ખાલસા કરી રાજાને રત્નાગીરીમાં કેદ કર્યો. (૩) ખર્ચનો વધારો અને નવાકર સરહદ પર બચાવ માટે બાંધકામ કરવા માંડયું તેથી ખર્ચ વધી પડયુ. તે પુરૂ પાડવા માટે મીઠાના કરમાં વધારો કર્યો. ઇન્કમટેક્સ નાખ્યો, અને સરકારી ખાતામાં ખર્ચ કમી કયુ. (૪) દેશી રાજ્યોમાં બનાવ. ઇ. સ. ૧૮૮૬ માં સિંધિઆ અને હોલ્કર સરકાર મરણ પામતાં હોલ્કરની ગાદીએ બાળા સાહેબ અને સિંધિઆ સરકાર નાની ઉમરના હોવાથી પંચ મારફત વહીવટ ચલાવવા માંડયો. (૫) દેશી રાજ્યોમાં અંગ્રેજી દિવાન રાખવાની છુટ આપી. (૬) ઇ. સ. ૧૮૮૭માં મહારાણીશ્રી ઇંગ્લાંડની ગાદીએ રાજ્ય કરતાં ૫૦ વર્ષ થયાં તેના ઉત્સાહમાં હિંદમાં ઘણે સ્થળે જ્યુબીલી મહોત્સવ ઉજવવામાં આવ્યો, અને લોકોએ પોતાની વફાદારી બતાવી આપી. આ વૉઇસરાયની મુદત ઇ. સ. ૧૮૮૮ માં પૂરી થતાં તે વિલાયત ગયા અને તેમની જગાએ લેન્સડાઉન આવ્યો.

## લૉર્ડ લેન્સડાઉન ૧૮૮૮—૧૮૯૩—૫.

પ્ર૦ આ વૉઇસરાયના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) કાશ્મીરના મહારાજાને રાજ્ય ખટપટથી પદભ્રષ્ટ કરી રાજ્ય કારભાર ચલાવવા પંચ નીમ્યું. ઇ. સ. ૧૮૮૯ (૨) મણિપુરના રાજાએ તોફાન કરી બ્રિટિશ રેસીડન્ટને મારી નાખવાથી

તેને હરાવી રાજ્ય તેના પિતરાઇઓમાંના એક પાંચ વર્ષના બાળકને આપી રાજ્ય કારભાર પંચ મારફત ચલાવવા માંડયો. (૩) પરચુરણ બનાવો. સંમતિવયનો કાયદો પસાર કર્યો. મુંબઇ તથા મદ્રાસ ઇલાકાના કેટલાક ભાગમાં દુકાળ પડવાથી સરકારે બાંધકામ ઉઘાડી દુકાળીઆઓને બચાવ્યા. ઇંગ્લાંડની પાર્લમેન્ટમાં લોકપ્રિય દાદાભાઇ નવરોજજી મેમ્બર નીમાયા. ૧૮૯૩ માં વોઇસરાય અને ગવર્નરની ધારાસભામાં કેટલાક પ્રજા તરફના મેમ્બરો નીમાવાનો ઠરાવ થયો. આજ વર્ષમાં અબદુલ રહેમાનને ૧૨ લાખને બદલે ૧૮ લાખનું સાલીઆણું કરી આપ્યું, અને આ વૉઇસરાયની મુદત પૂરી થતાં ઇ. સ. ૧૮૯૩ માં વિલાયત ગયા, અને તેમની જગાએ લૉર્ડ એલ્જીન સાહેબ આવ્યા.

## લૉર્ડ એલ્જીન ઇ. સ. ૧૮૯૪—૧૮૯૯-૫.

**પ્ર૦** તેમની હાકમીના સમયનું ટુંક વર્ણન કરો.

**ઉ૦** ઇ. સ. ૧૮૯૬ માં વરસાદની તાણને લીધે હિંદના ઘણા ભાગમાં દુઃકાળ પડયો તેથી સરકારે બાંધ કામ ઉઘાડી દુકાળીઆનું રક્ષણ કર્યું. (૨) બ્યુબોનિક પ્લેગ ( ગાંઠીઆ તાવ ) નો રોગ શરૂ થઇ મુંબઇ, થાણા, સુરત, કરાંચી, કલકત્તા વગેરે સ્થળે ફેલાયો (૩) મહારાણીશ્રીને ૧૮૯૭ માં રાજ્ય કરતાં ૬૦ વર્ષ થયાં તેના આનંદમાં ડાયમંડ જ્યુબીલીનો મહોત્સવ પાળ્યો (૪) સરહદ પરના પહાડી લોકોએ તોફાન કર્યું તેમને હરાવી તાબે કર્યા. તેમાં હિંદને ઘણું ખર્ચ વેઠવું પડયું. (૫) ૧૮૯૮ માં વર્તમાન પત્રો ઉપર અંકુશ મુકયો. આ વૉઇસરાય ૧૮૯૯ માં સ્વદેશ ગયા, અને તેમની જગાએ લૉર્ડ કર્ઝન આવ્યા.

## લૉર્ડ કર્ઝન ઇ. સ. ૧૮૯૯—૧૯૦૬-૭.

**પ્ર૦** આ વૉઇસરાયના સમયનું ટૂંક વર્ણન કરો.

**ઉ૦** (૧) સને ૧૮૯૯ એટલે સંવત ૧૯૫૬ માં હિંદના પશ્ચિમ ભાગમાં ભયંકર દુઃકાળ પડ્યો. દુકાળીઆના બચાવ માટે સરકારે ઠેકાણે ઠેકાણે બાંધકામ ઉઘાડી લોકોને મદદ કરી. (૨) યુરોપથી આવતી ખાંડ ઉપર જકાત નાખી દેશી ખાંડના ઉદ્યોગને ઉત્તેજન આપ્યું. (૩) ઈંગ્લાંડને આફ્રિકાના ટ્રાન્સવાલના સ્વતંત્ર સંસ્થાન સાથે લડાઇ થતાં હિંદી લશ્કર મોકલાવ્યું (૪) ચીનમાં ખ્રીસ્તિ લોકોની કતલ થવાથી યુરોપી રાજ્યોનાં લશ્કર ચીન ઉપર ગયાં, તે વખતે પણ અંહીથી દેશી લશ્કર મોકલવામાં આવ્યું. (૫) સને ૧૯૦૧ માં મહારાણીશ્રી વિકટોરિઆનો સ્વર્ગવાસ થયો, તેથી તેમના વડા પુત્ર " શહેનશાહ સાતમા એડવર્ડ " ગાદી પર આવ્યા, (૬) સને ૧૯૦૧ માં થોડો વારસાદ થયો તથા પુષ્કળ ઉંદર પડવાથી પાકને પુષ્કળ નુકસાન થયું (૭) સને ૧૯૦૨ માં શહેનશાહ ૭ મા એડવર્ડનો ઈંગ્લાંડમાં રાજ્યભિષેક થયો, અને સને ૧૯૦૩ ના જાનેવારીની તા. ૧ લીએ હિંદમાં ભવ્ય દરબાર ભરી શહેનશાહના રાજ્યાભિષેકનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. (૮) ઇન્કમટેક્સ ૫૦૦ રૂપીઆની આવક પર હતો તે બંધ કરી ૧૦૦૦ ના આવક પર ઠરાવવામાં આવ્યો. (૯) તિબેટ તથા ઇરાન સાથે વેપારના કરાર કર્યા. (૧૦) જાપાન અને રૂશિઆને લડાઇ થતાં જાપાને રૂશિઆને નમાવ્યું. (૧૧) બંગાળાના ભાગલા પાડ્યા. આથી બંગાળી પ્રજાનાં મન દુખાયાં. આ વૉઇસરાય ઇ. સ. ૧૯૦૬ માં સ્વદેશ ગયા અને તેમની જગાએ લૉર્ડ મિન્ટો આવ્યા.

## લૉર્ડ મિન્ટો ૧૯૦૬—૧૯૧૧-૫.

**પ્ર૦** લૉર્ડ મિન્ટોના સમયના મુખ્ય બનાવ કહો.

**ઉ૦** (૧) પાટવી કુંવર પ્રિન્સ ઑવ વેલ્સ તેમનાં ધર્મપત્ની સાથે હિંદમાં પધાર્યા, તેમને દેશની પ્રજાએ માન આપી રાજ્યભક્તિ બતાવી આપી. (૨) હિંદી પ્રધાનની કૌંસીલમાં આ દેશના બે મેમ્બરની નીમનોક કરી અને રાજકીય સુધારો કરવા માટે કમીશન નીમ્યું (૩) સને ૧૯૦૯ માં લોકોને રાજકાજમાં માહીદગાર થાય એવા શુભ હેતુથી ઇલાકાની અને મુખ્ય સરકારની કૌંસીલમાં હિંદી પ્રજા તરફના વધારાના સલાહકારો નીમાયા, તથા વૉઇસરાયની કૌંસીલમાં એક દેશી મેમ્બર નીમાયો. (૪) ૧૯૧૦ માં લોકપ્રિય શહેનશાહ સાતમા એડવર્ડ સ્વર્ગવાસી થવાથી તેમની જગાએ હાલના નામદાર મહારાજા શહેનશાહ ૫ મા જ્યોર્જ ગાદીએ બેઠા. લૉર્ડ મિન્ટો સને ૧૯૧૧ માં વિલાયત ગયા, અને તેમની જગાએ લૉર્ડ હાર્ડિંજ સાહેબ પધાર્યા.

## લૉર્ડ હાર્ડીંજ ૧૯૧૧—૧૯૧૬-૫.

**પ્ર૦** આ વૉઇસરાયના સમયનું વર્ણન કરો.

**ઉ૦** (૧) આપણા હાલના નામદાર શહેનશાહ ૫ મા જ્યોર્જ પોતાનાં ધર્મપત્ની મહારાણી મેરી સાથે હિંદમાં પધાર્યા, અને સને ૧૯૧૧ ના ડિસેમ્બરની ૧૨ મી તારીખે હિંદના પ્રાચીન પાટનગર દિલ્હીમાં ઘણાજ ઠાઠમાઠથી ભરતખંડના ચક્રવર્તી મહારાજા તરીકે ગાદીપર બેઠા. ઇંગ્લાંડના શહેનશાહો હિંદમાં રાજ્યાભિષેક કરાવે એવો આ પ્રથમનોજ શુભ પ્રસંગ હોવાથી હિંદી પ્રજા ઘણીજ ખુશ થઇ.

પ્ર૦ આ માંગલિક પ્રસંગે હિંદી પ્રજાને કયા કયા લાભ મળ્યા ?

ઉ૦ (૧) કેળવણીમાં વધારો કરવા માટે દર વર્ષે ૫૦ લાખ રૂપી- આ બાદશાહી ગ્રાન્ટ આપવાનો ઠરાવ કર્યો (૨) કલકત્તાથી પાટનગર બદલી આખા દેશને અનુકુળ પડતું દિલ્હી રાજધાનીનું નગર બનાવ્યું. (૩) બંગાળાના ભાગલા રદ્દ કરી બંગાળી પ્રજાનાં મન મનાવ્યાં. (૪) નાનાં દેશી રાજ્યો પાસે સરકારનું લેણું હતું તે માફ કરાવ્યું. (૫) સો રૂપીઆના કરજદારો ગરીબાઇને લીધે કેદમાં હતા તેમને છોડી મૂકી દેવું સરકારે પતાવ્યું.

પ્ર૦ સને ૧૯૧૪ માં જાણવા લાયક શો બનાવ બન્યો ?

ઉ૦ યુરોપખંડમાં આસ્ટ્રીઆએ કોઇક કારણસર સર્વિઆ સાથે લડાઇ જાહેર કરી તેથી રૂશિઆ સર્વિઆનો પક્ષ પકડી આસ્ટ્રી- આ સામે થયું. તેથી જર્મનીએ આસ્ટ્રીઆનો પક્ષ પકડી બે- લ્જીઅમને રસ્તે ફ્રાન્સ પર ચઢાઇ કરી. આથી ફ્રાન્સ, ઇંગ્લાંડ, ઇટાલી, રોમાનીઆ વગેરે રાજ્યોએ રૂશિઆનો પક્ષ લઇ જર્મની સામે લડાઇ જાહેર કરી તેમજ સામા પક્ષમાં જર્મની, આ- સ્ટ્રીઆ, તુર્કસ્તાન, બલ્ગેરીઆ વગેરે રાજ્યો છે. હાલમાં આ મહાભારત યુદ્ધની અસર આખી દુનિઆપર થઇ વેપાર ધંધાને ઘણું નુકશાન પહોંચાડે છે. જર્મનીના અન્યાયી વર્તન તેમજ મધ્યસ્થ રાજ્યોને પણ નુકશાન કરવાની રાજનીતિ હોવાથી યુનાઇટેડસ્ટેટ્સ અને દક્ષિણ અમેરિકાનાં કેટલાંક રાજ્યોએ પણ જર્મની સામે લડાઇ જાહેર કરી છે. આપણા પક્ષમાં સત્ય અને ન્યાય હોવાથી પરમાત્મા આપણા મહારાજાને વિજય અપાવી આ મહાભારત યુદ્ધનો વેળાસર અંત લાવે તેવી તેના પ્રતિ

નમ્ર વિનંતી છે. સને ૧૯૧૬માં આપણા લોકપ્રિય વોઇસરાય હાર્ડિંજ સાહેબ પ્રજા તરફની શુભ આશિષ મેળવી વિલાયત ગયા, અને તેમની જગાએ લોર્ડચેમ્સફર્ડ સાહેબ આવ્યા. તેઓ પોતાની ઉદાર રાજનીતિ બતાવી હિંદી પ્રજાનું હિત કરવા પ્રયત્નશીલ થાઓ અને હિંદી પ્રજા તરફથી અપૂર્વ માન મેળવો.

## ગવર્નર જનરલો.

| | |
|---|---|
| વોરન હેસ્ટીંગ્સ | ૧૭૭૪—૧૭૮૫—૧૧ |
| મેકફર્સન | ૧૭૮૫—૧૭૮૬—૧ |
| કાર્નવાલીસ પહેલીવાર | ૧૭૮૬—૧૭૯૩—૭ |
| સરજાનશોર | ૧૭૯૩—૧૭૯૮—૫ |
| માર્કિર્સ ઓફ વેલેસ્લી | ૧૭૯૮—૧૮૦૫—૭ |
| કાર્નવાલીસ બીજીવાર | ૧૮૦૫—૧૮૦૪—૦ |
| સર જ્યોર્જ બાર્લો | ૧૮૦૫—૧૮૦૭—૨ |
| લૉર્ડ મિન્ટો | ૧૮૦૭—૧૮૧૩—૬ |
| લૉર્ડ હેસ્ટિંગ્સ (મોયરા). | ૧૮૧૪—૧૮૨૩—૯ |
| લૉર્ડ આમ્હર્સ્ટ | ૧૮૨૩—૧૮૨૮—૫ |
| લૉર્ડ વિલયમ બેન્ટિક | ૧૮૨૮—૧૮૩૫—૭ |
| મેટકાફ | ૧૮૩૫—૧૮૩૬—૧ |
| આકલાંડ | ૧૮૩૬—૧૮૪૨—૬ |
| એલનબરો | ૧૮૪૨—૧૮૪૪—૨ |
| હાર્ડીંગ | ૧૮૪૪—૧૮૪૮—૪ |
| ડેલહૌસી. | ૧૮૪૮—૧૮૫૬—૮ |

### વાઇસરાય.

| | |
|---|---|
| કેનિંગ | ૧૮૫૬—૧૮૬૨—૬ |
| એલ્જીન | ૧૮૬૨—૧૮૬૩—૧ |
| લૉરેન્સ | ૧૮૬૩—૧૮૬૮—૫ |
| મેયો | ૧૮૬૯—૧૮૭૨—૩ |
| નૉર્થબ્રુક | ૧૮૭૨—૧૮૭૬—૪ |
| લીટન | ૧૮૭૬—૧૮૮૦—૪ |
| રીપન | ૧૮૮૦—૧૮૮૪—૪ |
| ડફ્રીન | ૧૮૮૪—૧૮૮૮—૪ |
| લેન્સડાઉન | ૧૮૮૮—૧૮૯૩—૫ |
| એલ્જીન | ૧૮૯૪—૧૮૯૯—૫ |
| કર્ઝન | ૧૮૯૯—૧૯૦૬—૭ |
| મીન્ટો | ૧૯૦૬—૧૯૧૧—૫ |
| હાર્ડીંજ | ૧૯૧૧—૧૯૧૬—૫ |
| ચેમ્સફર્ડ | ૧૯૧૬ હાલ છે, |

## જાણવા લાયક ઉપયોગી હકીકત.

### અંગ્રેજી અમલ થયા પછી થએલાં બંડો.

( ૧ ) વેલોરનું બંડ–૧૮૦૬ ( સરજ્યોર્જબાર્લો ).
( ૨ ) સુડતાળીસમી દેશી પલટણનો બળવો. ૧૮૨૫ (આમ્હર્સ્ટ),
( ૩ ) ૧૮૫૭ નો બળવો ( લોર્ડકેનિંગ )

### હિંદી પ્રજામાં બીજી પ્રજાની રહેલી અસરો.

(૧) ગ્રીક અસર—(૧) દેવળોમાં જોવામાં આવતું કોતરણી કામ

(૨) બૌદ્ધ પુતળાંના ચહેરા ગ્રીક ઘાટના છે. (૩) ખગોળ વિદ્યામાં રમળના પાસા જોવાની રીત. (૪) લશ્કરી કવાયત. (૫) દહેરાંના ઘુમટ અને બંદુકની બનાવટ.

(૨) **અનાર્ય અસર**—(૧) સમીપૂજન, કાંટાકોળું અને નાળીએર હોમવાની ક્રિયા (૨) અણઘડ પત્થર અને લાકડાના ઠુંઠાની પુજા (૩) પાડા, બકરાં અને મનુષ્યોના બળિદાન આપવાની રીત.

(૩) **શક લોકોની અસર**—(૧) લિંગપુજા અને નાગપુજા (૨) કાઠી, જાટ, રજપુતો શકલોકોના વંશજ હોવાનું અનુમાન કરે છે.

(૪) **બૌદ્ધ ધર્મની અસર**—(૧) ઓરિસાના મઠ બૌદ્ધ અપાસરા જેવા છે. (૨) પાંજરાપોળો, દવાખાનાં, દાન આપવાની રીત તથા મુંગાં પ્રાણીઓને પાળવાની રીત (૩) માંસાહારને બદલે વનસ્પતિનો આહાર (૪) જગન્નાથમાં રથયાત્રાનો મહોત્સવ.

(૫) **મુસલમાનોની અસર**—(૧) સ્ત્રીઓને ઓઝલ પડદે રાખવાનો રીવાજ (૨) નાતોના પેટા વિભાગો (૩) બાળલગ્ન (૪) બહાર દેશથી કન્યા આપવા લેવાના રિવાજની બંધી (૫) પુસ્તકોની અછતને લીધે વિદ્યાકળાની પડતી.

## પરદેશી હુમલા.

(૧) ઇ. સ. પૂ. ૧૫૦૦ સિરિઆની રાણી સેમીરામિસે સ્વારી કરી, તેને યુધિષ્ઠિરના વંશજોએ હરાવી.

(૨) ઇ. સ. પૂ. ૧૩૦૮ મિસરના રાજા સિસોસ્ત્રીસે સ્વારી કરી તેને સહદેવના વંશજોએ હરાવી.

(૩) ઇ. સ. પૂ. ૫૧૮ ઇરાનના રાજા દરવેશગુસ્તાપે સ્વારી કરી પંજાબનો કેટલોક ભાગ જીતી લીધો.

(४) ઈ. સ. પુ. ૩૨૭ ગ્રીસ દેશના મહાન સિકંદરે સ્વારી કરી. પંજાબમાં કેટલીક જગાએ થાણાં બેસાડયાં.

(૫) ઇ. સ. પૂ. ૩૧૨ સેલ્યુકસે કાશ્મીરપર સ્વારી કરી, પણ ચંદ્રગુપ્તે હરાવ્યો.

(૬) ઈ. સ. પૂ. ૧૮૧–૧૬૧ બાકત્રીઆના ગ્રીક લોકોની સ્વારી.

(૭) ઈ. સ. પૂ. ૧૦૦ થી ઇ. સ. ૫૦૦ શક લોકોએ સ્વારી કરી સિંધમાં રાજ્ય સ્થાપ્યું.

(૮) ઇ. સ. ૬૩૬ માં ઉસ્માને ભરૂચ પર સ્વારી કરી, પણ હાર્યો.

(૯) ૬૬૨–૬૬૪ મુસલમાનોની સિંધ પર સ્વારી. પણ હાર્યાં.

(૧૦) ૭૧૨માં મહમદકાસમે સિંધ પર સ્વારી કરી દાહીરને હરાવી સિંધ પ્રાંત જીત્યો.

(૧૧) ૯૭૭માં સબકતગીને પંજાબપર સ્વારી કરી ત્યાંના રાજાને હરાવ્યો.

(૧૨) ૧૦૦૧ થી ૧૦૨૪ સુધીમાં મહમદ ગીઝનીની હિંદ પર ૧૭ સ્વારીઓ કરી પુષ્કળ દ્રવ્ય લઇ ગયો.

(૧૩) ૧૧૭૬ થી ૧૨૦૨ સુધીમાં શાહબુદ્દીન (મહંમદ) ગોરીએ નવ સ્વારીઓ કરી ઘણાં રાજ્ય તાબે કર્યાં.

(૧૪) ૧૨૧૭માં મોગલરાજા જંઘીસખાને સ્વારી કરી.

(૧૫) ૧૨૯૭–૧૩૦૪ મોગલોએ અલ્લાઉદ્દીન ખીલજીના વખતમાં ૭ હુમલા કર્યાં.

(૧૬) ૧૩૯૮ માં સમરકંદના રાજા તૈમુરે ૧૩૯૮ માં સ્વારી કરી હજારો ગામ બાળ્યાં, લુંટયાં અને કતલ કરી.

(૧૭) ૧૫૨૬ બાબરે સ્વારી કરી ઇબ્રાહીમને હરાવી રાજ્ય લઇ લીધું.

(૧૮) ૧૭૩૮માં ઇરાનના રાજા નાદિરશાહે મહંમદ રંગીલાપર સ્વારી કરી હરાવી ઘણું દ્રવ્ય લુંટયું તથા નિર્દોષ રૈયતની કતલ કરી.

(૧૯) ૧૭૪૭–૧૭૬૧ સુધીમાં અહમદદુરાનીએ હિંદપર પાંચ સ્વારીઓ કરી.

## સલાહ ( કોલકરાર).

(૧) એલાશાપેલ–૧૭૪૮ અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે (૧) એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો. (૨) હિંદુસ્થાનમાં બન્ને પ્રજાએ સંપસંપીને રહેવું.

(૨) મદ્રાસ–૧૭૫૪, અગ્રેજને ફ્રેંચ વચ્ચે (૧) એક બીજાનો મુલક પાછો આપવો. (૨) દેશી રાજ્યોના ઝગડામાં પડવું નહિ. (૩) નવાબ તથા નિઝામને એક બીજાએ કબુલ રાખવા.

(૩) કલકત્તા–૧૭૫૭. સુરાજ ઉદ્દૌલા અને કલાઇવ વચ્ચે (૧) નવાબે કલકત્તાનો કિલ્લો બાંધવાની પરવાનગી આપવી (૨) બંગાળાનાં થાણાં અંગ્રેજને સોંપવા (૩) અંગ્રેજી માલનું દાણ માફ કરવું (૪) કંપનિને નુકસાનીનો બદલો આપવો.

(૪) પુના–૧૭૬૪. નિઝામ અને માધવરાવ પેશ્વા (૧) નિઝામે ૩૨ લાખ રૂપીઆ પેશ્વાને આપવા (૨) એક બીજાને સંકટ વખતે અરસપરસ મદદ કરવી.

(૫) મદ્રાસ–૧૭૬૯ હૈદર અને અંગ્રેજ (૧) એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો (૨) સંકટ વખતે સામસામે મદદ કરવી.

(૬) સુરત–૧૭૭૫ રાઘોબા ને મુંબાઇ સરકાર (૧) અગ્રેજો રાઘોબાને ગાદી અપાવે (૨) ગાદી મળ્યાના બદલામાં રાઘોબાએ વસાઇ ને સાષ્ઠી બેટ અગ્રેજોને આપવા.

(૭) પુરંધર–૧૭૭૬ પેશ્વા અને અંગ્રેજ (૧) અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો તે બદલ પેશ્વા વસાઇ અને સાષ્ઠી બેટ અંગ્રેજને આપે.

(૮) વારગામ–૧૭૭૯ પેશ્વા અને અંગ્રેજ (૧) અંગ્રેજોએ પેશ્વાનો મુલક પાછો આપવો, (૨) ભરૂચ સિંધિઆને આપવું. (૩) આ સરતો પાળતા સુધી બે અંગ્રેજો પેશ્વાને કબજે સોપવા.

(૯) સાલબાઇ–૧૭૮૨ મરેઠા અને અંગ્રેજ વચ્ચે (૧) પેશ્વાએ રાઘોબાને ૨૫ હજારનો પગાર આપવો (૨) અંગ્રેજને સાષ્ઠી અને વસાઇ આપવા (૩) અંગ્રેજને પોર્ટુગીઝ સિવાય કોઇ પણ યુરોપી પ્રજાને મરાઠા રાજ્યમાં રહેવા દેવી નહિ.

(૧૦) મેંગલોર–૧૭૮૪ ટીપુ અને અંગ્રેજ વચ્ચે (૧) ટીપુએ અંગ્રેજ કેદીઓને છોડી દેવા (૨) સંપસંપીને રહેવું (૩) એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો.

(૧૧) શ્રીરંગપટ્ટણ–૧૭૯૨ ટીપુ અને અંગ્રેજ (૧) ત્રણ કરોડ રૂપીઆ તથા અડધું રાજ્ય અંગ્રેજને આપવું (૨) અંગ્રેજ કેદીઓને છોડી મુકવા (૩) નિઝામ તથા મરેઠાને કેટલોક મુલક આપવો. સરતો પાળતા સુધી ટીપુના કુંવરને અંગ્રેજ છાવણીમાં રાખવા.

(૧૨) હૈદ્રાબાદ–૧૭૯૮ નિઝામ તથા અંગ્રેજ (૧) કંટાજંટ લશ્કર રાખવું (૨) અંગ્રેજ સિવાય બીજી યુરોપીઅન પ્રજાને પોતાના રાજ્યમાં રાખવી નહિ.

(૧૩) હૈદ્રાબાદ–૧૮૦૧ અંગ્રેજ અને નિઝામ (૧) કંટીજંટ લશ્કરના ખર્ચ પેટે બાલાઘાટ પ્રાંત આપવો.

(૧૪) અયોધ્યા–૧૮૦૧ અંગ્રેજ અને નવાબ વચ્ચે (૧) નવાબે અંગ્રેજને વાયવ્ય પ્રાંત આપવો તેને બદલે અંગ્રેજોએ નવાબનું રક્ષણ કરવું.

(૧૫) ભરતપુર–૧૮૦૫ અંગ્રેજ અને ભરતપુરના રાજા વચ્ચે. (૧) હોલ્કર સાથેનો સંબંધ તોડી નાખવો (૨) દીગ તથા ૨૦ લાખ રૂપીઆ અંગ્રેજોને આપવા.

(૧૬) સેગાઉલી–૧૮૧૬ ગુર્ખા અને અંગ્રેજ (૧) ખટમંડુમાં રેસીડંટ રાખવા (૨) સિમલા અંગ્રેજને આપવું (૩) સીકીમના રાજાનો મુલક પાછો આપવો.

(૧૭) પુના—૧૮૧૭ બાજીરાવ અને અંગ્રેજ (૧) અંગ્રેજી સૈન્યના ખર્ચ બદલ કેટલોક મુલક પેશ્વાએ અંગ્રેજને આપવો. (૨) પર રાજ્યોના વાંધા અંગ્રેજ મારફત પતવવા.

(૧૮) યાન્દાબો–૧૮૨૬ અંગ્રેજ અને બ્રહ્મીરાજા વચ્ચે (૧) આસામ, આરાકાન અને તીનાસરીમ અંગ્રેજોને આપવા (૨) બ્રહ્મીરાજાએ ખર્ચ બદલ ૧ કરોડ રૂપીઆ અંગ્રજને આપવા.

(૧૯) લાહોર–૧૮૪૬ અંગ્રેજ અને શીખ વચ્ચે. (૧) સતલજ અને બિઆસ વચ્ચેનો મુલક અંગ્રેજને આપવો (૨) લડાઇના ખર્ચ બદલ દોઢ કરોડ રૂપીઆ આપવા (૩) દુલીપસિંહ મોટી ઉંમરનો થતા સુધી પંચ મારફત કારભાર ચલાવવો.

(૨૦) હૈદ્રાબાદ–૧૮૫૩ નિઝામ અને અંગ્રેજ (૧) અંગ્રેજી સૈન્યના ખર્ચ બદલ વરાડપ્રાંત અંગ્રેજોને આપવો.

(૨૧) રંગુન–૧૮૫૨ બ્રહ્મીરાજા અને અંગ્રેજ (૧) અંગ્રેજ કેદીઓને છોડી મુકવા (૨) પેગુપ્રાંત અંગ્રજને આપવો.

(२२) गंदामक—१८७९ अंग्रेज अने याकुबखान (१) काबुल, कुरम अने बोलनघाट अंग्रेजोने आपवो. (२) काबुलमां रेसीडन्ट राखवो. (३) परराज्योना वांधा अंग्रेज मारफत पताववा.

## अंग्रेज सरकारने हिंदमांथी मळेलो मुलक.

| नाम. | साल. | कोनी पासेथी. | केवी रीते. |
|---|---|---|---|
| मद्रास | १६३९ | चंद्रगीरीना राजा पासेथी | वेचाण |
| मुंबाई | १६६८ | इंग्लांडना राजा पासेथी | वेचाण |
| बंगाळा, बाहार, ओढीआ | १७५६ | दिल्हीना पादशाह पासेथी | बक्षीस |
| म्हैसुर | १७९९ | टीपु पासेथी | लडाइमां |
| वायव्य प्रांत | १८०१ | अयोध्याना नवाब पासेथी | लश्करना खर्च पेटे. |
| कर्णाटक | १८०१ | कर्णाटकना नवाब पासेथी | खालसा |
| बालाघाट | १८०१ | निझाम पासेथी | सलाहमां |
| भरुच, पावागढ | १८०३ | सिंधिआ पासेथी | लडाइमां |
| सीलोन | १८१६ | वलंदा पासेथी | सलाहमां |
| अमदावाद, महाराष्ट्र | १८१८ | पेश्वा पासेथी | खालसा |
| आसाम, आराकान, तीनासरीम | १८२६ | ब्रह्मी राजा पासेथी | लडाइमां |
| कुर्ग | १८३४ | राज्यना अंधेरथी | खालसा |
| सिंध | १८४३ | अमीरो पासेथी | लडाइमां |
| सतारा | १८४९ | बीनवारसी | खालसा |

| | | | |
|---|---|---|---|
| પંજાબ | ૧૮૪૯ | શીખ બીજા વિગ્રહમાં | લડાઇમાં |
| નાગપુર, ઝાંસી | ૧૮૫૩ | બીનવારસી | ખાલસા |
| પેગુ | ૧૮૫૩ | બીજા બ્રહ્મી વિગ્રહમાં | સલાહમાં |
| વરાડ | ૧૮૫૩ | નિઝામ પાસેથી | લશ્કરી ખર્ચ પેટે. |
| અયોધ્યા | ૧૮૫૬ | નવાબ પાસેથી અંધેર રાજ્ય વ્યવસ્થાથી | ખાલસા |
| પંચમહાલ | ૧૮૬૧ | સિંધિઆ પાસેથી | ઝાંસીના બદલામાં |
| શુદ્ધ બ્રહ્મદેશ | ૧૮૮૬ | ત્રીજા બ્રહ્મી વિગ્રહમાં | ખાલસા |

## મુકાબલા.

### ડુપ્લી અને લાલી.

(૧) અંગ્રેજનું મૂળ કાઢવામાં બન્ને સરખા હતા.
(૨) ડુપ્લીએ ફ્રેંચ સત્તા વધારી, લાલીએ બીલકુલ ખોઈ.
(૩) યુદ્ધ કૌશલ્યમાં ડુપ્લી કરતાં લાલી હોંશીઆર હતો.

### ક્લાઇવ અને શિવાજી.

(૧) ક્લાઇવે અંગ્રેજોનો અને શિવાજીએ મરેઠી રાજ્યનો પાયો નાંખ્યો.
(૨) બંન્ને ઝાઝું ભણેલા નહોતા.
(૩) ક્લાઇવે અમીચંદને અને શિવાજીએ અફજલખાનને દગો દીધો.

(૪) રાજ્ય સાચવી રાખવામાં બન્ને સરખા હતા.

(૫) બન્નેમાં લશ્કરી ગુણ સરખા હતા.

## કલાઇવ અને દુપ્લે.

(૧) દેશી રાજ્યોની ખટપટ કરવામાં બન્ને સરખા હતા.

(૨) કલાઇવના જેવું દુપ્લેમાં યુદ્ધ કૌશલ્ય નહોતું.

(૩) કલાઇવ દેશી લશ્કરનો પ્રેમ મેળવી શકયો તેમ દુપ્લે મેળવી શકયો નહિ.

## કલાઇવ અને હેસ્ટિંગ્સ.

(૧) કલાઇવે અંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો, તેના ઉપર હેસ્ટિંગ્સે ઇમારત ચણી.

(૨) કલાઇવ દેશી રાજ્યો સાથે મિત્રતાથી વર્ત્યો, પણ હેસ્ટિંગ્સે દેશી રાજ્યો પાસેથી ધન મેળવવા જુલમ કર્યો.

## વેલેસ્લી અને ડેલહોસી.

(૧) બન્નેની રાજ્યનીતિ બ્રિટિશ સત્તા વધારવાની હતી.

(૨) વેલેસ્લી કરતાં રાજ્ય સાચવવામાં ડેલહૌસી ચઢીઆતો હતો.

(૩) વેલેસ્લીની રાજ્યનીતિ શાંતીવાળી હતી, પણ ડેલહૌસીની તેવી નહિ હોવાથી બળવો થયો.

## ઍન્ટીક અને રીપન.

(૧) લોકોનો પ્યાર મેળવવામાં અને રૈયતનું ભલું કરવામાં સરખા હતા.

(૨) કેળવણીનો ફેલાવો કરવામાં બન્ને સરખા હતા.

(૩) દેશી લોકોને મોટા હોદ્દા આપવામાં સરખા હતા.

(૪) હિંદને દેવાના બોજામાંથી ઉગારવાના વિચારવાળા હતા.

(૫) વસુલાત ખાતું સુધારવા તરફ બન્નેનું લક્ષ સરખું હતું.

(૬) બેન્ટિક સારામાં સારો ગવર્નર જનરલ ગણાયો, તેમ રીપન સારામાં સારો વોઇસરાય કહેવાયો.

## લીટન અને ડફ્રીન.

(૧) હિંદપર ખર્ચનો બોજો નાખવામાં બન્ને સરખા હતા.

(૨) લીટને લાઇસન્સ ટેક્સ નાખ્યો ત્યારે બીજે ઇન્કમ ટેક્સ નાખ્યો.

(૩) લીટને કૈસરેહિંદ ઉત્સવ કર્યો, તેમ ડફ્રીને જ્યુબીલી મહોત્સવ કર્યો.

(૪) બન્ને કાંઝરવેટીવ પક્ષના હતા.



## ટૂંક જીવનચરિત્રો.

**કલાઇવ**—ઇ. સ. ૧૭૨૫ માં જન્મ્યો હતો. સને ૧૭૪૪ માં હિંદમાં આવી વેપારી ખાતામાં દાખલ થયો, પણ અનુકુળ નહિ પડવાથી લશ્કરી ખાતામાં દાખલ થયો. અર્કાટનો ઘેરો ઘલાવી ચંદા સાહેબ વગેરેને હરાવી પ્રખ્યાત થયો. ૧૭૫૭ સીરાઉદ્દૌલાને હરાવી બંગાળામાં અંગ્રેજી સત્તા સ્થાપી. ૧૭૫૫-૧૭૬૬ માં ગવર્નર થયો. ૧૭૬૭ માં વિલાયત ગયો. ત્યાં તેના દુશ્મનોએ લાંચ લીધાનો આરોપ મુકી કામ ચલાવ્યું, તેમાં તે જીત્યો, પણ ૧૭૭૪ માં આપઘાત કરી મરણ પામ્યો.

**ડુપ્લી**—ઇ. સ. ૧૭૩૧ માં હિંદમાં આવ્યો. તે હોશીઆર હોવાથી પાંડીચેરીનો ગવર્નર થયો, અને નિઝામ તથા કર્ણાટકના રાજાઓનો પક્ષ પકડી અંગ્રેજોને હિંદમાંથી કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો, પણ યુદ્ધ કૌશલ્યમાં હોંશીઆર નહિ હોવાથી કલાઇવે તેની ધારણા ધૂળ કરી. તે ૧૭૬૩ માં મરણ પામ્યો.

**ચંદા સાહેબ**—એ દોસ્તઅલ્લીનો જમાઇ હતો. એને મરેઠાઓએ બંદીખાને નાખ્યો હતો. ત્યાંથી ડુપ્લેએ સાત લાખ રૂપીઆ આપી છોડાવ્યો હતો. ૧૭૫૧ માં નવાબ અનવરૂદ્દીનને અંબુરની લડાઇમાં મારી તેને કર્ણાટકનો નવાબ બનાવ્યો. ચંદાસાહેબે અંગ્રેજોના મિત્ર મહમદઅલ્લીને ત્રિચાનાપલ્લીમાં ઘેર્યો હતો, પણ અંગ્રેજોએ તે ઘેરો ઉઠાવી મહમદઅલ્લીને છોડાવી કર્ણાટકનો નવાબ બનાવ્યો.

**નાના ફડનવીસ**—એ માધવરાવ પેશ્વાનો કારભારી હતો. જ્યારે પુનાની ગાદી માટે રાઘોબા પ્રયત્ન કરતો હતો, તે વખતે આ પ્રખ્યાત નર માધવરાવના તરફ હતો. એણે ૧૭૯૪ માં કુર્દલાની લડાઇમાં નિઝામને હરાવી પેશ્વાની ગયેલી કીર્તિ પાછી મેળવી. જ્યાં સુધી આ મહાન નર જીવતો હતો ત્યાં સુધી તેણે પેશ્વાઇને પરતંત્રતામાં પડવા દીધી નહિ પણ પડતીમાંથી બચાવી તે ઇ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યો, ત્યાર પછી કુસંપ દાખલ થવાથી પેશ્વાઈ સત્તાનો નાશ થયો.

**નંદકુમાર**—એ ગ્નાતે બ્રાહ્મણ ને મોટો જાગીરદાર હતો. કૌંસીલના મેમ્બરોની શીખવણીથી વોરનહેસ્ટિંગ્સ ઉપર લાંચ લીધાનું તહોમત મુકી કામ ચલાવ્યું, પણ તેના ઉપર ખોટું ખત બનાવ્યાનું તહોમત આવવાથી ગુનેગાર ઠરાવી ફાંસી દીધી.

**લૉર્ડ લેક**—ઇ. સ. ૧૮૦૦ માં હિંદમાં સેનાપતિ થયો. તેણે દિલ્હી, લાસવારી અને અસાઈ આગળ વિજય મેળવી સિંધીઆને હરાવ્યો અને મરેઠાના કબજામાંથી બાદશાહ શાહઆલમને છોડવ્યો. ઇ. સ. ૧૮૦૫ માં ભરતપુરનો અજીતગઢ જીતવા સ્વારી કરી, પણ હારીને પાછો આવ્યો. તે ઇ. સ. ૧૮૦૭ માં ઇંગ્લાંડ ગયો.

**રૉબર્ટ સેલ**—આ સરદાર અફઘાન લડાઇમાં પ્રખ્યાત થયો. તેણે પરવાન આગળ દોસ્તમહમદને અને જલાલાબાદ આગળ અકબરખાનને હરાવ્યો. તે ઇ. સ. ૧૮૪૫ માં મુડકીની લડાઇમાં માર્યો ગયો.

**લૉર્ડ ગાફ**—એણે સિંધીઆને પનીઆર આગળ તથા શીખ લોકોને ગુજરાતની લડાઇમાં હરાવી નામના મેળવી. વળી ચીનાઓને હરાવી ચીનના બંદરોમાં અંગ્રેજોને વેપાર કરવાની છુટ અપાવી.

## અંગ્રેજી રાજ્યથી થએલા ફાયદા.

(૧) લોકોના જાનમાલનુ સારી રીતે રક્ષણ થાય છે.

(૨) વિદ્યા વધવાથી સ્વતંત્રતાના વિચાર પેદા થયા, અને પોતાના હક માગવા તૈયાર થયા

(૩) દેશ ઉપર ઘણો ખર્ચ હોવા છતાં દેશ આબાદ છે.

(૪) રેલવે, તાર, ટપાલ દાખલ થવાથી વેપારને ઉત્તેજન મળ્યું.

(૫) યાંત્રિક કળા તરફ લોકોનું વલણ થયું.

(૬) રાજ્યની શાન્તિને લીધે લોકો દેશ પરદેશ જઇ સારી રીતે વેપાર રોજગાર કરી શકે છે.

## મરેઠી રાજ્યની ચડતીનાં કારણ.

(૧) એમનું લશ્કર ને ઘોડા કસાએલા હતા.
(૨) ઘોડા ઉપર ઝાઝો સરસામાન નાખતા નહિ તેથી નાસવાનું સુગમ પડતું.
(૩) લશ્કરની ગોઠવણી કરવામાં ચાલાક હતા.
(૪) પહાડી મુલક અને ઘાટોના ભોમીઆ હોવાથી સંતાઇ જવામાં સુગમતા પડતી.
(૫) પ્રસંગ આવે નાશી જવામાં પણ ચુકતા નહિ
(૬) ધર્માભિમાની તેમજ દગો દેવામાં પણ પાછા પડતા નહિ.
(૭) એશઆરામી, દારૂડીઆ કે વ્યભિચારી નહોતા.
(૮) પોતાની રૈયત ઉપર જુલમ કરતા નહિ.
(૯) મુલકના બંદોબસ્ત ઉપર તથા રૈયતને ઇન્સાફ આપવામાં હોંશીઆર હતા.

## મરેઠી રાજ્યની પડતીના કારણો.

(૧) શિવાજી મહારાજ પછીના રાજા દારૂડીઆ અને વ્યભિચારી હતા.
(૨) પોતાનો રાજકારભાર પેશ્વાને સોંપી સત્તા ઘટાડી.
(૩) સરદારોમાં સંપ નહિ હોવાથી માંહોમાંહે વઢ્યા.
(૪) મરેઠી રાજા અભણ હતા.
(૫) પાછળના રાજાઓમાં દેશાભિમાન નહિ હોવાથી, તથા રાજ્ય લોભથી અંગ્રેજને શરણે ગયા.

## રાજકીય પરવાના (પટા).

(૧) ૧૭૭૩માં રેગ્યુલેટીંગ ઍકટ થયો, આથી કંપનીને રાજસત્તા મળી.

(૨) ૧૭૮૩માં ફૉક્સે બીલ મુક્યુ, તેમાં કંપનિ વેપાર કરે અને રાજકારભાર પાર્લામેંટ ચલાવે પણુ તે નામંજુર થયું.

(૩) ૧૭૮૪માં પીટનું બીલ પાસ થયું; તેથી ડિરેકટરો ઉપર દેખ-રેખ રાખનાર બૉર્ડ ઑફ કંટ્રોલ નામે સભા નીમાઈ.

(૪) ૧૮૩૩ના ધારાથી કંપનિને વેપાર કરવાની બંધી કરવામાં આવી, અને હિંદ તથા ચીનમાં વેપાર કરવાની બધા અંગ્રેજોને છુટ આપવામાં આવી.

(૫) ૧૮૫૮ના ધારાથી કંપનિનું રાજ્ય ઇંગ્લાંડની રાણીને હાથ આવ્યું.

(૬) ૧૮૬૧ના ધારાથી મુંબાઇ તથા મદ્રાસની કૌંસીલમાં કાયદા બાંધવા માટે દેશી ગૃહસ્થો દાખલ કરવામાં આવ્યા અને સુપ્રીમ કૉર્ટને ઠામે હાઈકૉર્ટ દાખલ કરી.

(૭) ૧૮૮૩માં ઇલબર્ટ બીલ પાસ થયું, તેમાં દેશી જડજો ગોરાઓનો ઇન્સાફ કરે એમ ઠરાવવામાં આવ્યું.

(૮) ૧૯૦૯માં હિંદી પ્રજા રાજવહીવટમાં ભાગ લેતી થાય તે સારૂ ઇલાકા અને મુખ્ય સરકારી કૌંસીલમાં વધારે દેશી સલાહકારો નીમવાનો હક મળ્યો.

## હિંદની રાજ્ય વ્યવસ્થાનું ટુંક વર્ણન.

૧૮૫૮માં મહારાણીશ્રી વિક્ટોરીઆના હસ્તકમાં હિંદ આવ્યું, ત્યારથી આ દેશનો રાજ્ય કારોબાર ચલાવવા માટે જે પ્રતિનિધિ મોકલવા માંડયો તે હિંદનો વૉઇસરાય કહેવાય છે. ઇંગ્લાંડમાં હિંદના વહીવટ ઉપર દેખરેખ રાખવા એક સેક્રેટરી અને પંદર સભાસદોની

એક કોંસીલ નીમી તેને "ઇંડીઆ કોંસીલ" કહે છે. હિંદી રાજ્ય વહીવટ ચલાવવા વૉઈસરાયના હાથ નીચે એક કોંસીલ છે તેમાં સેનાપતિ સાથે નવ મેમ્બર નીમાય છે, તેમાં એક દેશી મેમ્બર હોય છે. વૉઇસરાયના હાથ નીચે કાયદા બાંધનારી સભામાં ઉપરના નવ મેમ્બરો ઉપરાંત ૩૫ સરકાર તરફના અને ૨૫ લોકો તરફના મળી કુલ ૭૦ સભાસદો હોય છે. દેશના કારોબાર સરળતાથી ચલાવવા માટે દેશના વિભાગ પાડી મુંબાઈ, મદ્રાસ ને બંગાળામાં ગવર્નર નીમે છે. બહાર ને ઓરીસ્સા, સંયુક્ત પ્રાંતો, પંજાબ ને બ્રહ્મદેશના ઉપરી હાકેમ તરીકે લેફ્ટેનન્ટ ગવર્નર નીમે છે. આસામ, મધ્યપ્રાંત, સરહદપરના વાયવ્ય પ્રાંત, અજમેર, કુર્ગ, આંદામાન ને બલુચીસ્તાન ઉપર ચીફ કમીશ્નર નીમે છે.

ગવર્નરોના હાથ નીચે વહીવટ કરનારી અને કાયદા બાંધનારી સભાઓ હોય છે. વહીવટ કરનારી કૌંસીલમાં ગવર્નર અને બીજા ત્રણ મેમ્બરો હોય છે. તેમાં એક દેશી હોય છે. કાયદા બાંધનારી સભામાં ઉપરના ત્રણ સિવાય ૨૧ પ્રજાના પ્રતિનિધિ અને બાકીના સરકાર તરફથી નિમાએલા મળી કુલ ૪૮ સભાસદો હોય છે. તે બધાઓ બબ્બે વરસે બદલાય છે. લેફ્ટેનન્ટ ગવર્નરોને પણ ઉપરના જેવી બબ્બે સભાઓ હોય છે. એ કોંસીલોની સલાહ પ્રમાણે દરેક પોત પોતાના તાબાના મુલકનો વહીવટ કરે છે. ચીફ કમીશ્નરોને આવી કોંસીલો હોતી નથી. દરેક ઇલાકામાં પ્રાંતો હોય છે. એ પ્રાંતોના ભાગને જિલ્લા અને જીલ્લાના ભાગને તાલુકા કહે છે. પ્રાંતના ઉપરીને કમીશ્નર, જિલ્લાના ઉપરીને કલેક્ટર અને તાલુકાના ઉપરીને મામલતદાર કહે છે. તે અધિકારીઓને વસુલાતખાતા ઉપરાંત ફોજદારી ગુના સાંભળવાનો પણ અધિકાર હોય છે.

કલેકટરોને મદદ કરવા માટે આસિ. કલેકટરો અને ડેપ્યુટી કલેકટરો હોય છે.

દેશનો બંદોબસ્ત રાખવા માટે પોલીશખાતું સ્થાપેલું છે. જિલ્લાના ઉપરીને પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ કહે છે. એના હાથ નીચે પોલીસ ઇન્સ્પેકટરો અને તેના હાથ નીચે પોલીસ સબઇન્સ્પેકટરો હોય છે. તેઓ દેશમાં ચોરી, ખુન, ધાડ વગેરે ગુના અટકાવી દેશમાં સલાહ-શાન્તિ સાચવે છે. ગુનેગારોને પકડી ન્યાય માટે માજીસ્ટ્રેટોને સોંપે છે. ઇલાકાના પોલીસ અધિકારીને પોલીસ કમીસ્નર કહે છે.

દરેક ઇલાકામાં ન્યાયખાતાનો વહીવટ ચલાવવા માટે હાઇ કોર્ટ સ્થાપવામાં આવી છે. હાઇકોર્ટના જડજોમાં દેશી જડજો પણ હોય છે. જડજોના તાબામાં જિલ્લા જડજો અને તેમના તાબામાં સબજડજો કે મુન્સફો હોય છે. સબજડજોના ઇન્સાફથી નારાજ થએલા અનુક્રમે જિલ્લા જડજ અને હાઇકોર્ટમાં અપીલ કરે છે. હાઇકોર્ટ ઉપરની કે ગવર્નમેન્ટ ઉપરની અપીલ પ્રીવી કૌંસીલમાં કે હિંદી સેક્રેટરીને ત્યાં થાય છે.

લૉર્ડ રિપનના સમયથી લોકો રાજકાજમાં ભાગ લેતા થાય એ શુભ ઉદ્દેશથી લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીના હક્ક બક્ષી લોકોને માહીદગાર કર્યાં, અને હાલ ધીમે ધીમે છુટ આપી ગવર્નર અને વૉઇસરાયની કૌંસીલમાં પણ લોક પ્રતિનિધિ તત્વ દાખલ કર્યું છે. આથી રાજ્ય તરફની પ્રજાની વફાદારી દૃઢ થઇ છે.

તાબાનાં દેશી રાજયો પર દેખરેખ રાખવાનો પણ બંદોબસ્ત કરેલો છે. હૈદરાબાદ, કાશ્મિર, વડોદરા, ગ્વાલિયર ને મહિસુર વૉઇસરાયની સીધી દેખરેખ નીચે છે. તેના ઉપરી અધિકારીને રેસિડંટ કહે છે.

કેટલાક રાજ્યોપર ગવર્નર દેખરેખ રાખે છે. તેમના તરફથી નીમવામાં આવેલા અધિકારીને એજંટ ટુ ધી ગવર્નર કહે છે. જીલ્લાની હદમાં આવેલાં નાનાં રાજ્યોની દેખરેખ કલેકટર રાખે છે, અને તે તે સંસ્થાનનો પોલિટીકલ એજંટ કહેવાય છે.

અંગ્રેજી રાજ્ય બંધારણના ખર્ચ નિભાવ માટે સરકાર જુદી જુદી રીતે ઉપજ લે છે. એ ઉપજ જમીનવેરો, રેલવે, જકાત, આબકારી, અફીણ, મીઠું, નહેરો, સ્ટાંપ, જંગલખાતુ, ટપાલ, ટંકશાળ, રેલવે, તાર, નહેરો વગેરે ખાતાં સ્થાપેલાં છે. ઉપજ કરતાં વધારે ખર્ચ કરવાનું હોય તો સરકાર કરજે નાણાં લે છે; અને ધીરનારાઓને વ્યાજ આપે છે. ઉપજમાંથી જે ખર્ચ થાય છે તેમાં લસ્કર, રેલવે, પોલીસ, વહીવટખાતું, ઉધરાતખાતું, નહેરો, ટપાલ, તાર, ટંકશાળ, ન્યાય વગેરે ખાતાં ચાલે છે. દુ:કાળની આપત્તિ બચાવવા માટે દર વરસે ઉપજમાંથી દોઢ કરોડ રૂપીઆ અનામત રાખવામાં આવે છે. હિંદના અંગ્રેજી રાજ્યનું વાર્ષિક આવક લગભગ એક અબજ રૂપીઆ છે, અને ખર્ચ પણ લગભગ તેટલું જ છે.

## લડાઇઓ.

| સ્થળ. | સાલ. | કોની કોની વચ્ચે | પરિણામ. |
|---|---|---|---|
| ડભોઇ | ૧૭૩૪ | બાજીરાવ પેશ્વાએ | ત્રિંબકરાવને હરા૦ |
| ભોપાળ | ૧૭૩૬ | ,, | નિઝામને હરાવ્યો |
| આંબુર (૧) | ૧૭૪૧ | મરેઠાએ | કર્ણા૦ નવાબ દોસ્ત૦ અલીને માર્યો. |
| મદ્રાસ | ૧૭૪૬ | ફ્રેંચોએ | કર્ણા૦ નવાબને હરાવ્યો. |

| | | | |
|---|---|---|---|
| અંબુર (૨) | ૧૭૫૦ | ડુપ્લીએ | નવાબ અનવરૂદીનને હરા. |
| આર્કાટ, આર્ન્ત | ૧૭૫૧ | કલાઇવે | રાજા સાહેબને હરાવ્યો |
| કાવરેપાક | ૧૭૫૨ | ,, | ,, |
| બાહુર | ૧૭૫૨ | મેજર લારેન્સે | ફ્રેંચોને હરાવ્યા |
| પ્લાસી | ૧૭૫૭ | કલાઇવે | નવાબ સુરાજ દૌલાને હરા૦ |
| ચીન્સુરા | ૧૭૫૯ | કર્ન૦ ફોર્ડે | વલંદાને હરાવ્યા |
| વાંદેવાસ | ૧૭૬૦ | સર કૂટે | લાલી તથા બુસીને હરા૦ |
| ઉદગીર | ૧૭૬૦ | સદાશીવ ભાઉએ | નિઝામને હરાવ્યો |
| પટણા (૧) | ૧૭૬૧ | મેજર કર્નાક | બાદ૦ શાહઆલમને હરા૦ |
| ઘેરીઆ | ૧૭૬૩ | મિસ્ટર આદમ્સે | મીરકાસમને હરાવ્યો |
| પટણા (૨) | ૧૭૬૪ | કર્નાકે | મીરકાસમ, શાહઆલમને તથા સુજાઉદદૌલાને હરાવ્યા |
| બક્સર (૨) | ૧૭૬૪ | મેજર મનરોએ | ઉપરના ત્રણેને હરાવ્યા. |
| ચંગામ, ત્રિનોમાલી, અંબુર | ૧૭૬૭ | કર્નલ સ્મીથે | હૈદરને હરાવ્યો |
| એરકુલી | ૧૭૭૨ | માધવરાવે | હૈદરને હરાવ્યો |
| પોલીલોર | ૧૭૮૦ | હૈદરે | કર્ન૦ બેલીને હરાવ્યો |
| ચીલામબ્રમ | ૧૭૮૧ | હૈદરે | સર આયરકૂટને હરાવ્યો |
| પોર્ટોનોવો, પોલીલોર(૨), શોલીંગર | ૧૭૮૧ | સર આયરકૂટે | હૈદરને હરાવ્યો |

| | | | |
|---|---|---|---|
| શીમોગા<br>અરીકેરા | ૧૭૯૧ | કાર્નવાલીસે | ટીપુને હરાવ્યો |
| કુર્દલા | ૧૭૯૫ | મરેઠાએ | નિઝામને હરાવ્યો |
| માલવેલી<br>સદાશીર<br>શ્રીરંગપટ્ટણ | ૧૭૯૯ | અંગ્રેજોએ | ટીપુને હરાવ્યો |
| પુના | ૧૮૦૧ | જશવંતરાવ હોલ્કરે | પેશ્વાને હરાવ્યો. |
| અસાઇ | ૧૮૦૩ | જન૦ વેલેસ્લીએ | સિંધિઆ તથા ભોંસલેને હરાવ્યા. |
| દિલ્હી<br>લાસવારી | ૧૮૦૩ | લૉર્ડ લેક | સિંધિઆને હરાવ્યો. |
| આરગામ | ૧૮૦૩ | જન૦ વેલેસ્લીએ | સિંધિઆ તથા ભોંસલેને હરાવ્યા. |
| દિગ | ૧૮૦૪ | ફ્રેજર તથા મોન્સને | હોલકરને હરાવ્યો. |
| ફરૂકાબાદ | ૧૮૦૪ | લૉર્ડ લેક | હોલકરને હરાવ્યો. |
| ભરતપુર | ૧૮૦૫ | લૉર્ડ લેક | ઘેરો ઘાલ્યો પણ જીતાયું નહિ. |
| મલુન | ૧૮૧૫ | જન૦ આકટરલોનીએ | ગુર્ખાને હરાવ્યા. |
| મકવાનપુર<br>હરિહરપુર | ૧૮૧૬ | ,, | |
| ખડકી<br>કોરેગામ<br>આસ્ટે | ૧૮૧૭ | અંગ્રેજોએ | બાજીરાવ પેશ્વાને હરાવ્યો. |
| રંગુન | ૧૮૨૪ | કેમ્પબેલે | બ્રહ્મીઓને હરાવ્યા. |

| | | | |
|---|---|---|---|
| પ્રોમ<br>પેગામ | ૧૮૨૫ | | ,, |
| ભરતપુર (૨) | ૧૮૨૭ | લોર્ડ કોમ્બરમીયરે | ગઢ જીત્યો |
| પરવાન | ૧૮૩૭ | રોબર્ટ સેલે | દોસ્તમહમદને હરાવ્યો |
| કંદહાર | ૧૮૪૨ | જન૦ નોટે | અફઘાનોને હરાવ્યા |
| મીયાની<br>હૈદરાબાદ | ૧૮૪૩ | નેપીયરે | સિંધના અમીરોને હરાવ્યા |
| મહારાજપુર<br>પનીઆર | ૧૮૪૩ | લોર્ડ ગોફ અને જન૦ ગ્રે સાહેબે | સિંધિઆને હરાવ્યો. |
| મુડકી<br>ફીરોજપુર | ૧૮૪૫ | અંગ્રેજોએ | શીખ લોકોને હરાવ્યા |
| અલીવાલ<br>સોબ્રાઉન | ૧૮૪૬ | ,, | ,, |
| ફીનેરી<br>સદુસેન<br>રામનગર | ૧૮૪૮ | ,, | ,, |
| ચીલીઅનવલા | ૧૮૪૯ | શીખ અને અંગ્રેજ | તેમાં અંગ્રેજોને નુકશાન થયું |
| ગુજરાત | ૧૮૪૯ | લોર્ડ ગોફે | શેરસીંગને હરાવ્યો |
| રંગુન<br>પેગુ | ૧૮૫૨ | જન૦ ગોડવીને | બ્રહ્મીઓને હરાવ્યા |
| કંતાન | ૧૮૫૭ | અંગ્રેજોએ | ચીનાઓને હરાવ્યા |
| ભુતાન | ૧૮૬૪ | અંગ્રેજોએ | ભુતાનના રાજાને હરાવ્યો |
| અવંદ | ૧૮૮૦ | જન૦ રોબર્ટ | અફઘાનોને હરાવ્યા. |

| | | | |
|---|---|---|---|
| માંડલેજ<br>મીનલાગઢ | ૧૮૮૫ | અંગ્રેજોએ | બ્રહ્મીઓને હરાવ્યા. |
| લીંગટું<br>નેટાંગ | ૧૮૮૮ | અંગ્રેજોએ | તિબેટના રાજાને હરાવ્યો. |
| મણીપુર | ૧૮૯૧ | જન૦ ગ્રેહામે | મણીપુરના રાજાને હરા૦ |
| મુંબાઈ | ૧૮૯૩ | હિંદુ મુસલમાન વચ્ચે હુલ્લડ થયું. | તેમાં અંગ્રેજોએ બન્ને પક્ષને નરમ પાડયા. |



### પ્રશ્નોત્તર રૂપે

# નાગરિકના ધર્મ તથા આરોગ્યવિદ્યા.

---

## ( ઉપોદ્‌ઘાત. )

પ્ર૦ નાગરિક એટલે શું ?

ઉ૦ એક ગામ કે નગરમાં વસનારા સઘળા લોકો નાગરિક કહેવાય, અને બહોળા અર્થમાં કહીએ તો એક દેશમાં અથવા એક રા-જ્યની સત્તા નીચે રહેનારા સઘળા લોકો નાગરિકજ કહેવાય.

પ્ર૦ નાગરિકના ધર્મ એટલે શું ?

ઉ૦ મનુષ્ય તરીકે પોતાની જાત પ્રત્યે, કુટુંબ પ્રત્યે, ગામ પ્રત્યે, દેશ પ્રત્યે અને તેથી આગળ વધતાં સકળ જનસમાજ પ્રત્યે જે જે ફરજો બજાવવાની છે તે ફરજો નાગરિકના ધર્મ કહેવાય છે.

પ્ર૦ ખરો નાગરિક કોણ ?

ઉ૦ ખરો નાગરિક તેજ કે જે દેશના કલ્યાણને માટે જરૂર પડે ત્યાં પોતાના હરેક સ્વાર્થનો ભોગ આપવા સદા તત્પર રહેતો હોય તે.

પ્ર૦ વ્યક્તિ અને સમાજ એટલે શું ?

ઉ૦ માણસો એક બીજા સાથે ભેગા મળીને રહે છે તે સમાજ કહે-વાય અને સમાજનો દરેક માણસ એક વ્યક્તિ કહેવાય છે.

પ્ર૦ વ્યક્તિ અને સમષ્ટિ ( સમાજ ) એ બંનેનો અરસપરસ શો સંબંધ છે ?

ઉ૦ મનુષ્ય જાતનો વિકાસ સમાજમાંજ સંભવીત છે. કોઈપણ મનુ-ષ્ય સમાજથી છૂટો પડી એકલો પોતાની ઉન્નતિ સાધી શકશે

નહિ. આમ મનુષ્ય જાતના વિકાસને અર્થે સમાજ આવશ્યક છે. આથી સમાજની ઉન્નતિને અર્થ સામાજિક લાભનાં હરેક કર્તવ્ય કરવાની હરેક વ્યક્તિને માથે ફરજ છે.

પ્ર૦ મનુષ્યજાતિના વિકાસ માટે વ્યક્તિસ્વાતંત્ર્ય આવશ્યક છે કે સમાજવ્યવસ્થા આવશ્યક છે?

ઉ૦ સમાજવ્યવસ્થાને હાનિ ન થાય એવું વ્યક્તિસ્વાતંત્ર્ય આવશ્યક છે.

પ્ર૦ તેનું કારણ શું? ઉદાહરણ આપી સમજાવો.

ઉ૦ વ્યક્તિના ભોગે સમાજનું હિત સાધતાં મનુષ્યનો વિકાસ કેવળ યંત્રવત્ એકદેશી થઇ જાય છે. પરિણામ એ આવે છે કે એ રીતે સમાજ ઘણુંક હિતકર બાબતોમાં પછાત રહી ભવિષ્યને માટે કંઈ શુભ પરિણામ રૂપી વારસો મૂકવા હતભાગ્ય નીવડે છે. દાખલા તરીકે પ્રાચીન સ્પાર્ટામાં વ્યક્તિસ્વાતંત્ર્ય સમાજવ્યવસ્થાને હાનિકારક માનવામાં આવતું, અને તેથી વ્યક્તિના ભોગે સમાજની વ્યવસ્થા સાધવાનો પ્રયાસ કરવામાં આવતો. અને સમાજના રક્ષણને માટે શારીરિક બળ અને સૈનિક ઉત્સાહની જરૂર માની તેની વૃદ્ધિજ માત્ર કરવામાં આવતી; પરિણામ એ આવ્યું કે એ રાજ્યના અંત પછી ભવિષ્યને માટે તેણે કંઇ સુંદર સાહિત્ય, કળા કે શોધખોળ મૂકી નહિ. એથી ઉલટું એથેન્સમાં કોઈપણ નાગરિકને હરેક પ્રવૃત્તિ કરવાની છૂટ હોવાથી તેમનાં શરીર, મન, હૃદય સારી રીતે વિકાસ પામી શક્યાં; અને પોતાની સમાજનું રક્ષણ કરવા ઉપરાંત કળા, સાહિત્ય વગેરે ભવિષ્યને માટે તેમનાથી મૂકી શકાયું અને તેમનાં જીવન રસિક અને સુખમય બન્યાં.

# પ્રકરણ ૧ લું.

પ્ર૦ માણસની જિંદગીમાં કુટુંબની ફરજો ઘણો અગત્યનો ભાગ ભજવે છે તેનું કારણ શું ?

ઉ૦ કુટુંબમાંજ માણસોનું જીવન શરૂ થાય છે, કુટુંબમાંજ તેમની શક્તિઓ ખીલે છે, અને મોટપણે જીવનમાં કેમ વર્તવું તે કુટુંબમાંજ શીખાય છે, માટે કુટુંબની ફરજો ઘણી અગત્યની છે.

પ્ર૦ બાળકોની કુટુંબની ફરજો કઈ કઈ?

ઉ૦ એ જાતની ફરજો ચાર ભાગમાં વહેંચાઇ જાય છે; (૧) પોતાની જાત તરફની; (૨) માબાપ તરફની; (૩) પોતાનાં ભાંડુઓ તરફની; અને (૪) કુટુંબના સંબંધીઓ તથા મહેમાનો તરફની ફરજો.

પ્ર૦ એ ફરજો સારામાં સારી રીતે બજાવવામાં કઇ વસ્તુ જરૂરની છે?

ઉ૦ પોતાની ફરજ યથાર્થ રીતે બજાવવામાં માબાપની શિખામણ જરૂરની છે; તોપણ દરેકમાં પોતાનો ઉમંગ એ મુખ્ય વાત છે. કેમકે ઉમંગથી દરેક કામ સારૂં થાય છે; અને કામ કરનારને આનંદ થાય છે. ઉમંગથી કામ સહેલું થાય છે અને બીજાં કામ કરવાની આવડત વધે છે.

પ્ર૦ પોતાની જાત તરફની ફરજો બજાવવામાં કઇ કઇ બાબતો ઉપર ધ્યાન રાખવું ?

ઉ૦ પોતાના શરીરનું આરોગ્ય જાળવવું; અને તેમ થવા માટે આહારવિહારમાં નિયમિત રહેવું તથા માપકસર કસરત આપવી એ ખાસ જરૂરનું છે. શરીરની સ્વચ્છતા રાખવી તથા વાણી અને મન પવિત્ર રાખવાં.

પ્ર૦ ધર્મશાસ્ત્રોમાં પંચાયતન પૂજા કઈ કઇ ગણાવી છે?

ઉ૦ માતા, પિતા, આચાર્ય, (ગુરુ) અતિથિ અને ઇશ્વર એ પાંચની પૂજાને પંચાયતન પૂજા કહેવામાં આવે છે.

પ્ર૦ એમની પુજા કેવી રીતે થાય?

ઉ૦ તેમના પ્રત્યેની આપણી ફરજો સંપૂર્ણ અદા કરવી એ એમની પૂજા કહેવાય.

પ્ર૦ માબાપ તરફની ફરજ શી રીતે બજાવી શકાય?

ઉ૦ તેમની ઇચ્છાને આધીન થવું, તથા તેમને બની શકે તેટલી હરેક રીતે સહાય આપવી.

પ્ર૦ ભાઇભાંડુ પ્રત્યેની ફરજ કેવી રીતે અદા થાય?

ઉ૦ નાનાં ભાઇબેનને હરેક રીતે મદદગાર થવું, તેમને ફરવા લઇ જવાં, તેમનાં કપડાં વગેરે સાહિત્યો સંભાળવાં, તેમને અભ્યાસ કરવામાં મદદગાર થવું, તેમને જુદી જુદી બાબતોની માહીતિ આપવી, તેમની જોડે શાંતિથી અને માયાળુપણે વર્તવું—આમ કરવાથી તેમના પ્રત્યેની ફરજ અદા થાય છે.

પ્ર૦ કુટુંબના સંબંધી તથા મહેમાનો પ્રત્યેની ફરજ કેમ અદા થઇ શકે?

ઉ૦ તેઓ પોતાને ત્યાં આવે ત્યારે તેમની સાથે વિવેકથી બોલવું ચાલવું, તથા તેમના કામકાજમાં બનતી હરેક સગવડ કરી આપવી. પોતે ગમે તે કામમાં હોય તોપણ બાળકોએ આવનારનો સત્કાર કરવાનું ચૂકવું નહિ.

પ્ર૦ માણસનું મોટામાં મોટું ભૂષણ શું?

ઉ૦ ઊંચી રીતભાત.

# પ્રકરણ ૨ જું.

## શાળા.

પ્ર૦ વિદ્યાર્થીએ શાળામાં એક બીજા સાથે કેવી રીતે વર્તવું?

ઉ૦ સઘળાં બાળકો ઉપર પોતાનાં ભાઇભાંડુ જેવો ભાવ રાખવો.

પ્ર૦ ગુરુભક્તિ એ મોટામાં મોટો ધર્મ છે તેનું કારણ શું?

ઉ૦ શિક્ષક આપણા આત્માનું કલ્યાણ કરનાર છે. આપણા આત્મામાં પ્રભુએ ઘણી શક્તિઓ મૂકેલી છે તે શક્તિઓને ખીલવનાર શિક્ષક છે. મોટપણે માણસ અનેક મહાન કાર્યો કરવા શક્તિમાન થાય છે તે ગુરુએ આપેલી વિદ્યાના બળેજ. આ પ્રમાણે દુનીઆમાં આપણું વધારેમાં વધારે હિત કરનાર હોય તો તે શિક્ષકજ છે માટે તેના તરફ પૂજ્યભાવ સદા રાખવો, તેમને માન આપવું, તેમની આજ્ઞા પાળવી અને બની શકે તેટલી તેમની સેવા કરવી; એ દરેક વિદ્યાર્થીનું કર્તવ્ય છે.

પ્ર૦ શાળામાં બાળકોના કયા કયા સદ્‌ગુણો ખીલે છે, અને તે કેવી રીતે?

ઉ૦ શાળામાં વિદ્યાર્થીઓ યોગ્ય વર્તન રાખે તો ઘણા ઉપયોગી ગુણો ખીલવી શકે છે. પ્રમાણિકપણું, ઉદ્યોગ, ચોકસાઇ, સભ્યતા, સહનશીલતા એ ગુણો ખીલવવાની ઘણીજ તક શાળામાં મળે છે.

ઘણાં બાળકોની સાથે સમાધાનીથી રહેવાનું હોવાથી તેના સ્વભાવમાંથી ચિડીઆપણું, અધીરાઇ, તોછડાઇ વગેરે વિચિત્રતાઓ જતી રહે છે. તે પોતાના મન પર કાબુ રાખતાં શીખે

છે, તથા કયે વખતે કેમ બોલવું અને શું બોલવું તે સમજી જાય છે.

જુદી જુદી સ્થિતિના વિદ્યાર્થીઓ સાથે રહેવાથી સમાનભાવ અને દીલસોજી આવે છે. તેમજ દૃઢતા, શાંતિ, સ્વમાન, ખંત, આગ્રહ વગેરે ઘણા સદ્ગુણો શાળામાં ખીલવા પામે છે.

**પ્ર૦** અભ્યાસ કરવામાં કઇ બાબતે વિદ્યાર્થીઓએ ધ્યાનમાં રાખવી ?

**ઉ૦** દરરોજ નિયમિત રીતે શાળામાં આવવું, દરરોજ નિયમિત રીતે વાંચવું, આપેલા પાઠ ઘેરથી વાંચી જવા, અને નિશાળેથી આવીને શિક્ષકે શીખવેલું યાદ કરી જવું. જે શંકા પડે તે બીજે દિવસે શિક્ષકને શાળામાં પુછી જોવી નિયમિત અને વખતસર અભ્યાસ કરવો એટલુંજ નહિ પણ જે કંઇ શીખવું તે પરિપકવ શીખવુ.

**પ્ર૦** વિદ્યાર્થીઓએ કેવી રીતે વિવેક દર્શાવવો ?

**ઉ૦** વિદ્યાર્થીઓએ પોતાના શિક્ષકો સાથે, બીજા વિદ્યાર્થીઓ સાથે શાળામાં આવનાર બીજા સદ્ગૃહસ્થો સાથે માન, પ્રેમ અને નરમાશથી વર્તવું. કોઇપણ પ્રસંગમાં અકડાટ કે ઉદ્ધતાઇ બતાવવી નહિ.

રસ્તામાં અને નિશાળમાં સઘળે સભ્યતાઇથી વર્તવુ. રસ્તામાં શિક્ષકો કે કોઈ સજ્જનો મળે તેને યોગ્ય માન આપવું.

**પ્ર૦** સર્વથી અગત્યનો સદ્ગુણ કયો ?

**ઉ૦** સત્ય. સાચું બોલવાની ટેવ પાડવી એ બીજા સર્વ સદ્ગુણ પ્રાપ્ત કરવાને માટે ખાસ અગત્યનું છે. વિદ્યાર્થીએ પોતાના હરેક વ્યવહારમાં સાચુંજ બોલવું. તાત્કાલિક લાભ મેળવવા ખાતર જુઠું બોલી શિક્ષકને છેતરવાનો દુષ્ટ પ્રયાસ કદી કરવો

નહિ. "સત્યનોજ અંતે જય થાય છે" એ વાત હંમેશ યાદ રાખી નીડરતાથી પોતાનાથી અજાણતાં થએલી ભૂલ કે ગુન્હો કબુલ કરી દેવો જોઇએ એમ કરવાથી સર્વ કોઇ રાજી થાય છે અને ભૂલને માટે ક્ષમા આપે છે. પોતાને ન આવડતી બાબત બીજાનામાં જોઇને નકલ કરીને પોતાને આવડે છે એમ બતાવવાનો પ્રયત્ન કરવા એ અનેક રીતે નુકસાનકારી નીવડે છે.

પ્ર૦ વિદ્યાર્થીઓને પોતાના કાર્યમાં સફળ થવા માટે અગત્યના સદ્‌ગુણો કયા છે?

ઉ૦ સ્વાશ્રય, ખંત, નીડરતા, સ્વમાન, સ્પર્ધા અને અખંડ ઉદ્યોગ એ ગુણો દરેક કાર્યમાં ફતેહ મેળવવા માટે જરૂરના છે.

પ્ર૦ શાળાની વસ્તુઓની બાળકોએ કેવી રીતે સંભાળ રાખવી?

ઉ૦ નિશાળની સર્વ વસ્તુઓ બહુ સાવચેતીથી વાપરવી, તથા ભાગવી, તોડવી કે તેને નુકસાન પહોંચાડવું નહિ. શાળાના નકશા, પુસ્તકો કે ચિત્રો એવી રીતે વાપરવાં કે તે ઘસાય કે અસ્વચ્છ થાય નહિ.

---

## પ્રકરણ ૩ જું.

### સમાજ.

પ્ર૦ વિદ્યાર્થી નાગરિક અવસ્થા આવે છે અર્થાત્ સમાજમાં પ્રવેશ કરે છે ત્યારે પોતાનાં કાર્યમાં કોની સહાય લે છે?

ઉ૦ પોતાની સમજશક્તિની.

પ્ર૦ સમાજમાં પ્રવેશ કરતાં કઇ કઈ ફરજો માથે આવે છે?

ઉ૦ વૃદ્ધ માબાપની સેવા, પોતાનાં બાળકોની સંભાળ, નિર્વાહનાં કાર્યો, પડોશીઓ પ્રત્યેની ફરજો, જ્ઞાતિ સંબંધીની ફરજો, નગર અગર ગામનાં સામાન્ય હિતનાં કાર્યો, દેશનાં સામાન્ય હિતનાં કાર્યો, જનદયા અગર પ્રાણીરક્ષણનાં કાર્યો,—વગેરે ફરજો આવે છે.

પ્ર૦ આ કાર્યો કોણ સોંપે છે?

ઉ૦ કર્તવ્યપરાયણ અને સુશિક્ષિત માણસ વગર બતાવ્યે પોતાની મેળે શોધી લે છે, અને પોતાની શક્તિ અને અવકાશના પ્રમાણે તે બજાવે છે.

પ્ર૦ સમાજમાં રહેવાથી મનુષ્યને શા લાભ છે?

ઉ૦ તેની અધમ લાગણીઓ દબાઈ જાય છે, અને ઉચ્ચ લાગણીઓ વિકાસ પામતી જાય છે. સમાજમાં રહેવાથી સ્વચ્છંદતા નાશ પામી સામાજિક નિયમના બંધનમાં રહેવાય છે, પોતાના વિકારો ઉપર અંકુશ રાખવો પડે છે, અને હંમેશાં નિર્દોષ ઉદ્યોગમાં મચ્યા રહેવું પડે છે. આથી માણસો માણસો વચ્ચે સંસર્ગ વધે છે, સ્નેહ બંધાય છે, અને એક બીજાનાં કામ જોવા જાણવાથી બુદ્ધિ વધતી જાય છે. સમાજમાં રહેવાથી આપણું મનુષ્યત્વ કેળવાય છે અને ખીલે છે.

પ્ર૦ નાગરિક તરીકે આપણી કઈ ફરજ છે?

ઉ૦ (૧) આપણું દરેક કાર્ય સમાજના હિતની દૃષ્ટિથી થવું જોઈએ.

(૨) આપણે નિરંતર સતત ઉદ્યોગી થવું જોઈએ.

(૩) આપણે લીધેલું કામ સારામાં સારી રીતે કરવું જોઈએ.

(૪) જનહિતનાં કાર્યોમાં આપણાથી બનતો દરેક ફાળો આપવો જોઈએ. એ ફાળો તન, મન કે ધન ગમે તે સાધનથી આપી શકાય.

(૫) સાર્વજનિક કાર્યોમાં ધ્યાન આપવાની દરેક નાગરિકની ફરજ છે. ( જાહેર પુસ્તકાલયો, ધર્મશાળાઓ, નિશાળો, દવાખાનાં વગેરે )

(૬) દરેક માણસે થોડો પણ વખત સાર્વજનિક કામને માટે કાઢવો જોઇએ.

(૭) નાગરિકોએ પોતાના અમુક કામથી સમાજ ઉપર શી અસર થશે તેનો હંમેશ વિચાર કરવો જોઇએ.

(૮) કોઇપણ પ્રસંગે સ્વાર્થ સાધવાના હેતુથી સમાજને હાનિ કરવી ન જોઇએ.

---

## પ્રકરણ ૪ થું.

---

### રાજ્ય.

પ્ર૦ રાજ્ય એટલે શું ?

ઉ૦ સમાજવ્યવસ્થા જાળવનારી સ્થાપવામાં આવેલી સત્તા તે રાજ્ય.

પ્ર૦ રાજ્યને માથે હાલમાં કઇ કઇ ફરજો આવી પડેલી છે?

ઉ૦ અગાઉના સમયમાં તો સમાજનું દુશ્મનોથી રક્ષણ કરવાનું, સમાજ વ્યવસ્થાનો ભંગ કરનારને અંકુશમાં રાખવાનું કે જરૂર પડે તો સમાજથી દૂર કરવાનું અને સમાજના નાગરિકોના અરસપરસના કરાર પળાવવાનું કામ રાજ્યનું હતું. હાલમાં તેનો કર્તવ્યપ્રદેશ વિશાળ થતો જાય છે. હાલમાં તો સમાજહિતના કોઇપણ કાર્યમાં પહેલ કરવાનું અર્થાત્ પ્રજાને ઉત્તેજવાનું, અને સમાજહિતની તમામ યોજનાનું રક્ષણ કરવાનું રાજ્યનું કર્તવ્ય

મનાય છે. પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાની ભાવના પણ ઘણી ઉચ્ચ થઇ છે. પ્રજાના જીવન સત્વને હાનિ પહોંચે એવી કોઈપણ પ્રવૃત્તિ ઉપર રાજ્ય તરફથી અટકાવ મૂકવામાં આવે છે. અને વ્યાપાર ઉદ્યોગ વગેરે પ્રવૃત્તિઓના યોજકોને લોકોના જીવનસત્વને હાનિ ન પહોંચે એવી રીતે કાર્ય કરવાની ફરજ પાડવામાં આવે છે. પ્રજાનું આરોગ્ય વધારવા, કેળવણી આપવા, ધંધારોજગારની ખીલવટ કરવા તથા સામાજિક સુધારણામાં પ્રજાને આગળ પડતી કરવા રાજ્ય તરફથી પ્રવૃત્તિ થાય છે. અને સારા સુધરેલા રાજ્યને માટે એ ફરજો હોવીજ જોઇએ.

પ્ર૦ રાજ્યવ્યવસ્થાનું વર્ણન કરો.

ઉ૦ રાજ્યવ્યવસ્થાના બે વિભાગ હોય છે; (૧) એક મુખ્ય વ્યવસ્થા અને (૨) બીજી સ્થાનિક વ્યવસ્થા.

મુખ્ય વ્યવસ્થામાં પણ કાયદા રચવાનું અને કાયદા અમલમાં આણવાનું એવા બે ભાગ છે. રાજા પોતાના પ્રધાનો અને અમલદારો મારફત આ કામ કરે છે. પરંતુ સારા રાજ્યમાં કાયદા રચવાના કાર્યમાં પ્રજાના આગેવાનોની સલાહ લે છે. કાયદા પ્રજાને કોઇ રીતે અડચણકર્તા ન થાય તેને માટે જુદા જુદા ધંધામાં પડેલા અનુભવી નાગરિકોની સલાહ ઘણી ઉપયોગી થઇ પડે છે. તેથી સારાં વ્યવસ્થાવાળાં રાજ્યોમાં એક કાયદા બાંધનારૂં મંડળ હોય છે. તેમાં પ્રજાના પ્રતિનિધિઓને સ્થાન આપવામાં આવે છે.

મુખ્ય સત્તાનું કાયદા અમલમાં આણવાનું કામ રાજ્યના અમલદારો મારફત ચાલે છે. ધારામંડળે ઘડેલા નિયમો પ્રમાણે તે અમલ ચલાવે છે. તે રાજ્ય વ્યવસ્થા ચલાવવા માટે કર

ઉઘરાવે છે, અને જુદાં જુદાં કાર્યોમાં ખર્ચે છે. રાજ્યકાર્યના વિભાગ પાડી મુલકી, ન્યાય, કેળવણી, પોલિસ, જમાબંધી, હિસાબી, ફોજ, વ્યાપાર, ઉદ્યોગ, ખેતીવાડી, સુખશાંતિ, સ્થાનિક સ્વરાજ્ય, રેલ્વે, પોસ્ટ, જાહેર બાંધકામ, વૈદકીય એવાં એવાં ખાતાં પાડે છે.

રાજ્યનો બીજો ભાગ જે સ્થાનિક વહીવટ તે મુખ્ય સત્તાની દેખરેખ નીચે સ્થાનિક માણસો મારફત ચલાવવામાં આવે છે. જુદાં જુદાં ખાતાનાં નિપુણ અમલદારો તે કામો ઉપર દેખરેખ રાખે છે; પરંતુ કાર્યની યોજના જે તે સ્થળના નાગરિકોને સોંપવામાં આવેલી હોય છે કેમકે એ લોકો સ્થાનિક જરૂરીઆતોને સારી રીતે સમજી શકે છે. નગર કે કસ્બામાં વસતી પ્રજાને કેળવણી આપવાનું, આરોગ્ય જાળવવાનું વગેરે કામો એવી સ્થાનિક સંસ્થાઓ બજાવે છે. મ્યુનિસિપાલિટિ અને લોકલબોર્ડ એ એ પ્રકારની સંસ્થાઓ છે.

---

## પ્રકરણ ૫ મું.

---

### વડોદરા રાજ્ય.

પ્ર૦ બ્રિટિશ રાજ્ય વહીવટ કરતાં વડોદરા રાજ્યમાં સુધારો કેટલો આગળ વધ્યો છે ?

ઉ૦ જુના વખતથી ચાલતી આવેલી ગ્રામ્ય પંચાયતો દાખલ કરી પ્રજાને રાજકાજમાં રસ લેતી અને થોડે ખર્ચે નાના ગુન્હાના

ફેંસલા લેતી કરી છે. કેળવણી મફત અને ફરજીઆત કરીને તેની અતિશય વૃદ્ધિ કરી છે.

**પ્ર૦** રાજ્યવહીવટમાં મુખ્ય ખાતાં કયાં ?

**ઉ૦** મુલકીખાતું અને ન્યાયખાતું.

**પ્ર૦** મુલકીખાતામાં કઇ બાબતો સમાય છે ?

**ઉ૦** ખેતીવાડી, જંગલ, આરોગ્યરક્ષણ, વસુલાત, વ્યાપાર, ઉદ્યોગ, સ્થાનિક સ્વરાજ્ય વગેરે ખાતાંનાં સમાવેશ થાય છે.

**પ્ર૦** બ્રિટિશ રાજ્ય કરતાં આ રાજ્યમાં વિશેષ ખાતું કયું છે ?

**ઉ૦** લાયબ્રેરી ખાતું ખાસ જુદું પાડવામાં આવ્યું છે; અને તેની ખીલવટ માટે ઘણો પ્રયત્ન થાય છે.

**પ્ર૦** મુલકીખાતાના અમલદારો ગણાવો.

**ઉ૦** રાજ્યના ચાર પ્રાંતોમાંના દરેકમાં જે મુલકી અમલદાર છે તેને સુબા કહેવાય છે. સુબાના હાથ નીચે નાયબ સુબા અને તેના હાથ નીચે તાલુકાનો વહીવટદાર હોય છે. ચારે પ્રાંતના મુખ્ય અધિકારી સરસુબા કહેવાય છે. આ મુલકી અધિકારીઓને ન્યાય આપવાનું કામ હોતું નથી. તેમને સાધારણ દેખરેખ અને જમીન ઉત્પન્ન માટેનું કામ કરવાનું હોય છે.

**પ્ર૦** ન્યાયખાતાના અમલદારો ગણાવો.

**ઉ૦** આખા રાજ્ય માટે વડોદરોમાં વરિષ્ઠ ન્યાયાધીશ છે તેમાં એક વરિષ્ઠ ન્યાયાધીશ અને બે મદદગાર ન્યાયાધીશ ન્યાય આપવાનું કામ કરે છે. દરેક પ્રાંતમાં એક પ્રાંત ન્યાયાધિશી અને તાલુકામાં મહાલ ન્યાયાધિશી હોય છે. ન્યાયખાતામાં કોર્ટના ચુકાદાથી અપીલ ઉપલી કોર્ટમાં થાય છે. ઠેઠ વરિષ્ઠ કોર્ટના ચુકાદાથી નારાજ થઇ અપીલ કરવી હોય તો ન્યાય સભા પાસે

વિવાદ લઇ જવામાં આવે છે. ન્યાય સભા સર્વ હકીકત તથા પોતાનો અભિપ્રાય શ્રીમંત હજુરને વિદિત કરે છે. ત્યાંથી હજુર હુકમ મળે છે.

પ્ર૦ આ ઉપરાંત બીજાં કયાં ખાતાં છે.

ઉ૦ કેળવણી, જાહેરબાંધકામ, પોલીસ, સેનેટરી, વૈદકીય વગેરે ખાતાં છે. તેના ઉપર તાલુકાના કે પ્રાંતના અમલદારોની દેખરેખ હોય છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### બ્રિટિશ રાજ્ય.

પ્ર૦ બ્રિટિશ હિંદનું રાજ્યબંધારણ સમજાવો.

ઉ૦ ઇંગ્લાંડના મહારાજા તરફથી હિંદુસ્તાનના રાજવહીવટ માટે જે સુબો નીમવામાં આવે છે તેને વાઇસરાય અને ગવર્નર જનરલ કહેવામાં આવે છે. તેને રાજકાજમાં મદદ કરવા માટે એક કારભારી મંડળ છે. એ મંડળમાં (એકઝીકયુટીવ કૌંસીલમાં) હિંદના લશ્કરી ખાતાના વડા સિવાય ૮ સભાસદો છે, તેમાં એક દેશી ગૃહસ્થ છે. રાજ્યનાં જુદાં જુદાં ખાતાં ઉપર દેખરેખ રાખવાનું કામ એ કારભારીઓનું છે. કારભારી મંડળના સભાસદોના હાથ નીચે એક એક મંત્રી હોય છે. તે પોતપોતાના ખાતા માટે જવાબદાર ગણાય છે. આ ઉપરાંત એક બીજું મંડળ હોય છે. તે કાયદા બાંધવાનું કામ કરે છે. એમાં ( એ સભાને લેજીસ્લેટીવ કૌંસીલ કહે છે. ) વાઇસરોયના કારભારી મંડળના સભાસદો ઉપરાંત બીજા ૬૦ સભાસદો હોય છે, એ

૬૦ પૈકી ૩૫ સરકારનાં નીમેલા અને ૨૫ લોકોના ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ હોય છે. એ (૧૦+૬)=૭૦ સભાસદોના મંડળને વડી ધારા સભા કહે છે. તેને રાજ્ય વહીવટને લગતા સઘળા કાયદા બાંધવાનું કામ હોય છે. વોઇસરાયના કારભારી મંડળને વડી સરકાર કહેવામાં આવે છે.

વોઇસરાયના હાથ નીચે મુંબાઇ, મદ્રાસ અને બંગાળા એ ત્રણ ઇલાકામાં એક એક ગવર્નર નીમવામાં આવે છે. તે દરેકને પણ ગવર્નર જનરલની માફક એક એક કારભારી મંડળ અને એક એક કાયદા બાંધનારૂં મંડળ હોય છે. ગવર્નરના કારભારી મંડળમાં ગવર્નર સિવાય ત્રણ સભાસદો હોય છે તેમાં પણ એક દેશી ગૃહસ્થ નીમવામાં આવે છે. ઇલાકાના કારોબાર માટે ઠરાવેલાં જુદાં જુદાં ખાતાઓ પૈકી એક અથવા અધિક ખાતાં દરેકની દેખરેખ નીચે મૂકેલાં હોય છે. એ ઉપરાંત એક કાયદા બાંધનારૂં મંડળ હોય છે, તેમાં ઉપરના કારભારી મંડળના સભાસદો ઉપરાંત બીજા કેટલાંક સરકારના નીમેલા અને કેટલાક પ્રજાના પ્રતિનિધિઓ બેસે છે.

બ્રહ્મદેશ, બહાર અને ઓરિસા, આગ્રા અયોધ્યાનાં સંયુક્ત પ્રાંતો અને પંજાબ એ પ્રાંતો લેફ્ટેનન્ટ ગવર્નરની દેખરેખ નીચે છે, લેફ્ટેનન્ટ ગવર્નરોને કારભારી મંડળ હોતાં નથી, પણ માત્ર કાયદા બાંધનારાં મંડળો હોય છે, તેથી પ્રાંતનો સઘળો વહીવટ તેને પોતાનેજ કરવાનો હોય છે. લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણુંક વોઇસરોય કરે છે.

બ્રિટિશ બલુચિસ્તાન, અજમેર ને મેરવાડા, આસામ, મધ્ય પ્રાંત અને વરાડ, કૂર્ગ, આન્દામાન અને નીકોબાર એ પ્રાંતોમાં

એકેક ચીફ કમિશ્નર મૂકેલો છે તેની નીમણોક પણ વોઇસરાય પોતે કરે છે. ચીફ કમિશ્નરને એક પણ મંડળ હોતું નથી.

પ્ર૦ કયા કયા અધિકારીઓની નીમણોક ઇંગ્લાંડના મહારાજા પોતે કરે છે ?

ઉ૦ વોઇસરાય; ગવર્નરો; વાઇસરાય અને ગવર્નરોનાં કારભારી મંડળના સભાસદો; મુંબાઇ, મદ્રાસ અને કલકત્તાની હાઇકોર્ટના જડજો; લશ્કરી ખાતાનો વડો એટલાની નીમણુક મહારાજા પોતે કરે છે.

પ્ર૦ જિલ્લાનો મુલ્કી વહીવટ સમજાવો.

ઉ૦ પ્રાંતો કે ઇલાકાઓના જિલ્લામાં વિભાગ કરેલા હોય છે, એ જિલ્લાઓ ઉપર એકેક કલેક્ટર હોય છે. તે જિલ્લાનું મહેસુલ વસુલ કરવાનું અને બીજી દેખરેખ રાખવાનું કામ કરે છે. તેના હાથ નીચે આસિસ્ટંટ કલેક્ટર, હજુર ડેપ્યુટિ કલેક્ટર, ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટિ કલેક્ટરો હોય છે તે કામકાજમાં મદદ કરેછે. જિલ્લાના સમૂહને વિભાગ કહે છે. વિભાગનો ઉપરી કમિશ્નર છે. તે જિલ્લા કલેક્ટરનો ઉપરી હોઇ ગવર્નરના હાથ નીચેનો અમલદાર છે. જિલ્લાના ભાગને તાલુકો કહે છે. તેનો ઉપરી અમલદાર મામલતદાર છે. તે તાલુકાનું રેવન્યુ વસુલ કરી જિલ્લે મોકલે છે.

દરેક તાલુકામાં ૭૫થી ૧૦૦ સુધી ગામો હોય છે, અને દરેક ગામ કે ગામડામાં એક એક પોલિસપટેલ અને તલાટી હોય છે.

પ્ર૦ ગવર્નર, લેફ્ટેનન્ટ ગવર્નર અને ચિફ કમિસ્નર એમ જુદા જુદા અધિકારીઓ નીમવામાં આવે છે તેનો હેતુ શો ?

ઉ૦ જે મુલક થાળે પડેલો હોઈ તેમાં શાંતિ પ્રસરેલી હોય છે. એવા મુલકમાં ગવર્નર નીમવામાં આવે છે. જે પ્રાંતમાં ગવર્નર નીમાય છે ત્યાંનો અમલ બહુજ સુધરેલી રીતે અને નિયમિત ચાલે છે, તથા પ્રજાને કેટલાક વિશેષ હકકો હોય છે. જે મુલક લેફટેનેન્ટ ગવર્નરની દેખરેખ નીચે હોય છે, તે ઇલાકાઓ કરતાં પછાત છે વળી જે પ્રાંતમાં બ્રિટિશ અમલ તાજેતજ થએલો હોય, દેશમાં અશાંતિ હોય, લોકો તોફાની અને બળવાખોર હોય તેવા પ્રાંતમાં ચિફકમિશનર નીમવામાં આવે છે.

જે જિલ્લામાં ઠરવેલા કાયદા કાનુન પ્રમાણે વહીવટ કરવામાં આવે છે, તે જિલ્લો રેગ્યુલેશન ડિસ્ટ્રિકટ અને જે જિલ્લામાં ઠરવેલા કાયદાને છેક ન વળગી રહેતાં જરૂર પડે ત્યારે ત્યાંના ચીફ કમિશ્નરને પોતાની વિવેક બુદ્ધિ પ્રમાણે વર્તવાની ખાસ વિશેષ છુટ હોય છે તેવા જિલ્લાને નોનરેગ્યુલેશન ડિસ્ટ્રિકટ કહે છે. આપણો પંચમહાલ જિલ્લો થોડા વખત પહેલાં નોન રેગ્યુલેશન હતો, અને સિંધ પ્રાંત અદ્યાપિ નોન રેગ્યુલેશન પ્રાંત છે. જે જે પ્રાંતો ઉપર ચિફ કમિશ્નર છે તે બધા નોન રેગ્યુલેશન છે.

પ્ર૦ બ્રિટિશ હિંદના ન્યાયખાતા સંબંધી ટુંકી માહીતી આપો.

ઉ૦ દેશમાં બનતા ગુન્હાઓ પકડી પાડવા માટે પોલીસખાતું રાખેલું છે. એ ખાતાના અમલદારો ગુન્હેગારોને પકડી ન્યાયખાતાના અમલદારો પાસે શિક્ષા કરાવે છે. દરેક તાલુકામાં પોલિસનો ઉપરી પોલિસ સબ ઇન્સ્પેકટર હોય છે; અને જિલ્લામાં તેનો ઉપરી પોલિસ ઇન્સ્પેકટર છે. ઇલાકાની પોલિસનો ઉપરી પોલિસ કમિશ્નર કહેવાય છે.

તાલુકાના મામલતદારને તાલુકાનું મહેસુલ વસુલ કરવા ઉપરાંત મેજિસ્ટ્રેટ તરીકે ગુન્હેગારોને શિક્ષા કરવાની પણ સત્તા છે.

મેજિસ્ટ્રેટોમાં યોગ્યતા પ્રમાણે ફર્સ્ટકલાસ, સેકન્ડકલાસ, અને થર્ડકલાસ મેજિસ્ટ્રેટ એવા ભેદ હોય છે. મામલતદારનો મુખ્ય કારકુન (અવ્વલ કારકુન) થર્ડકલાસ મેજિસ્ટ્રેટનો પાવર ભોગવે છે. વળી સઘળા કલેકટરો, આસિસ્ટંટ કલેકટરો વગેરેને પણ ફર્સ્ટકલાસ મેજિસ્ટ્રેટ તરીકે ગુન્હા સાંભળવાની સત્તા છે.

ચોરી, લુંટ, મારામારી જેવા ફોજદારી કેસ (ગુન્હાઓ)-નો ચુકાદો મેજિસ્ટ્રેટ આપી શકે છે. પોતાની સત્તા બહારના ગુન્હાઓ માટે જિલ્લાની સેશન કોર્ટમાં રજુ કરે છે. વળી તાલુકા-વાર એકેક દીવાની કોર્ટ હોય છે. તે કોર્ટ માગતા લેણાના દાવા સાંભળી ચુકાદા આપે છે. તેના ઉપરની કોર્ટ પણ સેશન કોર્ટ છે. અર્થાત સેશન કોર્ટના સેશન જડજ પાસે બે જાતના કેસો—ફોજદારી અને દીવાની-આવે છે. સેશન જડજના ચુકા-દાથી નારાજ થઇ અપીલ કરવી હોય તો ઇલાકાની હાઇકોર્ટમાં થઈ શકે છે; અને એ કોર્ટ ઉપરની અપીલ ઈંગ્લાંડમાં પ્રીવી-કૌંસિલમાં થાય છે. પ્રીવીકૌંસિલનો ન્યાય એ છેવટનો ચુકાદો છે.

**પ્ર૦** વાઇસરોયનો ઇંગ્લાંડની સરકાર સાથે શો સંબંધ છે?

**ઉ૦** ઇંગ્લાંડના મહારાજા વાઇસરોય મારફતે હિંદનો રાજવહીવટ ચલાવે છે એ ખરૂં તથાપિ તેમના વહીવટ ઉપર દેખરેખ રા-ખવા માટે ઇંગ્લાંડમાં ૧૦ થી ઓછા નહિ અને ૧૫ થી વધારે નહિ એટલા મેમ્બરોની એક ઇંડિઆ કૌંસિલ છે. તેમના ઘણા-ખરા હિંદના રાજવહીવટથી અને દેશથી સારી રીતે વાકેફ હોય

છે તેમની નીમણુંક સેક્રેટરી ઓફ સ્ટેટ કરે છે. કૌંસિલને એ સેક્રેટરી સૂચના અને સલાહ આપે છે; અને સર્વ વહીવટ એ કૌંસિલજ કરે છે. આ પ્રમાણે સેક્રેટરી ઓફ સ્ટેટ મારફતે હિંદનો વહીવટ ચાલે છે. એ સેક્રેટરી બ્રિટિશ મહારાજ્યના પ્રધાન મંડળ પૈકીનો એક હોવાથી એને હિંદી પ્રધાન પણ કહી શકાય છે.

એ હિંદી પ્રધાન હિંદના સારા વહીવટ માટે ઈંગ્લાંડની પાર્લામેન્ટને જવાબદાર છે.

પ્ર૦ પાર્લમેન્ટ શું છે અને તેનું બંધારણ અને કર્તવ્ય સમજાવો.

ઉ૦ ઇંગ્લાંડના મહારાજાને રાજકાજમાં મદદ કરવા માટે ઉમરાવોની અને લોકોના પ્રતિનિધિઓની એટલે આમની એવી જે બે સભાઓ છે તેને પાર્લમેન્ટ કહે છે.

ઉમરાવોની સભામાં રાજકુટુંબના માણસો, ધર્માધ્યક્ષો, અને વારસાઈ હક ભોગવતા અમીરો બેસી શકે છે. તેમજ સભામાં બેસનારા ઉમરાવો પોતાના બાકી રહેલા ઉમરાવોમાંથી જેને પસંદ કરીને મોકલે અથવા રાજાએ જેને હક આપ્યો હોય એવા સર્વ ઉમરાવો બેસી શકે છે. આ સભા બદલાતી નથી, પણ જેને નવો હક મળે છે તે માત્ર જિંદગી સુધીજ બેસી શકે છે એ હક તેને વારસામાં મળતો નથી.

આમની સભામાં લોકોના પ્રતિનિધિઓ બેસે છે. એ સભાના હાથમાં બજેટ મંજુર કરવાની કુલ સત્તા છે. તેથી વધારે અગત્યની એજ સભા છે. એ સભા પાંચ કે સાત વર્ષે બદલાય છે.

ઇંગ્લાંડમાં લાંબા વખતથી લીબરલ અને કાન્ઝરવેટિવ

એવા બે પક્ષ બંધાઈ ગએલા છે, તેથી આમનીસભામાં જે પક્ષના વધારે સભાસદો ચુંટાયા હોય છે, તે પક્ષમાંથી પ્રધાન-મંડળ ચુંટાય છે. એ પ્રધાનમંડળમાં હિંદી પ્રધાન બેસે છે.

## પ્રકરણુ ૭ મું.

પ્ર૦ સ્થાનિક સ્વરાજ્ય એટલે શું ?

ઉ૦ પોતાના સ્થાનનો વહીવટ પ્રજા પોતાની મેળેજ પોતાના પ્રતિનિધિદ્વારા સ્વતંત્ર રીતે કરી શકે એવી યોજના તે સ્થાનિક સ્વરાજ્ય.

પ્ર૦ "સ્થાનિક સ્વરાજ્ય" ની ભાવના પ્રાચીન છે કે અર્વાચીન ?

ઉ૦ ઘણા જૂના વખતથી હિંદુસ્તાનનાં ગામડાં પોતપોતાના ગામનો સ્થાનિક વહીવટ સ્વતંત્ર રીતે કરતાં આવ્યાં છે. બ્રિટિશ રાજ્ય વ્યવસ્થા સંપૂર્ણપણે હિંદમાં દાખલ થઇ ત્યાંસુધી દરેક ગામમાં પંચાયત હતી.

પ્ર૦ પંચાયતોનો વહીવટ કેવી રીતે ચાલતો ?

ઉ૦ પોતાના ગામનો દિવાની, ફોજદારી તથા સાંસારિક વહીવટ એ ગ્રામ્ય પંચાયતો મારફતે થતો. ગામના રક્ષણનું કામ પણ પંચાયત તરફથી કરવામાં આવતું. ગામનું મહેસુલ પણ કેટલેક સ્થળે એક આંકડે સરકારમાં ભરવામાં આવતું.

પ્ર૦ પંચાયતોથી પ્રજાને શા લાભ ?

ઉ૦ પ્રજા રાજકાજમાં ભાગ લેતી અને વ્યાવહારિક કાર્યમાં કુશળ થતી તથા લોકોને ન્યાય મેળવવા માટે ગામ બહાર સરકારી અમલદાર કે ન્યાયાધીશ પાસે જવું પડતું નહિ; પરંતુ તે કામ

ગામનાં કુટુંબોમાંથી આગેવાન માણસોની મદદથી પટેલ પોતે કરતો. ટુંકામાં ગામના હિતનાં તમામ કામ પટેલ અને આગેવાન પુરુષોની આગેવાની નીચે ઘણે ઠેકાણે ગામ લોકો પોતે કરતા. એટલે કે હિંદના ગામ તે વખતે જુદાં જુદાં પ્રજાસત્તાક રાજ્યો જેવાં હતાં એમ કહીએ તો ચાલે; અને તેમાં રાજ્ય વહીવટની તમામ પ્રકારની વ્યવસ્થા હતી.

પ્ર૦ આવી ઉત્તમ વ્યવસ્થા દૂર થવાનું કારણ શું?

ઉ૦ બ્રિટિશ રાજ્યના આરંભ કાળમાં એટલે સત્તર અરાઢમાં સૈકાના સમયમાં એ વ્યવસ્થા બહુ શિથિલ થઇ ગઈ હતી. તેથી બ્રિટિશ રાજ વહીવટમાં જમીન મહેસુલ ગામ લોકો પાસેથી એકે આંકડે વસુલ ન કરતાં જુદાં જુદાં ખેડુતો પાસેથી વસુલ કરવાની યોજના દાખલ થઇ, તથા લોકોને ન્યાય આપવાને તાલુકા અગર પ્રાંતોમાં અદાલતો સ્થાપવામાં આવી, ત્યારથી ગામ પંચાયતો તુટી. ગામના પટેલ તથા આગેવાનોના જે અધિકારો હતા, તે રાજ્યના અમલદારો તથા ન્યાયાધીશોએ લીધા તેથી પંચાયતોનું બંધારણ નાશ પામ્યું.

પ્ર૦ ગામ પંચાયતો નાશ પામવાથી શાં શાં નુકશાન થયાં?

ઉ૦ ગામના સામાન્ય હિતનાં કાર્યો કરવાની જે કુશળતા જુના લોકોમાં હતી તે ધીમે ધીમે નાશ પામતી ગઈ; અને આજે હિંદુસ્તાનના ગામડાના લોકો નિસ્તેજ, સામાન્ય કાર્યો તરફ બેદરકાર, સુસ્ત, તથા સ્વાર્થપરાયણ થઇ ગયા છે.

પ્ર૦ સ્થાનિક સ્વરાજ્યની પુનઃ જાગૃતિ કોણે કરી અને કઇ યોજનાથી થઇ?

ઉ૦ ઈ. સ. ૧૮૮૪ માં નામદાર વાયસરાય લૉર્ડ રિપને સ્થાનિક

સ્વરાજ્યનો કાયદો રચ્યો, તેથી કસ્બાઓ તથા શહેરોમાં મ્યુનિસિપાલ વહીવટ લોકોના હાથમાં મૂકવામાં આવ્યો; અને ગામડાનો સ્થાનિક વહીવટ કરવા માટે તાલુકા બોર્ડો અને ડિસ્ટ્રિક્ટ બોર્ડો સ્થાપવામાં આવ્યાં.

**પ્ર૦** વડોદરા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની કેવી યોજના ઘડાઈ?

**ઉ૦** ૧૮૯૩માં જ્યારે જમીન મહેસુલની નવીન વ્યવસ્થા દાખલ કરી, ત્યારે ગામ નોકરોની જુની વ્યવસ્થાનો નાશ નહિ કરતાં તેને વધારે સંગીન પાયા ઉપર મૂકવામાં આવી હતી, અને તેમના ઉપર દેખરેખ રાખવા માટે તથા બીજાં સાર્વજનિક કામો માટે પંચાયતો સ્થાપવામાં આવી હતી. આથી આ રાજ્યમાં પંચાયતોનું જીવ વગરનું નામનું ખોખું ચાલતું રહ્યું હતું. આ જીવ વગરના ખોખામાં ફરીથી જીવન લાવવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવે ઇ. સ. ૧૯૦૪માં સ્થાનિક સ્વરાજ્યનો કાયદો મંજુર કર્યો, અને તે વખતથી હાલની પંચાયત વ્યવસ્થા હયાતીમાં આવી છે. તેઓએ તેજ અરસામાં નવીન મ્યુનિસિપાલ કાયદો પસાર કર્યો; જેથી મ્યુનિસિપાલીટીવાળા કસ્બા તથા શહેરોને પણ સ્થાનિક સ્વરાજ્ય મળ્યું છે.

**પ્ર૦** વડોદરા રાજ્યમાં મ્યુનિસિપાલિટીઓ ક્યાં ક્યાં છે?

**ઉ૦** વડોદરા, નવસારી, પાટણ, અમરેલી, વિસનગર, સિદ્ધપુર, પેટલાદ, ગણદેવી બિલિમોરા, ડભોઇ એ પ્રમાણે દસ મ્યુનિ૦ છે.

**પ્ર૦** વિશિષ્ટ પંચાયતો અથવા જેને અગાઉ બ વર્ગની મ્યુનિ૦ કહેવામાં આવતી એવી કેટલી છે?

**ઉ૦** સત્તાવીશ.

પ્ર૦ મ્યુનિસિપાલીટીના બંધારણ વિશે શું જાણો છો ?

ઉ૦ ૧૯૦૬ના ફેબ્રુઆરી માસથી નવીન મ્યુનિસિપાલ કાયદો અમલમાં આવ્યો; અને તેની રૂએ દસ મ્યુનિસિપાલીટીઓને સ્વરાજ બક્ષવામાં આવ્યું. આથી મ્યુનિ૰ મંડળમાં ઓછામાં ઓછા અર્ધા સભાસદોને ચુંટણીથી નીમવાનું અને બાકીનાને સરકાર તરફથી નીમવાનું ઠર્યું.

આમાંની વડોદરા, નવસારી, પાટણ અને અમરેલીની મ્યુનિ૰ઓના અધ્યક્ષ પ્રાંતના સુબાને ઠરાવવામાં આવ્યા છે, અને બાકીનીના અધ્યક્ષ નાયબ સુબાને ઠરાવવામાં આવ્યા છે.

પ્ર૦ વિશિષ્ટ પંચાયતોનું બંધારણ કહો.

ઉ૦ એવી પંચાયતો ૨૭ છે. તેમાં ચુંટણીનું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું છે, પરંતુ તેમના અધ્યક્ષ તરીકે મહાલના વહીવટદાર અગર મહાલકારીને ઠરાવવામાં આવ્યા છે.

પ્ર૦ એ સ્થાનિક કારોબાર કરનારાં મંડળોની—મ્યુનિસિપાલિટી અને ગામ પંચાયતોની—ફરજો કઈ કઈ છે ?

ઉ૦ પોતપોતાની હકુમતનાં સ્થળોમાં રસ્તા બાંધવા તથા સમારવાનું, લોકોને માટે પીવાની પાણીની જોગવાઇ કરવાનું, ધર્મશાળાઓ, બજારો વગેરે સાર્વજનિક ઉપયોગનાં મકાનો બાંધવા તથા દુરસ્ત કરવાનું, મહોલ્લાઓમાં દીવાબત્તીની જોગવાઇ કરવાનું, નકામું પાણી રસ્તાઓમાં ભરાઇ ન રહે અગર જમીનમાં પચી ભેજ ન કરે તે માટે તેનો નિકાલ કરવાનું, ગામમાંથી કચરો કઢાવી સાફસુફી રખાવવાનું વગેરે પ્રકારનું છે.

—○:■:○—

# પ્રકરણ ૮ મું.

## નાગરિકોને કાર્ય કરવાનાં વિશેષ ક્ષેત્ર.

પ્ર૦ મ્યુનિસિપાલીટી કે ગામ પંચાયતો ઉપરાંત સામાજિક કાર્યમાં ભાગ લેવા માટે નાગરિકોને કયાં ક્ષેત્ર છે ?

ઉ૦ ખેતીવાડી, કેળવણી, અને વ્યાપાર ઉદ્યોગને લગતી સંસ્થાઓ ઉલટભર્યો ભાગ લેવાથી પ્રજાની માનસિક, નૈતિક અને આર્થિક સ્થિતિ સુધરી શકે છે.

પ્ર૦ કેળવણીના પ્રસાર માટે નાગરિકો શું શું કરી શકે?

ઉ૦ પ્રાથમિક કેળવણીની શાળાઓની મુલાકાત લઇ તેમાં કામ કરનારાઓની મુશ્કેલીઓ દૂર કરવાનું, તેમને જોઇતાં સાહિત્યો પૂરાં પાડવાની વ્યવસ્થા કરવાનું, અજ્ઞાન લોકોને કેળવણીની જરૂરીઆત સમજાવવાનું એમ ઘણા કામો નાગરિકો કરી શકે તેવાં છે.

પ્ર૦ વ્યાપાર ઉદ્યોગને ઉત્તેજન આપનારી સંસ્થાઓ કઇ છે ?

ઉ૦ આપણા વડોદરા રાજ્યમાં ખેતીવાડીની પાંચ સરાફી પેઢીઓ છે; અને આંટ વધારનારી સહાયકારી મંડળીઓ દોઢસો છે. આ મંડળીઓથી ખેડુતોને થોડે વ્યાજે નાણાં મળી શકે છે.

# પ્રકરણ ૯ મું.

## ઉપસંહાર.

**પ્ર૦** નાગરિક તરીકેનાં મુખ્ય કર્તવ્યો ગણાવો.

**ઉ૦** પોતાના સ્વાર્થ માટે સમાજને કદાપિ હાનિ કરવી નહિ; પોતાનાં બાળકોને કેળવીને સમાજના કાર્યો કરવા માટે લાયક કરવાં; હંમેશાં કોઇપણ સાર્વજનિક કામમાં ભાગ લેવો; હંમેશ સાર્વજનિક મીલકત ઉપર દેખરેખ રાખવી; સમાજનાં કાર્ય માટે કોઈ મંડળીમાં દાખલ થવાનો પ્રસંગ આવે ત્યારે તે મંડળીના નિયમો સંપૂર્ણપણે પાળવા; રાજભક્તિ એ નાગરિકનું મોટું કર્તવ્ય છે એ નિરંતર યાદ રાખવું; રાજ્યના સઘળા કર વગર-આનાકાનીએ અને રાજીખુશીથી આપવા; કોઇપણ મંડળમાં પોતાને મત આપવાનો પ્રસંગ આવે ત્યાં નિષ્પક્ષપાતપણે, અને નિડરપણે આપવો; છેલ્લી અગત્યની બાબત એ છે કે પોતાની જીંદગીને હંમેશ કોઈપણ સત્કાર્યમાં જોડાયલીજ રાખવી; આળસુ થઇને સમાજને બોજારૂપ ન થવું.



# આરોગ્યવિદ્યા.

પ્ર૦ આરોગ્યવિદ્યા એટલે શું ?

ઉ૦ શરીરે તંદુરસ્ત રહેવાના ઉપાયો જે પુસ્તકમાં બતાવવામાં આવ્યા છે તેને આરોગ્યવિદ્યા કહે છે.

પ્ર૦ મંદવાડ ઉત્પન્ન થવાનાં કારણ કહો.

ઉ૦ આહારવિહાર અને આચારવિચારમાં નિયમિત નહિ રહેવાથી મંદવાડ ઉત્પન્ન થાય છે. કેટલાંક માણસો માંદા પડવાનું કારણ નસીબ કે દૈવયોગ ધારે છે તે ખોટું છે.

પ્ર૦ આરોગ્યનું ઉપયોગીપણું કહો.

ઉ૦ આપણે સાજા હોઇએ તો આપણે આપણું કામ કરી શકીએ, એટલુંજ નહિ, પણ બીજાને પણ ઉપયોગી થઇએ છીએ. મંદવાડથી આપણી શક્તિ જતી રહે છે, અને ઉલટા બીજાને બોજારૂપ થઇ પડીએ છીએ. વળી સાજા હોઇએ તો આપણું જીવતર પણ આનંદકારી લાગે છે.

પ્ર૦ મંદવાડથી કયાં કયાં નુકસાન થાય છે ?

ઉ૦ નાનાં બાળક માંદાં પડે છે તો મઝાની રમત રમી શકતાં નથી, કે નિશાળે જઇ શકતા નથી. વધારે મંદવાડથી માબાપને ચિંતા થાય છે. બૈરી માંદી પડવાથી ઘરનું કામકાજ થઇ શકતું નથી. પુરુષ માંદો પડવાથી પોતાનો રોજગાર કરી શકતો નથી, તેથી તેને દેવાદાર થવું પડે છે. દૈવયોગે મરણ પામે તો તેનાં બૈરાં છોકરાંની માઠી દશા થાય છે.

પ્ર૦ માણસને જીવતા રહેવાને અનુક્રમે કઇ કઇ વસ્તુની જરૂર છે ?

૦ (૧) સ્વચ્છ હવા, (૨) સારૂં પાણી, (૩) સારો ખોરાક, (૪) અજવાળું, (૫) કપડાં, (૬) કસરત, (૭) ઉંઘ, (૮) સારાં ઘર વગેરે.

## ૧ હવા.

પ્ર૦ હવા કોને કહેછે ?

ઉ૦ વાતાવરણ સ્થિર હોય છે તેને હવા કહે છે, અને ગતિમાં આવે છે ત્યારે તેને પવન કહે છે.

પ્ર૦ હવા કઇ કઈ વસ્તુઓની બનેલી છે ?

ઉ૦ ચાર વસ્તુની બનેલા છે. (૧) ઑક્સિજન, નાઇટ્રોજન, કાર્બોનિક એસિડ ગ્યાસ અને પાણીની વરાળ.

પ્ર૦ તે વસ્તુઓનું પ્રમાણ કહો.

ઉ૦ ઑક્સિજન સેંકડે ૨૦ ટકા, (૨) નાઇટ્રોજન ૮૦ ટકા, (૩) કાર્બોનિક એસિડગ્યાસ ૨૫૦૦ ભાગે ૧ ભાગ, (૪) પાણીની વરાળ સેંકડે ૪ ટકા. જ્યાંસુધી હવામાં આ પ્રમાણ સચવાએલું હોય છે, ત્યાંસુધી હવા સ્વચ્છ કહેવાય છે.

પ્ર૦ વાતાવરણનો ઉપયોગ કહો.

ઉ૦ માણસ દુનીઆમાં જન્મે છે ત્યારે શ્વાસ લેવા એ તેનું પ્રથમ કામ છે અને શ્વાસ મુકવો એ છેલ્લું કામ છે. અનાજ પાણી સિવાય કેટલોક વખત ચલાવી લેવાય, પરંતુ હવા સિવાય એક ક્ષણ પણ ચાલતું નથી માટે હવા સર્વથી વધારે ઉપયોગી વસ્તુ છે.

પ્ર૦ માણસને અતિ ઉપયોગી કયો વાયુ છે?

ઉ૦ ઑક્સિજન. કારણ કે માણસ તેને શ્વાસમાં લે છે અને તેના વડે જીવન નિભાવે છે, આથી આ વાયુને પ્રાણવાયુ કહે છે.

આ વાયુ હિતકારી હોવા છતાં જો તે દમમાં વધારે લેવામાં આવે તો મરણ થાય. તેથી કુદરતે તેની સાથે નાઇટ્રોજન મેળવેલો છે. પાણીની વરાળને લીધે શરીર સુંવાળું રહે છે, તથા વનસ્પતિ લીલી રહે છે. ઉચ્છવાસ વાટે માણસ જે વાયુ બહાર કાઢે છે તેને કાર્બોનિક એસિડ ગ્યાસ કહે છે. જો આ વાયુ દમમાં લેવામાં આવે તો મરણ થાય છે. તેથી તેને પ્રાણઘાતક વાયુ કહે છે, પણ વનસ્પતિ તેને દમમાં લે છે તેથી તેને તે જીવનરૂપ છે. આ પ્રમાણે જે જે ઉપાધિઓથી કાર્બોનિક એસિડગ્યાસનું પ્રમાણ વૃદ્ધિ પામે છે તે તે ઉપાધિઓ હવા બગાડનાર કહેવાય છે.

પ્ર૦ હવા બગાડનાર કુદરતી કારણ કહો.

ઉ૦ (૧) બળવું, (૨) કહોવું, (૩) શ્વાસોચ્છવાસ.

પ્ર૦ બળવાની ક્રિયાથી શી રીતે હવા અસ્વચ્છ થાય છે ?

ઉ૦ ઑક્સિજન સિવાય કોઇ વસ્તુ બળી શકતી નથી. વાસણમાં દીવો મુકી તેને ઢાંકી દેવાથી માંહેનો ઑક્સિજન થઈ રહેતાં દીવો હોલવાઇ જશે. માંહે એકઠા થએલા વાયુમાં ચુનાનું નીતર્યુ પાણી રેડશો તો તે ધોળું થએલું માલમ પડશે, તેથી તે વાયુ કાર્બોનિક એસિડગ્યાસ છે એમ સમજાશે.

પ્ર૦ કો'વાણની ક્રિયાથી હવા અસ્વચ્છ થાય છે તે સમજાવો.

ઉ૦ પ્રાણી કે વનસ્પતિ મરી જાય છે ત્યારે તે કહોવા માંડે છે, અને તેમાંથી દુર્ગંધ નીકળી ઇજા કરે તેવા વાયુ બહાર નીકળેછે.

પ્ર૦ શ્વાસોચ્છ્વાસની ક્રિયાથી શી રીતે હવા અસ્વચ્છ થાય છે ?

ઉ૦ દમ લેવા અને મૂકવાની ક્રિયાને શ્વાસોચ્છ્વાસ કહે છે. આપણે

નાક વાટે દમ લઇએ છીએ તે વાયુ શ્વાસનળ મારફત ફેફસામાં જાય છે, અને ત્યાં આગળ હૃદયમાં જે જાંબલી રંગનું અસ્વચ્છ લોહી એકઠું થયું હોય છે તેને સ્વચ્છ કરવામાં ઑક્સિજન ખપી જાય છે, અને બાકી રહેલો વાયુ લોહીમાંથી મેળવેલો અસ્વચ્છ પદાર્થ પોતાની સાથે લઈ બહાર નીકળી જાય છે. દમમાંથી નીકળતા વાયુને ચુનાના નીતર્યાં પાણીમાં થઈ પસાર થવા દેશો તો તે પાણીને ધોળું કરશે.

પ્ર૦ ઉચ્છ્વાસ વખતે કયા કયા પદાર્થ બહાર નીકળે છે ?

ઉ૦ (૧) કાર્બોનિક એસિડગ્યાસ. (૨) પાણીની વરાળ. (૩) ગંદો નકામો પદાર્થ.

પ્ર૦ ઉચ્છ્વાસ વખતે પાણીની વરાળ નીકળે છે તેનો શો પુરાવો છે ?

ઉ૦ આપણે સ્લેટ પર શ્વાસ મુકીશું તો સ્લેટ ભીની થએલી જણાશે. એ પાણી ચોકખું નહોતાં તેમાં બગડી જવા લાગેલી અથવા કહોવા માંડેલી વસ્તુ હોય છે.

પ્ર૦ હવા બગાડનાર કૃત્રિમ કારણ કહો.

ઉ૦ કસાઇ, ચામડીઆ, રંગારા, મોચી, સલાટ વગેરેના ધંધા તથા બજારમાં કોહેલાં શાકભાજી વેચવાનો ધંધો કરનારા પણ હવા બગાડે છે.

પ્ર૦ હવા સ્વચ્છ કરનાર ઉપાય કહો.

ઉ૦ (૧) ગ્યાસોનું એક એક જોડે મળી જવું, એટલે નઠારી હવા ચોકખી હવા સાથે મળી જાય છે. જો આ ક્રિયા ન હોત તો આપણાથી એક ઠેકાણે ઠરીને રહી શકાત નહિ. ઉચ્છ્વાસમાં નીકળતી હવા ગરમ અને હલકી હોવાથી ઉંચે જતી રહે છે,

અને તેને ઠામે સ્વચ્છ હવા આવે છે. (૨) પવન—કોહાવા માંડેલી વસ્તુમાંથી નીકળતી દુર્ગંધ દુર ધસડી જાય છે, અને તેને બદલે તાજી અને ચોકખી હવા ખેંચી લાવી હવા સ્વચ્છ કરવામાં મદદ કરે છે. (૩) વનસ્પતિ—પ્રાણીઓ શ્વાસમાં ઑક્સિજન લઇ કાર્બોનિક એસિડગ્યાસ બહાર કાઢી હવા બગાડે છે, પરંતુ વનસ્પતિ તે વાયુને દમમાં લઇ પોતાનું પોષણ કરે છે, અને હવાને સ્વચ્છ કરે છે. (૪) વરસાદ—કોહોવા માંડેલી વસ્તુઓને અગર દુર્ગંધ મારતી વસ્તુઓને પોતાની સાથે દૂર ખેંચી જઇ હવા સ્વચ્છ કરે છે.

**પ્ર૦** તાજી હવા મેળવવાના ઉપાય કહો.

**ઉ૦** દિવસે આપણું બહાર જતા હોવાને લીધે છૂટથી તાજી હવાનો લાભ મેળવી શકીએ છીએ, પરંતુ રાત્રીને સમયે એકજ સ્થળે રહેતા હોવાથી બગડેલી હવા દમમાં લેવાનો સંભવ વધારે હોય છે. માટે સુવાના ઓરડામાં હવાની આવ—જા માટે બારી બારણાંની પુષ્કળ છુટ રાખવી. વળી આ સ્થળમાં દાણાદુણી ભરી અગર ઢોર ઢાંખર બાંધીને કે સંકડાશથી ઘણાજ માણસો રહી હવા બગડે તેમ કરવું નહિ. સાજા માણસો કરતાં માંદા માણસો હવાને વધારે અસ્વચ્છ કરે છે, માટે તેમને હવા અજવાળાનો વધારે લાભ મળે તેવી સવડ કરવી. લખતી અગર વાંચતી વખતે કે બીજા કોઇ પણ કામ પ્રસંગે વાંકા વળીને બેસવાથી ફેફસાં દબાય છે. તેથી જોઈએ તેટલી હવા અંદર દાખલ થઇ શકતી નથી, ને આરોગ્ય બગાડે છે, માટે ટટાર સીધા બેસી કામ કરવું.

## ૨ પાણી.

પ્ર૦ પાણીનો ઉપયોગ શો ?

ઉ૦ પ્રાણી અને વનસ્પતિને જીવતા રહેવાને હવાની પેઠે પાણીની પણ જરૂર છે. આપણા શરીરના કુલ વજનના લગભગ ૭૫ ટકા પાણી છે. ખોરાકના સત્વનું લોહી બને છે, અને તે લોહી શરીરના પોષણ માટે જુદી જુદી નળીઓ વાટે આખા શરીરમાં ફરે છે. આ નળીઓમાંની કેટલીક નળીઓ વાળથી પણ પાતળી હોય છે. તેવી નળીઓમાં થઇને લોહીને ફરવું પડે છે. આવી રીતે ફરવા માટે તે પાતળું હોવું આવશ્યક છે. તે પાતળું રહેવામાં પાણીની જરૂર પડે છે. જોઇતું પાણીનું પ્રમાણ ન હોય તો તે લોહી ઘટ્ટ બની ફરી શકે નહિ, અને છેવટે મરણ થાય. પાણીની જરૂર પડે છે કે તરતજ તરસદ્વારા આપણને સૂચના મળે છે. બધું જ પાણી લોહી પોતાના ઉપયોગમાં લેતું નથી, પણ શરીરના અંદરના સંચાઓ સ્વચ્છ કરવામાં વપરાય છે. તેવું નકામું થએલું લોહી પેશાબ અને પરશેવા વાટે બહાર નીકળી જાય છે. પીવા ઉપરાંત નહાવા ધોવાના કામમાં પણ પાણીની જરૂર પડે છે.

પ્ર૦ પાણી પુરૂં પાડનાર સ્થળ કહો.

ઉ૦ સર્વથી મોટું સાધન વરસાદ છે. જમીન પરના પાણીની સૂર્યના તાપથી વરાળ થઇ આકાશમાં વાદળ રૂપે રહે છે, અને પછીથી ઝાકળ, વરસાદ, ધુમસ, મેઘરવો, કરા, બરફ વગેરે રૂપે પૃથ્વી પર પાછું આવે છે. કુવા, નદી, તળાવ, વાવ વગેરે સ્થળો પણ આપણને જોઇતા ટાઇમે પાણી પૂરૂં પાડે છે.

પ્ર૦ વરસાદનું પાણી બગડવાનાં કારણ કહો.

ઉ૦ વરસતા વરસાદનું પાણી લગભગ સ્વચ્છ હોય છે, છાપરા ઉપર થઈને પડતુ પાણી કેટલાક લોકો એકઠું કરે છે, પણ ધુળ કચરા વગેરેથી બગડે છે. જમીન ઉપર થઇને વહેતાં તેમાં કહોતી વનસ્પતિ અને કાદવ ભળવાથી પાણી બગડે છે.

પ્ર૦ નદીનું પાણી બગડવાનાં કારણ કહો.

ઉ૦ વરસાદ વરસતો હોય છે ત્યારે નદીનું પાણી ડહોળાએલું હોય છે, તેને સ્વચ્છ કરવા માટે ફટકડી કે નિર્મળીનાં બી નાંખવાં. લુગડાં ધોવાથી, એઠવાડવાળાં વાસણ સાફ કરવાથી, ઢોરને નવડાવાથી, કાંઠે મડદાં બાળવાથી, કિનારે જાજરૂ રાખવાથી નદીનું પાણી બગડે છે. માટે આ ક્રિયાઓ નદીના વહેણના નીચલા ભાગમાં કરવા દેવી.

પ્ર૦ તળાવનાં પાણી શાથી બગડે છે?

ઉ૦ નદીનું પાણી વહેતું હોવાથી બગડવાનો જેટલો સંભવ છે તેના કરતાં તળાવનું પાણી સ્થીર હોવાથી બગડવા વધારે સંભવ છે. તળાવમાં કપડાં ધોવાથી, નહાવાથી, કાંઠે જાજરૂ રાખવાથી, ભેંસ, ભુંડ વગેરે જનાવરો પડયાં રહેવાથી તથા તેના છાણ મુતરને લીધે અને ખરેલાં પાંદડાં તથા કહોતી વનસ્પતિને લીધે તળાવનું પાણી બગડે છે.

પ્ર૦ કુવાનું પાણી સ્વચ્છ રાખવાને કઇ કઈ બાબતો લક્ષમાં રાખવી?

ઉ૦ (૧) આજુબાજુ પાણી ભરાઇ રહેવું ન જોઇએ. (૨) કુવાનું માથું જમીન કરતાં ઉચું બાંધવું. જેથી આજુબાજુની જમીનનું પાણી અંદર પડે નહિ. (૩) કુવાની ચારે બાજુ કાંકરેટ કરાવી ઢોળાવ રાખવો જેથી કુવા ઉપર ઢળેલું પાણી દૂર વહી જાય. (૪) કુવાના મોઢાને બને તો ઢાંકણું કરાવવું કે જેથી પાંદડાં વગેરે

અંદર પડી પાણી બગાડે નહિ. (૫) કાંઠે ઝાડની બહુ ઘટા થવા દેવી નહિ. (૬) પાણી કાઢવા માટે વાસણ અને દોરડાં સારાં વાપરવાં જોઇએ. (૭) તેને કોઇ કોઇ વખત ગળાવી અંદર પડેલો કાદવ કચરો કાઢી નંખાવવો. છીછરા કુવા કરતાં ઉંડા કુવાનું પાણી ઉત્તમ ગણાય છે, કારણ કે જેમ જેમ પાણી વધારે ઉંડાણમાંથી આવે છે, તેમ તેમ તેનું ઝેર તેના સંબંધમાં આવેલી માટીએ ચુસી લીધેલું હોય છે.

પ્ર૦ પાણીના પ્રકાર કહો.

ઉ૦ (૧) કઠણ પાણી અને (૨) નરમ પાણી.

પ્ર૦ દરેકની સમજુત આપો.

ઉ૦ જે પાણીમાં ખનીજ દ્રવ્ય વધારે ઓગળેલું હોય અને જેમાં સાબુનું ફીણ ન થાય તેને કઠણ પાણી કહે છે. તે પાચનક્રિયામાં ભારે પડે છે. જે પાણીમાં ખનીજ દ્રવ્ય ઓછું હોય, અને જેમાં સાબુનું ફીણ થાય છે તેને નરમ પાણી કહે છે. આ પાણી પીવામાં, રાંધવામાં અને કપડાં ધોવામાં તથા પાચનક્રિયામાં સારું ગણાય છે.

પ્ર૦ સારું પાણી કોને કહેવું ?

ઉ૦ જે પાણી નીતર્યું, સ્વાદ કે વાસ વગરનું હોય તેને.

પ્ર૦ પાણી સ્વચ્છ કરવાના ઉપાય કહો.

ઉ૦ (૧) લુગડા, ફીલ્ટર, કે બ્લૉટીંગ પેપરથી ગાળવું. (૨) ઉકાળવું. (૩) ફટકડી કે નિર્મળીનાં બી નાખવાથી સ્વચ્છ થાય છે.

પ્ર૦ પાણીને ગાળવાની રીત કહો.

ઉ૦ ત્રણ પાયાની લાકડાની ઘોડી લઈ તેની ઉપર એક માટલું મૂકી તેમાં કોલસા અને રેતીનો થર કરવો તે માટલા નીચે ઝીણું

ઝીણાં બે ચાર કાણાં પાડી તેની નીચે બીજું માટલું મુકવું. રેતીના થરવાળા માટલામાં પાણી રેડવું જે રેતી તથા કોલસાની પાર આવશે, અને પછીથી નીચેના માટલામાં જશે તે માટલામાં ઠરવા દઈ પછીથી પીવાના ઉપયોગમાં લેવું. તે પાણીનું ઝેર કોલસા અને રેતીએ ચુસી લીધેલું હોવાથી સ્વચ્છ બને છે.

પ્ર૦ દરીઆનું કે પાસીઉં પાણી પીવા લાયક શી રીતે બનાવશો ?

ઉ૦ આ જાતના પાણીને ઉકાળી તેની વરાળને બીજા વાસણમાં ઝીલીને ઠારવાથી પાણી સ્વચ્છ બનશે. તેમાં રહેલું નુકસાનકર્તા દ્રવ્ય પ્રથમના વાસણમાં રહેશે.

પ્ર૦ નહાવાની જરૂરીઆત સમજાવો.

ઉ૦ શરીરમાં નકામા થએલો પદાર્થ શ્વાસોચ્છ્વાસ અને ચામડીનાં છિદ્ર વડે પરસેવા વાટે નીકળી જાય છે. આપણા શરીરમાંથી દરરોજ એક સીસો ભરાય તેટલું પાણી પરસેવા વાટે બહાર કાઢે છે. ચામડીનાં છિદ્ર એક રૂપીઆ જેટલી જગામાં આશરે બે હજાર હોય છે. આવાં બારીક છિદ્રનાં મોં મેલને લીધે બંધ ન થઈ જાય તેને માટે નહાવાની જરૂર છે. જો સારી રીતે ચોળીને નહાવામાં ન આવે તો તે મોં બંધ થઇ જવાથી ખસ, ગુમડાં વગેરે ચામડીના રોગ થાય છે. મેલ કાપવામાં સાબુ ઘણો ઉપયોગી પદાર્થ છે, માટે નહાવામાં તેનો ઉપયોગ કરવો.

પ્ર૦ નહાવાની બાબતમાં કઇ બાબતો ધ્યાનમાં રાખવી ?

ઉ૦ જુવાન અને તંદુરસ્ત માણસે દરરોજ સવારમાં ઠંડા પાણીથી નહાવું. ઘરડા અને અશક્ત માણસોએ ગરમ પાણીથી નહાવું.

રોગના ઉપદ્રવ વખતે તથા ઋતુના ફેરફાર વખતે દરેકે ગરમ પાણીથી નહાવું. જે લોકોને મજુરી કરવાની હોય તેમણે સાંજરે નહાવું. નહાવામાં ચોખ્ખું પાણી વાપરવું. મેલા પાણીને લીધે વાળા નીકળવાનો સંભવ છે. નાહી રહ્યા પછી શરીરને ટુવાલ કે અંગુછા વડે ઘસીને સાફ કરવું.

પ્ર૦ નહાવામાં આપણને ગરમ કે ઠંડું પાણી માફક છે તે શી રીતે જાણવું ?

ઉ૦ નાહીને શરીર સાફ કરી રહ્યા પછી શરીર પર હાથ મૂકતા શરીર ઠંડું માલમ પડે તો ગરમ અને ગરમ લાગે તો ઠંડું પાણી માફક આવશે એમ જાણવું. કોલેરા, શીતળા, મરડો, તાવ વગેરે વ્યાધિઓ ચાલતા હોય ત્યારે ગરમ પાણીથી નહાવું. નહાતી વખતે શરીરને ઠંડા પવનના ઝપાટા ન લાગે તે બાબતની સંભાળ રાખવી.

પ્ર૦ માંદા માણસે નહાવાની બાબતમાં શી સંભાળ રાખવી ?

ઉ૦ દરદીના શરીરને હુંફાળે પાણીએ ધોવાથી સુખ થાય છે, માટે તેના શરીરનો થોડો થોડો ભાગ ગરમ પાણી વડે ધોઈ લહોઈને સાફ કરી ઢાંકી દેવો, અને તેજ પ્રમાણે થોડે થોડે આખું શરીર સાફ કરવું.

---

## સારો ખોરાક.

પ્ર૦ આપણને ખાવાની જરૂર શા માટે પડે છે ?

ઉ૦ શરીરના અવયવો રાત દિવસ કામ કર્યા કરેછે, તેથી તેને ઘસારો અને થાક લાગે છે, તે ઘસારાની ખોટ પુરી પાડવા તથા

શક્તિ મેળવવા અને શરીરની ઉષ્ણતા સાચવી રાખવા માટે ખોરાકની જરૂર છે, જો ખોરાક ન ખાઇએ તો દિવસે દિવસે સૂકાઇને મરી જઇએ.

પ્ર૦ આપણા શરીરમાં દરરોજ કેટલી ગરમી ઉત્પન્ન થાય છે ?

ઉ૦ દરરોજ એક દેગડો પાણી ઊકળે એટલી ગરમી ઉત્પન્ન થાય છે, પણ તે બધા શરીરમાં ફેલાઈ જવાને લીધે તેનું બળતું કે ઊકળતું જોઇ શકતા નથી. ખોરાકથી ગરમી ન મેળવીએ તો શરીર ધીમે ધીમે ઠંડું પડી જાય.

પ્ર૦ ખોરાક ખાવાની બાબતમાં શી શી સંભાળ રાખવી ?

ઉ૦ જુદી જુદી જાતના ખોરાક ખાવાથી શરીરપર જુદી જુદી અસર થાય છે, માટે જુદી જુદી જાતના ખોરાક વાપરવા. (૧) શરીર પોષકનાં દ્રવ્યો જે ખોરાકમાં વધારે હોય તેવો ખોરાક વાપરવો. (૨) ઘઉં, જાર, બાજરી, મકાઇ અને ચોખા સાથે દાળ વાપરવી. આ અનાજ પુષ્ટિકારક હોઇ ઘણું કૌવત આપનારાં છે. માંસ અને માછલાં પણ કૌવત આપનાર છે. (૩) ઠંડા દેશમાં રહેનાર લોકોએ વધારે ગરમી આપનાર ખોરાક વાપરવો. (૪) ભાત, ઘી, અને મીઠાઇ ખાવાનું બહુ જોર ન રાખવું કારણ કે તે ખાનારને પળીઆં વહેલાં આવે છે. મેદ નામનો પદાર્થ વધી જવાથી શરીર જાડું થાય છે, અને સખત કામ કરી શકાતું નથી. (૫) કાચાં ફળ અને કાચું અનાજ વાપરવું નહિ, કારણ કે તેથી અપચો થઇ જઠરને પીડાકારક બને છે. (૬) બહુ પાકી ગએલાં ફળ કે વાસી ખોરાક ખાવો નહિ. (૭) મસાલા અને શાકભાજીનો હદમાં ઉપયોગ કરવો. (૮) ખુબ

સોપારી, અફીણ, ગાંજો, ભાંગ, દારૂ વગેરે પદાર્થોનું સેવન કરવાથી શરીરને નુકસાન થાય છે, તથા પૈસા અને વખતની નાહક નુકસાની થાય છે માટે તેનો ઉપયોગ કરવો નહિ. (૯) રાંધવાનાં વાસણ બરાબર સાફ રાખવાં. ધાતુનાં હોય તો વારંવાર કલાઇ કરાવવી. (૧૦) કોહેલું માંસ કે સડેલું અનાજ વાપરવું નહિ.

પ્ર૦ જમવાની બાબતમાં કયા કયા નિયમો ધ્યાનમાં રાખવા ?

ઉ૦ (૧) નિયમિત વખતે અને સારી ભૂખ લાગે ત્યારે જમવું. (૨) સવારે કામે વળગતા પહેલાં થોડો ખોરાક લેવો, જેથી બળ કાયમ રહી તાવ આવનો અટકાવ છે. (૩) જઠરને પચાવતાં ભારે પડે તેટલો અકરાંતીઓ ખોરાક લેવો નહિ. (૪) ખોરાકને ખાતા પહેલાં ખૂબ ચાવવો જોઇએ, જેથી જઠરને બહુ મહેનત પડે નહિ. (૫) જમતી વખતે પાણી પીવું પડે તો થોડે થોડે પીવું. (૬) જમીને તરતજ કસરત કરવી નહિ કે કામે વળગી પડવું નહિ, પણ વિશ્રાંતિ લેવી. (૭) ઋતુના ફેરફાર વખતે અને રોગના ઉપદ્રવ વખતે ખાવામાં બહુ સંભાળ રાખવી. (૮) ખોરાક સારી રીતે પચાવવા માટે મહેનત કરવી.

---

## અજવાળું.

પ્ર૦ અજવાળાથી થતા ફાયદા સમજાવો.

ઉ૦ અંધારામાં રહેનારા માણસો પીળા અને ફીકા થાય છે, તેમને ઘણી જાતના રોગ થાય છે. મંદવાડમાંથી ઉઠેલા માણસો અજવાળામાંથી શક્તિ મેળવે છે, અજવાળામાંથી મન પણ

આનંદમાં રહે છે. અજવાળું ઘરમાંનો કચરો બતાવી સાફસૂફ રહેતાં શીખવે છે. ઝેરી જાનવરોને ઘરમાં ભરાઇ રહેતાં અટકાવે છે. વનસ્પતિ અને પશુ પક્ષીઓને પણ અજવાળું પ્રિય લાગે છે, કારણકે અંધારા કરતાં અજવાળામાં રહેવાનું પસંદ કરે છે.

પ્ર૦ અજવાળાથી નુકશાન કયારે થાય છે?

ઉ૦ તપેલા તડકામાં જવાથી અગર તાપમાં દોડવાથી માંદા પડાય છે, માટે તાપમાં જવાની જરૂર પડે તો છત્રી અગર બીજી કોઇ વસ્તુથી શરીરનું રક્ષણ કરવું.

---

## યોગ્ય કપડાં.

પ્ર૦ કેવાં કપડાંની પસંદગી કરવી?

ઉ૦ ઋતુ પ્રમાણે લુગડાંમાં યોગ્ય ફેરફાર કરવો. શિયાળામાં ગરમ, રંગીન અને કાળું કાપડ વાપરવું. કારણકે શરીરની ગરમી ટકાવી રાખી ટાઢથી રક્ષણ કરેછે. ઉનાળામાં પાતળું અને સફેદ કાપડ વાપરવું. મેલાં કપડાં વાપરવાથી ચામડીના રોગ થાય છે, માટે પહેરવા ઓઢવાનાં કપડાં સ્વચ્છ રાખવાં. તળાઇઓ અને ઓસીકાંને ગલેફ રાખવા, ને તેને પણ વારંવાર ધોવરાવી સાફ રાખવા. અતિશય ઇજા કરે તેવાં ભારે (વજનદાર) કપડાં વાપરવાં નહિ. ભીનાં લુગડાં સાથે બેસવું કે સુવું નહિ. માથું અને પેટ શરીરના નાજુક અંગ હોવાથી તેમનું ટાઢ, તાપ અને શરદીના સમયમાં સારાં કપડાંથી સંરક્ષણ કરવું.

---

## કસરત.

પ્ર૦ કસરત એટલે શું ?

ઉ૦ શરીરના ભિન્ન ભિન્ન અવયવોને યોગ્ય રીતે કેળવી મજબૂત બનાવવા તેને કસરત કહે છે.

પ્ર૦ કસરત કરવાથી કયા કયા ફાયદા થાય છે ?

ઉ૦ શરીરના સ્નાયુઓ કેળવાઇ મજબુત અને બળવાન થાય છે. ઝપાટાબંધ દમ લેવાથી લોહી વધારે સ્વચ્છ થઈ શરીરમાં ઝડપથી ફરે છે, અને શરીરને તથા મગજને પોષક દ્રવ્યો વધારે આપે છે. પરસેવો વધારે વળવાથી ઝેરી પદાર્થ વધારે બહાર નીકળે છે. ભૂખ સારી રીતે લાગી પાચન ક્રિયા સારી રીતે ચાલે છે. કસરત નહિ કરવાથી શરીર સુસ્ત બની મહેનત પડે તેવું અઘરૂં કામ કરી શકતું નથી.

પ્ર૦ કસરતના પ્રકાર કહો.

ઉ૦ દોડવું, તરવું, કુસ્તી, અટાપટાની રમત, ક્રિકેટ, મગદળ, મલખમ, બાર્બેલ્સ, ડમ્બેલ્સ, વગેરેના દાવ, તેમજ નાનાં બાળકો રમે છે તે દેશી રમતો વગેરે તમામ કસરતજ છે, જુદી જુદી રમતમાં જુદા જુદા અવયવો કેળવાય છે.

પ્ર૦ જોઇએ તેટલી કસરત કોણ કરી શકતા નથી ?

ઉ૦ ઘણીક દેશી નિશાળોમાં છોકરાઓને લાંબો ટાઇમ રોકી રાખી કસરત કરવાનો સમય આપતા નથી. વળી લખનાર કારકુનો અને યુનિવર્સિટી અને એવી બીજી ઉંચી પરીક્ષા આપનાર અભ્યાસકો અભ્યાસ કરવાનો બોજ રાખી કસરત કરતા નથી,

તેથી તેમના આરોગ્યને નુકસાન પહોંચે છે, એટલુજ નહિ પણ કોઈ કોઇ વખતે અભ્યાસના સખત બોજાથી માંદા પડી પરીક્ષા આપી શકતા નથી.

પ્ર૦ કસરત કરવામાં કઈ કઇ બાબત લક્ષમાં રાખવી ?

ઉ૦ રમતમાં પડી અભ્યાસ કરવા તરફ દુર્લક્ષ કરવું નહિ. હદ ઉપરાંતની કસરત કરવાથી નુકસાન થાય છે. જમીને તરતજ કે ભૂખે પેટે કસરત કરવી નહિ.

---

## ઉંઘ.

પ્ર૦ ઉંઘવાની અગત્ય શા માટે ?

ઉ૦ દિવસે કામ કરવાથી થાકી જઇ કામ કરવાને નાલાયક બનીએ છીએ. આથી કરીને વિશ્રાંતિની જરૂર છે. ઉંઘ થાક ઉતારી શરીર તથા મનને ફરીથી તાજાં બનાવી કામ કરવાને લાયક કરે છે.

પ્ર૦ ઉંઘવાની બાબતમાં કયા કયા નિયમો ધ્યાનમાં રાખવા ?

ઉ૦ જમીને તરતજ સુવાથી પાચનક્રિયા બરાબર ચાલતી નથી, અને મગજને વિશ્રાંતિ મળતી નથી આથી સ્વપ્નાં આવે છે. ભોંયે સૂવા કરતાં ખાટલામાં સુવું સારૂં છે કારણકે ભોંયે સૂવાથી કોઇ કોઇ વખતે ઝેરી જાનવર કરડવાનો ડર રહે છે. ભોંય ભેજવાળી હોય તો શરીરે કળતર થાય છે. અગર તાવ કે બીજો કોઇ રોગ થવાનો પણ ભય રહે છે. ખાટલાપર સૂવાની સગવડ ન હોય તો જમીન ઉપર પરાળ કે પાંદડાં પાથરી તેના પર

બીછાનું પાથરી સુવું. મોઢું માથે ઓઢીને સુવું નહિ, કારણકે તેથી કરી ઉચ્છ્વાસનો ઘેરાઇ રહેલો વા દમમાં લેવાથી નુકસાન થાય છે. ઓશીકાં, તળાઈ, ચાદર વગેરે દિવસે તડકામાં તપાવવાં તથા તેને ધોઇને સ્વચ્છ રાખવાં. ઉનાળાની મોસમમાં ખુલ્લી હવામાં સુવાથી નુકસાન ન થાય, પણ ઝાકળ પડતો હોય અગર પવનના બહુ ઝપાટા આવતા હોય તો શરીરને નુકસાન કરે છે. માટે ખુલ્લી જગામાં સુવું નહિ. તાવ, કોગળીયું કે બીજા રોગનો ઉપદ્રવ હોય ત્યારે અંગને વિશેષ ગરમ રાખવાની જરૂર હોવાથી ખુલ્લી જગામાં સુવું નહિ. સુવાના મકાનમાં હવાની આવજા છૂટથી થાય તેવી સગવડ રાખવી.

પ્ર૦ ઉંઘવાની બાબતની સામાન્ય સૂચના કહો.

ઉ૦ રાત્રે વહેલા સૂઇ વહેલા ઊઠવાની ટેવ રાખવી. મોડાસુધી ઉજાગરો કરી મોડા ઉઠવાથી શરીરમાં સુસ્તી ભરાઈ બેસે છે, અને દિવસે સારીરીતે કામ થઇ શકતું નથી. પોતાને જરૂર જેટલી ઉંઘ લેવી, પણ આળસુ બની મોડા સુધી પથારીમાં પડી રહેવું નહિ. બાળકને વધારે ઉંઘની જરૂર છે, અને પુખ્ત ઉમરના માણસને લગભગ સાત કલાકની જરૂર પડે છે. સારી ઉંઘ લાવવા માટે દિવસે સારી રીતે મહેનત કરવી. ઉંઘવાનો સર્વોત્તમ વખત રાત છે.

---

## ઘરો.

પ્ર૦ ઘર બાંધવામાં કઇ કઈ બાબત ધ્યાનમાં રાખવી ?

ઉ૦ (૧) બની શકે તો આજુબાજુની જમીન કરતાં ઉંચી જગા

પસંદ કરવી. (૨) પાણી ભરાઇ રહે તેવા ખાડામાં, નદી કે તળાવ પાસે, અને વરસાદનું પાણી કે ભેજ આવી શકે તેવે સ્થળે બાંધવું નહિ. (૩) અજવાળું અને પવન છૂટથી આરપાર આવી શકે તેવું સ્થળ પસંદ કરવું. (૪) ઝાડોની બહુ ઘટામાં, સ્મશાન કે ઉકરડા પાસે હોય તેવે સ્થળે ઘર બાંધવું નહિ. (૫) સાંકડા ને વાંકાચુંકા રસ્તા હોય તેવી જગામાં તેમજ બહુ પાસે પાસે ઘર બાંધવાં નહિ. (૬) અજવાળા અને હવાની આવજા માટે છુટથી બારી બારણાં અને જાળીઓ મુકવાં. (૭) વરસાદનું પાણી વહી જાય એવો છાપરાનો ઢાળ રાખવો.

પ્ર૦ ઘરની અંદર કેવી ગોઠવણ રાખવી ?

ઉ૦ સુવા બેસવાના ઓરડામાં સરસામાન કે અનાજ ભરી જગાનું રોકાણ કરવું નહિ. ઘરમાં ઢોર ઢાંખર બાંધી તેમજ તેમના છાણ મુતરથી ઘરની હવા બગડવા દેવી નહિ. સળગતો દીવો કે દેવતા રાખવો નહિ. ધુમાડો નીકળી જવાને જોઇતાં ધુમાડીઆં રાખવાં. ઘરોને વરસમાં બે વખત ધોળાવવાં અને સમયે સમયે લીંપાવતા રહેવું. ભીંતો, ભોંયતળીઉં અને ખૂણા ખોચરા વાળી સાફ રખાવવા.

પ્ર૦ ઘરમાંથી કઇ કઇ વસ્તુઓ કાઢી નાખવી ?

ઉ૦ ફળોની છાલ, શાકભાજીનાં છોડાં, ઘરમાંનો કચરો, કહોવા માંડેલાં શાકભાજી વગેરે કાઢી નાખવાની વસ્તુઓ ઘરથી દૂર ફેંકી દેવી. તરત બહાર નાખી આવવાની સગવડ ન હોય તો તેમને માટલામાં ભરી તેનું મોં ઢાંકણા વતી બંધ કરવું, અને પછી વખત મળે દૂર નાખી આવવું. ખાતરના ઉકરડા, મળમૂત્રની જગા,

એઠવાડનું પાણી વગેરે ઘરની પાસે રહેવા દેવું નહિ. રસોડાના પાણીને ભોંયની અંદર ઉતરવા દેવું નહિ. મેલું (નરક) ઘરની પાસે રહેવા દેવું નહિ. બને તો ખેતરમાં નાખી તેનો ખાતર તરીકે ઉપયોગ કરવો. તેના ઉપર માટી નાખવાથી તેની દુર્ગંધ નાશ પામે છે.

પ્ર૦ ઘરની આસપાસ કેવી રીતે સ્વચ્છતા રાખવી ?

ઉ૦ ઘરની આસપાસ પૂરતી છુટ રાખવી. બીજી ઇમારતો અગર ઝાડની અતિશય ઘટાથી હવાનું રોકાણ ન થાય તેમ કરવું. છાંયાને માટે એકાદ બે ઝાડ હોય તો ઠીક, પણ એટલી બધી ઘટા ન હોવી જોઇએ કે જેથી જમીનમાં હમેશાં ભેજ ભરી રહે અને પવનની લહેરને અટકાવે. ઝાડનાં ખરી પડેલાં પાંદડાંને બાળવાં કે દૂર ખાડામાં એકઠાં કરવાં. ખાતરના ઉકરડા, સ્મશાન અને કબરસ્તાન ઘરથી લગભગ દોઢસો ગજ દુર રખાવવાં. પાણીને વહી જવા માટે કાંસ અગર નીક કરાવવી, અને તેને સાફ રખાવવી. પાણી ભરાઈ રહે તેવા ખાડા પુરાવી નાખવા, કારણકે વનસ્પતિ કોહી તેમાંથી મલેરિઆ નામની ઝેરી હવા મચ્છર મારફત ફેલાઇ તાવનો ઉપદ્રવ કરે છે. ખાડા પુરાવી નાખવાનું બની શકે તેમ ન હોય તો તે તરફનો પવન અટકાવવા માટે ઝાડની ઘટા ઉછેરવી. મીઠા પાણીનો સવડ બની શકે તો ઘરની પાસે કરાવવો.

---

## શહેર અને ગામના આરોગ્યની સંભાળ.

પ્ર૦ આ દેશમાં શહેર અને ગામડાંના આરોગ્યની સંભાળ કોણ રાખેછે?

ઉ૦ મોટા શહેરોમાં મ્યુનિસિપાલ અધિકારીઓ અને ગામડામાં મુખી નામના અધિકારી રાખે છે.

પ્ર૦ તેમની શી શી ફરજો છે ?

ઉ૦ લોકોના આરોગ્યની સંભાળ રાખવા માટે. (૧) બજારમાં કોહેલાં શાકભાજી કે માંસ અને સડવા માંડેલું અનાજ વેચવા દેવું નહિ. (૨) પીવાને માટે ચોકખું પાણી પૂરું પાડવું, અને નવાણની જગા સાફ રખાવવી, (૩) શહેરનો ગંદવાડ (શરીરનો મળ, રસોડાનું પાણી, એંઠવાડ) દૂર વહી જવા મોરીઓ કરાવવી. (૪) અનુકૂળ જગામાં સાર્વજનિક જાજરૂઓ કરાવી તેને સાફ રખાવવાનો બંદોબસ્ત કરવો, (૫) રસ્તો વળાવી કચરો ભેગો કરાવી દૂર લઇ જવરાવી બાળાવવો, અગર ખાડામાં એકઠો કરાવી ખાતરના ઉપયોગમાં લેવો. (૭) વરસાદનું પાણી વહી જવાને નીકો કરાવવી. (૭) વાંકા રસ્તાને સીધા કરાવવા, ( ૮ ) ચામડીઆ, રંગારા વગેરેના કારખાનાં તથા કુંડો ગામથી દૂર રખાવવા. (૯) મરી ગએલાં જાનવરોનાં મુડદાંને કહોવા માંડતા પહેલાં ઠેકાણે કરાવવાં. ( ૧૦ ) મસાણ અને કબરસ્તાનો ઘરોથી દૂર રખાવવાં.



## મંદવાડ.

પ્ર૦ મંદવાડમાંથી બચવા કયા કયા ઉપાય કરવા ?

ઉ૦ માંદા પડીને સાજા થવા કરતાં માંદા ન પડાય તેવો યત્ન કરવો. સાજા હોવા છતાં માંદા પડવાની ધાસ્તીથી વૈદ કે ડોક્ટરની સલાહ લીધા સિવાય જુલાબ લેવો નહિ. સ્હેજસાજ શરીર બગડે તો

કામ કરવું બંધ પાડી વિશ્રાંતી લેવી. ખોરાક હલકો લેવો, અને શરીર ગરમ રહે તેવો બંદોબસ્ત કરવો.

પ્ર૦ માંદા માણસની કેવી રીતે સંભાળ રાખવી ?

ઉ૦ જોઇએ તેવી સંભાળ ન રાખવાથી કેટલાક દરદી મરણ પામે છે. માટે (૧) સ્વચ્છ અને તાજી હવા મળે તેવો બંદોબસ્ત કરવો, કારણકે સાજા માણસો કરતાં માંદા માણસો હવાને વધારે અસ્વચ્છ કરે છે. (૨) આજારીના આગળ બહુ માણસની ભીડ, ઘુમાઘુમ કે કકલાણ થવા દેવું નહિ. (૩) શરીરને હમેશાં હુંફાળા પાણીથી લહોવું. (૪) શરીરની શક્તિ ટકાવી રખાવવા કાંજી જેવો હલકો ખોરાક આપવો. (૫) તેની સાથે માયાળુ વર્તન રાખી તેની મરજી મુજબ વિશ્રાંતિ લેવા દેવી. (૬) તેને વાપરવાનાં કપડાં તથા પથારી સ્વચ્છ રખાવવી.

---

## સાધારણ રોગો.

પ્ર૦ નાનાં બાળકની માવજત કરવામાં કઈ બાબતો ધ્યાનમાં રાખવી?

ઉ૦ મોટી ઉંમરના માણસો જે રોગ સામે ટકી શકે છે, તેવા રોગો નાના બાળકોનાં મરણ નીપજાવે છે. બાળકનો સર્વોત્તમ ખોરાક દૂધ છે. દાંત આવવા માંડે ત્યારપછી કાંજી કે સારા બાફેલા ભાત જેવો હલકો ખોરાક આપવો. વળી આ સમયે ટાઢ, તાપ અને શરદીની અસર ન થાય માટે સારાં કપડાંથી રક્ષણ કરવું. બાળક ત્રણેક માસનું થાય ત્યારે શીતળા કઢાવવા. કાચાં ફળ અને કાચું અનાજ ખાવા દેવું નહિ કારણકે તેથી હગામણ

કે મરડો થવા ભય રહે છે. છોકરાંને નાનપણથી સ્વચ્છ રહે-વાની ટેવ પાડવી કે જેથી તેમને ખસ, ગુમડાં વગેરે ચામડીના રોગ થાય નહિ. ઝાકળ, શરદી કે પવનના ઝપાટાના સમયે બાળ-કને ખુલ્લી હવામાં સૂવા દેવાં નહિ.

પ્ર૦ સાધારણ રોગો કયા કયા છે ?

ઉ૦ તાવ, પ્લેગ, અતિસાર કે મરડો, કોલેરા કે કોગળીઉં, શીતળા વગેરે.

પ્ર૦ તાવનો રોગ અટકાવવા કયા કયા ઉપાય કરવા ?

ઉ૦ પાણી ભરાઈ રહે તેવા ખાડ પુરાવી નાખી જમીન કોરી કરવી, અને લોકોને પીવાને માટે ચોકખું પાણી પૂરું પાડવું.

પ્ર૦ તાવ ફેલાવનાર મુખ્ય ઉપાધિ કઇ છે ?

ઉ૦ વરસાદનું પાણી ખાડમાં ભરાઇ રહી તેમાંની વનસ્પતિ કોહોવા માંડે છે, તેથી તેમાં મલેરિઆ નામની ઝેરી હવા ઉત્પન્ન થાય છે. તે ઝેર મચ્છરો મારફત ફેલાય છે.

પ્ર૦ તાવના દરદીની કેવી રીતે સંભાળ રાખવી ?

ઉ૦ શરીરની શક્તિ ટકાવી રાખવા માટે કાંજી જેવો હલકો અને પૌષ્ટિક ખોરાક આપવો. ટાઢે પાણીએ નહાવા દેવો નહિ. દર-દીના શરીરને પવનના ઝપાટા ન લાગે તે ધ્યાનમાં રાખવું. તેના શરીરને હુંફાળું રખાવવું. કિવનિન નામની જ્વરનાશક દવા પાવી. અગર તાવ મટાડનાર દેશી વનસ્પતિની દવાનો ઉપયોગ કરવો.

પ્ર૦ તાવથી બચવાના નિયમો કહો.

ઉ૦ (૧) ઘરમાં અજવાળું અને પવન છુટથી આવવા જોઇએ. (૨) ગંદવાડ દૂર કરવો. (૩) જમીનમાં ભેજ થવા દેવો નહિ. (૪) પીવામાં સ્વચ્છ પાણી વાપરવું. સ્વચ્છ પાણી ન મળી શકે તો ગાળીને અગર ગરમ કરીને વાપરવું. (૫) તાવનો રોગ ચાલતો હોય ત્યારે ભુખ્યા બહાર જવું નહિ. (૬) ઘણો થાક લાગે તેવું સખત કામ કરવું નહિ. (૭) ઝાકળ પડતો હોય તેવી ખુલ્લી જગામાં સુવું નહિ. (૮) રાત્રીને સમયે શરીરનું ગરમ કપડાંથી રક્ષણ કરવું. (૯) ઉજાગરો કરવો નહિ, કે રાત્રે ખુલ્લી હવામાં બહાર રખડવું નહિ. (૧૦) ખાટલા ઉપર કે માળપર સુવું પણ જમીનપર પથારી કરવી નહિ.

---

## પ્લેગ (ગાંઠીઓ તાવ).

પ્ર૦ પ્લેગ એ કેવો રોગ છે?

ઉ૦ તાવનો એક પ્રકાર હોઈ ચેપી રોગ છે. જેમાં દરદીને વળણુમાં ગાંઠ નીકળી મરણ થાય છે. તેથી આ રોગને ગ્રંથિક સંનિપાત, ગાંઠીઓ તાવ, મરકી કે પ્લેગ કહે છે.

પ્ર૦ મરકીના દરદીને ઓળખવાની શી શી નીશાનીઓ છે?

ઉ૦ (૧) ચેપ લાગ્યા પછી દશેક દિવસમાં મરકીના ચિહ્ન જણાઇ આવે છે. (૨) દરદીને અસ્વસ્થતા લાગે છે, અને હાડકાં, બરડો અને કમર દુખાય છે. (૩) એકદમ ભારે તાવ આવે છે. (૪) મગજ સુસ્ત થાય છે, આંખોનો ધોળો ભાગ લાલ થાય છે. જીભના વચલા ભાગપર ધોળી છારી વળે છે. જીભની કોર લાલ થાય છે.

(૫) અવાજ ધીમો, બોલવામાં અનિશ્ચિંતપણું પણ કોઈ કોઈ વખત જુસ્સાથી બોલાય છે. (૬) જાંઘના સાંધામાં, બગલમાં જડબા પાછળ એવી વળણવાળી જગાએ ગાંઠ દેખાય છે. (૭) દરદ થયા પછી ઘણું કરીને ત્રણ દિવસમાં થાય છે.

પ્ર૦ મરકી ઉત્પન્ન થવાનાં કારણ કહો.

ઉ૦ ગંદી જમીન, બહુ વસ્તીવાળી સાંકડી ગલીઓ, બંધીઆર હવાવાળાં મકાન, દરદીએ વાપરેલાં કપડાં અને તેના સંબંધમાં આવેલું પાણી તથા ભેજ. આ રોગ ઉંદરને વહેલો લાગુ પડી ઘરમાં રહેનાર માણસોને ચેતવણી આપે છે.

પ્ર૦ મરકી અટકાવવા ઘરમાં કેવી રીતે સ્વચ્છતા રાખવી?

ઉ૦ (૧) ઘરમાંથી તમામ પ્રકારનો કચરો કાઢી નાખી સ્વચ્છ કરવું. (૨) જમીનનું તળ ભેજવાળું હોય તો ખોદી નાખી કોરી માટી પૂરી કોરૂં કરવું. (૩) ઘરને અંદર અને બહારથી ધોળવું. (૪) બારી બારણાંને ખુલ્લાં રાખવાં. (૫) સૂવાની જગામાં કોઈ વસ્તુ રં-ગાવી રાખવી નહિ. (૬) મળ મૂત્રની જગા, અને ઢોરના છાણ મુતરના ખાડા દરરોજ બે વખત સાફ કરાવવા. (૭) દરરોજ રાત્રે ઘરમાં ધૂપ કરવો. (૮) આંગણામાં, ચોકમાં અને મહોલ્લે મહોલ્લે ધુણીઓ કરવી. (૯) મરકી શરૂ થાય કે તરતજ ઘર છોડી બહાર ખુલ્લી હવામાં રહેવા જવું. (૧૦) મરકીવાળી જગામાંથી આવેલા માણસના કપડાંને ગરમ પાણીમાં ઉકાળી રસકપૂરની ધણી દેવી. (૧૧) ગામમાં રહેવા આવતા અગાઉ ઘરને ધૂપ ધુમાડીથી સાફ કરવું.

પ્ર૦ મરકીના રોગમાંથી બચવા કઇ જાતની સ્વચ્છતા પર કેવું લક્ષ આપવું ?

ઉ૦ શરીર ને કપડા સ્વચ્છ રાખવાં. શરીરે મીઠું તેલ ચોળવું. ગરમ કપડાં પહેરવાં. બીછાનાને રોજ તપાવવું. સાદો પણ પુષ્ટિકારક ને હલકો ખોરાક વાપરવો. શાક ભાજીને ગરમ પાણીથી ધોઇને વાપરવાં. ઉપવાસ કરવો નહિ. આહારવિહારમાં નિયમિત રહેવું, વ્યસનથી દૂર રહેવું. ભીનાશ કે શરદીમાં ફરવું નહિ. વાસી ખોરાક ખાવો નહિ. પીવાના પાણીને ઉકાળીને વાપરવું. શરીરના ઉઘાડા ભાગ પર કાપા પડયા હોય તેવા માણસને દરદીના સંસર્ગમાં આવવું નહિ. દરરોજ સવારના બે ગ્રેન ક્વિનીન, પાંચ ગ્રેન ( ઘઉંના દાણાભાર ) સોડાને પાણી સાથે મેળવી પી જવું. સખત જુલાબ લેવો નહિ. મન શાન્ત અને આનંદી રાખવું. પ્રોફેસર હાફકિનની રસી મૂકાવવી.

પ્ર૦ મરકી અટકાવવામાં લોકો સરકારને કેવી રીતે મદદ આપી શકે ?

ઉ૦ મરકીના દરદીઓ શોધી કાઢી હોસ્પિટલમાં મોકલાવી તેમની ત્યાં બરાબર બરદાસ થાય છે કે નહિ, તેની તપાસ કરવા, મરકીવાળાં ઘર ખાલી કરાવી તેમાં રહેતા લોકોને તંદુરસ્ત જગાએ રખાવવાની ગોઠવણ કરવા, ઘરોને સાફ કરાવવા અને મરકીનો ફેલાવ થતો અટકાવવા મરકીવાળા ગામોએ કમિટિ નીમવી. તે કમિટિ સરકારી અમલદારોને રોગ અટકાવવામાં મદદ કરે.

## અતિસાર (મરડો).

પ્ર૦ અતિસાર કે મરડો થવાનાં કારણ કહો.

ઉ૦ નઠારા ખોરાકથી, બહુ ખાધાથી, ખરાબ પાણી પીવાથી, અને હવાની ઉષ્ણતામાં કે કપડામાં એકાએક ફેરફાર થવાથી આ રોગ થાય છે. કોઇ કોઇ વખતે મલેરિઆને લીધે પણ આ રોગ થાય છે. મરડા વખતે ઝાડામાં જળશ કે લોહી પડે છે, અને ચૂંક આવે છે.

પ્ર૦ તેને મટાડવાના ઉપાય કહો.

ઉ૦ આ રોગ મટાડવો અઘરો અને ધાસ્તીવાળો હોવાથી હોશીઆર ડોક્ટરની તરત સલાહ લેવી. કાચાં કે ઉતરી ગએલાં ફળ, કાચું કે નહિ રંધાએલું અનાજ, તેમજ પચી ન શકે તેવો ભારે ખોરાક ખાવો નહિ, પણ કાંજી જેવો હલકો ખોરાક વાપરવો. પવનના ઝપાટા લાગે તેવી ખુલ્લી જગામાં સુવું નહિ. અંગને ગરમ રાખવું. ઋતુ બદલાતી વખતે આ રોગ ન થાય તેની ખાસ સંભાળ રાખવી.

---

## કોલેરા (કોગળીઉં).

પ્ર૦ કોલેરા કે કોગળીઆના રોગ વિષે શું જાણો છો ?

ઉ૦ આ રોગ ઘણો ભયંકર અને પ્રાણહર છે. આ રોગની ઉત્પત્તિનું કારણ સમજાયું નથી. આ રોગ ચેપી એટલે રોગીના સહવાસમાં આવતા સાજા માણસોને પણ લાગુ પડે છે. આ

રોગનાં ઝીણાં ઝીણાં બી પાણી વાટે શરીરમાં દાખલ થઇ અનુકૂળતા મળેથી વૃદ્ધિ પામે છે, અને રોગ થાય છે.

પ્ર૦ આ રોગ થવાનાં કારણ કયાં છે?

ઉ૦ ગંદવાડ, નઠારો ખોરાક, અને રાતના વખતમાં ખુલ્લી હવામાં રહેવું વગેરે કારણો આ રોગનાં બીને શરીરમાં વૃદ્ધિ પામવાને લાયક બનાવે છે.

પ્ર૦ કોગળીઆના રોગથી બચવાના ઉપાય કહો.

ઉ૦ ઘરોને ધોળાવવાં તથા સારો ખોરાક, સ્વચ્છ પાણી અને સ્વચ્છ કપડાં વાપરવા ધ્યાનમાં રાખવું. જુલાબ થાય તેવી દવા વાપરવી નહિ.

પ્ર૦ કોગળીઆનાં લક્ષણ કહો.

ઉ૦ આ રોગનો આરંભ અતિસારથી થાય છે. ઉલટી અને ઝાડા થવા માંડે છે. હાથ પગ સુંથાય છે. હાથે પગે ગોટલા ચઢવા માંડે છે, અને નસો ખેંચાય છે.

પ્ર૦ રોગની માવજત કેવી રીતે કરવી?

ઉ૦ ઘણી ધાસ્તીવાળો રોગ હોવાથી તરત જ તેની દવા શરૂ કરવી. ડુંગળી, ધાણા, જાવંત્રી વગેરેનું પાણી થોડા થોડા અંતરે પાયા કરવું. રોગીને સારી રીતે વિશ્રાંતિ લેવા દેવી. અંગને હુંફાળું રાખવું. આફકસર ટાઢું પાણી પાવું. સારા હોંશીઆર ડૉકટરની તરત સલાહ લેવી.

પ્ર૦ રોગને ફેલાતો અટકાવવા કયા ઉપાયો કામે લગાડવા?

ઉ૦ દરદીના ઝાડા ઉલટીને બાળી મૂકવાં, અગર ઉંડો ખાડો કરી

દાટવા. તેની પથારી તથા ઓઢેલા કપડાં બાળી મૂકવાં, કે ગં-ધકનો ધૂપ દઇ તેને સારી રીતે ધોવાં. કોલેરાવાળા ઘરમાંથી નીકળી ખુલ્લી હવામાં જઇ રહેવું. ઘરમાં રહેવા આવતા પહેલાં ગંધકની ધુણી કરી સાફ કરવું.

પ્ર૦ આ રોગ બીજા કયા કયા નામથી ઓળખાય છે?

ઉ૦ કોલેરા, માતાનું, અધીક કે કોગળીઆના નામથી ઓળખાય છે. કેટલાક અજ્ઞાન લોકો આ રોગ માતા આણે છે એમ માની તેના બરાબર ઉપચાર કરતા નથી, તેથી કેટલાક રોગીનાં મરણ થાય છે, માટે આવો વહેમ ન રાખતાં તેને મટાડવાના યોગ્ય ઉપાય કરવા.

---

## શીતળા (સૈયડ).

પ્ર૦ આપણા દેશમાં તેને શીતળા, શીળી કે બળીઆકાકાના નામથી ઓળખે છે. સિલોનમાં તેને મહાવ્યાધિ કહે છે. કોલેરાની માફક આ રોગ પણ ચેપી છે. અજ્ઞાન લોકો આ રોગ પણ શીતળા દેવી આણે છે એમ માને છે, અને તેનો ઉપાય કરવાથી માતા ગુસ્સે થાય છે, એમ સમજી ઉપાય કરતા નથી. આથી રોગ ભયંકર રૂપ ધારણ કરી જીવ લેણ નીવડે છે, અગર દરદીને જીંદગીભરનો ખોડખાંપણવાળો કે કદરૂપો બનાવે છે માટે ઇશ્વર પર શ્રદ્ધા રાખી રોગમાંથી બચવા તેનો ઉપાય તો કરવો જ.

પ્ર૦ શીતળાના રોગમાંથી બચાવવા સરકાર શી સંભાળ રાખે છે?

ઉ૦ ઠેકાણે ઠેકાણે ડૉકટરો રાખી ગાયના શીતળામાંથી પરૂ લઈ

જેને શીતળા કાઢવાના હોય તેના શરીરમાં ચેપ દાખલ કરે છે. સરકાર ચેપ મેળવવા માટે કેટલેક સ્થળે ગાયો ઉછેરે છે, અને તેનો ચેપ ઠેકાણે ઠેકાણે મોકલી આપે છે. આનો ફાયદો લોકોના સમજવામાં આવવાથી કેટલાક શહેરોમાં શીતળા કઢાવવાની ફરજ પાડવાનો કાયદો દાખલ કરાવ્યો છે.

પ્ર૦ શીતળા કાઢવાની રીત સમજાવો.

ઉ૦ આશરે ત્રણથી છ માસનું બાળક થાય તે વારે તેને શીતળા કઢાવવામાં આવે છે. બાળકના જમણા અને ડાબા હાથના બાહુ ઉપર અણીવાળા નસ્તર વડે દરેક હાથે બબ્બે કે ત્રણ ત્રણ છિદ્ર પાડી તેના ઉપર ચેપ મૂકી શરીરમાં ઉતારે છે. લગભગ ચાર કે છ દિવસમાં તે જગાએ દાણા ઉપસી નીકળે છે. આ દાણાનાં ભીંગડાં સૂકાઈને ખરી પડતા સુધી બરાબર સંભાળ રાખવી. જેમ જેમ દાણા સખત ઉઠે તેમ તેમ બાળકને શીતળાનો રોગ થવાનો ભય ઓછો રહે છે. પહેલાંના વખતમાં શીતળા નીકળેલા માણસના શરીર ઉપરથી ચેપ લઇ સાજા માણસના શરીરમાં દાખલ કરવામાં આવતો, પરંતુ તેથી સારા દાણા ઉઠતા નહિ અને શીતળા કઢાવેલા માણસને પણ રોગ થતો, તેથી ડૉકટર જેનર નામના વિદ્વાને ગાયના આંચળે શીતળા નીકળે છે અને તેનો ચેપ લાગવાથી ભરવાડ લોકોને રોગ થતો નથી, આમ જણાતાં તેણે ગોશીતળાની રીત દાખલ કરી.

પ્ર૦ શીતળાનો રોગ અટકાવવા કયા ઉપાય કરવા?

ઉ૦ આ રોગ ચેપી હોવાથી જેમને એ રોગ થયો હોય તેમણે દરદાની ચાકરીમાં રહેવું. આજારીને માટે પુષ્કળ તાજી હવા

આવવા દેવી. તેની વપરાશમાં આવેલાં કપડાં બાળી મૂકવાં, અગર ગંધકની ધુણી દઇ ગરમ પાણીથી ઉકાળી સાફ કરી વાપરવાં. શીળીનાં ભીંગડાંને દૂર લઇ જઇ સંભાળથી બાળી મૂકવાં કારણ કે તેની રજકણો ફેલાઇ બીજાને રોગ થાય નહિ. આ રોગથી બચવા માટે સર્વથી સારો રસ્તો એ છે કે દરેકે ઓ. શીતળા કઢાવવા.

---

## ક્ષય રોગ.

પ્ર૦ ક્ષય રોગ એટલે શું ?

ઉ૦ જે રોગમાં ફેફસાં કોહી જઇ મરણ થાય છે તેને ક્ષય કહે છે.

પ્ર૦ ક્ષયનાં લક્ષણ કહો.

ઉ૦ આ ફેફસાંનો રોગ હોવાથી પ્રથમ ફેફસાંનો ઉપલો ભાગ કહોવા માંડે છે, અને કફ પડવા માંડે છે. રોજ જીર્ણતાવ આવ્યા કરે છે, અને શરીરને કમજોર બનાવે છે. કામ કરવાની અશક્તિ આવે છે, અને ખાધેલો ખોરાક કંઇ પણ ફાયદો કરી શકતો નથી, તેથી ધીમે ધીમે શરીર ગળી જઇ મરણ થાય છે.

પ્ર૦ ક્ષયનો રોગ થવાનાં કારણ કહો.

ઉ૦ ક્ષયવાળો દરદી થુંકે છે, ત્યારે તેના કફમાં આ રોગનાં હજારો જંતુઓ જમીન પર પડે છે. તે થુંક સુકાઈ જાય છે એટલે જંતુઓ હવામાં ફેલાઇ શ્વાસ વાટે લોકોના શરીરમાં દાખલ થાય છે. બંધીઆર ઘરોમાં રહેનાર અને મીલો વગેરે સ્થળો કે જ્યાં શ્વાસ વાટે હજારો રજકણો ફેફસામાં દાખલ

થાય છે અને તેથી કરીને લોહીને સ્વચ્છ કરવાનું કામ ફેફસાંથી બરાબર થઇ શકતું નથી, તેમને આ રોગ વહેલો લાગુ પડે છે. હલકી જાતનાં પુસ્તકો, નાટકો વગેરે જોવાથી મન ચંચળ થઇ કેટલીક કુટેવો પડવાથી પણ આ રોગ થાય છે. વળી નાની ઉંમરમાં લગ્નબંધન, તથા સંસારી કામનો બોજો, અને હદ ઉપરાંતનો વિદ્યાભ્યાસ કરવાના બોજાથી પણ જુવાન સ્ત્રી પુરુષો આ રોગના ભોગ થઇ પડે છે.

પ્ર૦ ક્ષય રોગમાંથી બચવાના ઉપાય કયા કયા છે?

ઉ૦ (૧) રહેવાને માટે સૂકી હવાવાળી જગા પસંદ કરવી. (૨) શ્વાસમાં પુષ્કળ હવા લઇ ફેફસાંને પુરેપુરાં ભરાવા દેવાં. (૩) બને ત્યાં સુધી ખુલ્લી હવામાં ફરવું. (૪) હસવાથી અને મનને આનંદમાં રાખવાથી પણ એ રોગ મટે છે.

---

## અચાનક બનાવો.

પ્ર૦ અચાનક બનાવો કયા કયા છે?

ઉ૦ ડુબવું, ઘા, લચક, ઉતરી જવું, હાડકાનું ભાગી જવું વગેરે બનાવો અકસ્માત બને છે, માટે તેને અચાનક બનાવ કહે છે.

પ્ર૦ ડુબેલો માણસ મરણ પામે છે તેનું કારણ શું?

ઉ૦ પાણીમાં શ્વાસ લેવાનો વાયુ નહિ મળવાથી તેમજ નસકોરાં, મોં વગેરે સ્થળોમાં પાણી ભરાઇ જવાથી શ્વસનક્રિયા બંધ પડવાથી મરણ થાય છે.

પ્ર૦ ડુબેલો માણુસ મરણતોલ સ્થિતિમાં હોય તો તેને બચાવવા કયા કયા ઉપાય કરવા ?

ઉ૦ તેનું મોઢું અને નસકોરાં ચોક્ખાં કરવાં. મોઢું ઉઘાડી જીભને આસ્તેથી આગળ ખેંચવી. ગળા અને છાતી ઉપર સજ્જડ કપડાં પહેરેલાં હોય તે કાઢી નાખવાં. દરદીને ચત્તો સુવાડી તેનું માથું તથા ખભા ઓશીકા ઉપર મૂકી ઉંચા કરો. તેના બંને હાથને બાહુમાંથી પકડી ઉંચા નીચા કરો. આમ કરવાથી શ્વસનક્રિયા ઝડપથી શરૂ થઇ દરદીને સ્વસ્થતા થશે. પીંછા વતી ગળામાં ગલીપચી કરી ઉલટી કરાવી અગર તેને ઉંધો નાંખી દાબીને પીધેલું પાણી બહાર નીકળી જાય તેવો ઉપાય કરો. શરીરમાં ગરમી આણવા ઉની રેતીની પોટલી વડે કે ઉના પાણીના સીસા વડે શેક કરવો. ઉના બુંદનો કે ગરમ પાણી સાથે ભેળવેલા દારૂનો નાનો ચમચો ભરી પાવો. આવી રીતે સમયસૂચકતા વાપરી યોગ્ય ઉપાય કરવાથી ત્રણ કલાક સુધી પાણીમાં રહી ડુબવાથી મરણ પામેલા જેવા દરદીઓને આરામ કરી શકાય છે.

પ્ર૦ ઘા પડયો હોય તો તે મટાડવા કયા ઉપાય કરવા ?

ઉ૦ ઘા (જખમ) બહુ મોટો ન હોય તો તેને મટાડવા માટે લોહી ધોઇ નાખ્યા સિવાય ઘવાયલા ભાગપર પાટો બાંધવો. અથવા પ્લાસ્ટર મારવું- જો ઘામાં કચરો ભરાયો હોય તો તે ઉપર ગરમ પાણીની ધીમે ધીમે ધાર કરી પીછા વતી લોહી સાફ કરી તેમાં બાબાજરીઉં (એક જાતનું બાજરીના ફુંડા જેવું ફુલ) ભરવું, જેથી ઝટ રૂઝાઈ જશે. ઘવાએલા ભાગની ઉપરની બાજુએ પાટો બાંધવાથી લોહી વહેતું બંધ થશે.

પ્ર૦ લચક કે કરમોડ મટાડવા શો ઉપાય કરવો ?

ઉ૦ કરમોડાએલા ભાગ ઉપર કપડું વીંટાળી આજારીની મરજી પ્રમાણે તાઢા કે ઉના પાણીની ધાર કરવી. તેનો દુખાવો મટાડવા માટે હળદર, મીઠું અને આવળ અગર ભોંયસમડીને કચરી પાણી સાથે ખદખદાવી તે ભાગપર ભરવું જેથી શાન્તિ થશે.

પ્ર૦ હાડકું ઉતરી ગયું હોય તો શા ઉપાય કરવા ?

ઉ૦ હાડકું પોતાની અસલ જગાએથી ખસી જાય તો તેને હાડકું ઉતરી ગયું છે એમ કહેવાય છે. હાડકું ઉતરી જવાથી તે ભાગની ચલનવલન શક્તિ જતી રહે છે. આવે સમયે આજારીને હાડવૈદ પાસે લઇ જવો. કેટલોક સમય વીતી જવા પછી હાડકું ઉતરી ગયાની ખબર પડે તો હાડવૈદની પાસે લઇ જતા અગાઉ ઉતરી ગએલા ભાગ ઉપર ખજુર અગર બાફેલું કાળંગડું બાંધવું જેથી હાડકું અને તેની આજુબાજુની જગા નરમ થઇ હાડવૈદને હાડકું ચઢાવવામાં સરળતા કરી આપશે.

પ્ર૦ હાડકું ભાગ્યું હોય તે વારે શા ઉપાય કરવા ?

ઉ૦ કોઇ પણ અવયવનું હાડકું ભાગે છે ત્યારે તેના દેખાવમાં ફેરફાર થઇ જાય છે. આવે સમયે ભાગેલા હાડકાના બન્ને છેડા માંસમાં ઘોચાઈ દરદીને દુખી કરે નહિ, માટે જેમ બને તેમ દરદીને ચલનવલન ઓછું કરાવવું, અને હાડવૈદની તરતજ મદદ લેવી.

પ્ર૦ કોઇ વસ્તુ ગળામાં અટકી હોય તો ઉતારવા અગર બહાર ખેંચી કાઢવા શો ઉપાય કરવો ?

ઉ૦ બની શકે તો ગળામાં આંગળી ઘાલી તે વસ્તુને બહાર ખેંચી

કાઢવી. બહાર નીકળે તેમ ન હોય તો વાંસાપર જોરથી થપ્પડ મારવાથી, મોંપર તાઢા પાણીની છાલક મારવાથી કોઈ કોઇ વખત વસ્તુ ગળાની અંદર ઉતરી જાય છે.

પ્ર૦ કોઇ માણસ દાઝયો હોય તો શો ઉપાય કરવો?

ઉ૦ કપડાં સળગે તો દરદીએ ગભરાઇ જઈ દોડમદોડા ન કરતાં કપડાં કાઢી નાખવાં. તેમ ન બને તો જમીનપર સુઇ જઇ આળોટવું જેથી આગ બુઝાઇ જશે. પાસે પાણી હોય તો સળગતા કપડાપર છાંટવું. અગર જાડું કપડું વીટાળવાથી પણ હોલાઇ જશે. સ્હેજસાજ દાઝેલું હોય તો તાઢા પાણીથી પલાળેલા કપડાનું પોતું મુકવાથી બળતરા બંધ થશે. દાઝેલા ભાગમાં ફોલ્લો ઊઠયો હોય તો ફોલ્લો ફોડી નાખવો, પણ ચામડી ઊખાડવી નહિ. દાઝેલા ભાગ ઉપર થીજેલું ઘી અગર આધરકેલા દુધનો તોર ચોપડવાથી પણ બળતરા બંધ થાય છે. સખત દઝાવામાં આવ્યું હોય તો હોંશીઆર ડૉકટરની સલાહ લેવી.

પ્ર૦ કોઇ ઝેરી જાનવર કરડે ત્યારે શો ઉપાય કરવો?

ઉ૦ ડંખની ઉપલીમેર ચીંદરડી કે દોરીથી પાટો બાંધવો. જેથી ઝેર શરીરમાં પસરતું અટકશે. પછી કરડેલા ભાગને કાપી નાખવો. જો આજારી કાપવા ન દે તો લાલચોળ થતા સુધી તપાવેલા લોઢાના સળીઆને ડંખમાં ઘોચી દેવો. લોહીને વહેતું રાખવા માટે ઉનું પાણી રેડવું. દર પા કલાકે ઊની બ્રાંડી કે દારૂ પાવો. આ ઉપાયો થઇ શકે તેમ ન હોય તો જેના મોંમાં ઉઝરડા ન હોય તેવા માણસે ઘાને ચૂસવો. લિકર આમોનિઆ નામની

દવાનાં ત્રીસ ત્રીસ ટીપાં પાણી જોડે મેળવી પા પા કલાકને આંતરે પાવાં. વીંછી, કાનખજુરા, કે ભમરાના ડંખ ઉપર સરકા કે મીઠામાં બોળેલા કપડાનું પોતું મુકવું. જેથી પીડા ઓછી થાય છે. અગર ઇપેકાકુઆન્હા નામની દવા વાપરવી.

પ્ર૦ કોઇ માણસના ખાવામાં ઝેર આવ્યું હોય તો તેને બચાવવા શા શા ઉપાય કરવા ?

ઉ૦ પેટમાં ગએલા ઝેરને ઉલટીથી બહાર કાઢી નંખાવવું. પીછી વડે ગળામાં ગલીપચી કરવાથી અગર ગરમ પાણીમાં વાટેલી રાઈ કે મીઠું પાવાથી ઉલટી થાય છે. અફીણ કે ધંતુરાનું ઝેર જેના ખાધામાં આવ્યું હોય તેને ઉલટી કરાવ્યા પછી સખત બુંદ કે કોફી પાવી. પિત્તળ કે તાંબાના વાસણનો કાટ ખાવામાં આવ્યો હોય તો દરદીને ઇંડામાંનો પ્રવાહી પદાર્થ કે દુધ અને તેલનું મિશ્રણ પાવું.

પ્ર૦ કેવા ડૉકટર અને વૈદને પસંદ કરવો ?

ઉ૦ અનુભવી, માયાળુ વર્તનવાળો, અને દરદીની બરાબર સંભાળ રાખે તેવા માણસને પસંદ કરવો, પણ ધનના લોભી, કે લેભાગુ વૈદ ડૉકટરને પસંદ કરવો નહિ.

પ્ર૦ સરકારે લોકોના રોગ મટાડવા શા ઉપાય યોજ્યા છે ?

ઉ૦ સરકારે ગરીબ લોકોને મફત દવા મળે તેવા શુભ હેતુથી ઠેકાણે ઠેકાણે દવાખાનાં સ્થાપી તેમાં સારી જાતની દવાઓ અને ભારે પગાર આપી હોંશીઆર, અનુભવી અને માયાળુ ડૉકટરો રા-ખ્યા છે. જેઓ દરદીની યોગ્ય સંભાળ લઇ તેમને આરામ કરે

છે. વળી દરદીને દવાખાનામાં રહેવા તથા ખાવાપીવાનો અને સારવાર કરવાનો પણ બંદોબસ્ત રાખ્યો છે.

પ્ર૦ ડૉક્ટરોના ઘણાખરા કેસોમાં ઝટ આરામ થતો નથી તેનું કારણ શું ?

ઉ૦ કેટલાક લોકો વટલાઇ જવાના ભયને લીધે શરૂઆતમાં લેભાગુ વૈદની દવા કરાવે છે, પણ દવાખાનાની મદદ લેતા નથી. જ્યારે દરદીને વૈદથી મટવાની આશા રહેતી નથી અને રોગ પૂરેપૂરો વ્યાપી જાય છે ત્યારે દવાખાનામાં જાય છે. આથી ડૉક્ટરોને ઘણાખરા કેસોમાં વિજય મળતો નથી, માટે રોગની શરૂઆતમાંજ દવાખાનાનો આશ્રય લેવાની જરૂર છે જેથી દરદીને ઝટ આરામ થઇ જાય. ડૉક્ટર કે વૈદે આપેલી દવા તેની સૂચના પ્રમાણે વાપરવી તથા જે જે વસ્તુ ખાવાનો પ્રતિબંધ કર્યો હોય તે વસ્તુ ખાવી નહિ. જેથી દવા વેળાસર ગુણ આપે.

પ્ર૦ સરકાર જન્મ મરણની નોંધ શા માટે રાખે છે ?

ઉ૦ માબાપ જેમ છોકરાંને સુખી જોવાની ઇચ્છા રાખે છે, અને વારંવાર સમાચાર જાણવા ઇંતેજાર રહે છે, તેમ સારો રાજા રૈયતના માબાપ જેવો હોવાથી પોતાની પ્રજા સુખી છે કે દુખી છે તે જાણવા ઇચ્છા રાખે એ સ્વાભાવિક છે. જો જે પ્રમાણે જન્મ થવા જોઇએ તે પ્રમાણે થયા જાય તો પોતાની રૈયત સુખી છે એમ જાણી આનંદ માને, પણ જન્મ ઓછા થાય અને મરણનું પ્રમાણ વધી જાય તો પોતાની રૈયત દુખી છે એમ સમજી તેને સુખી કરવા પ્રયત્ન કરે. આથી કરી દરેક ગામે જન્મ મરણનું પત્રક રખાવી દર માસે તાલુકે મોકલવામાં

આવે છે અને છેવટે તે સમાચાર ઠેઠ મહારાજાસુધી પહોંચાડવામાં આવે છે. દર દશ દશ વર્ષે મોટાં વસ્તી પત્રક કરવામાં આવે છે.

પ્ર૦ આ ચોપડી શીખવાથી તમને કયારે લાભ થાય?

ઉ૦ તેમાં કહેલી હકીકત ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તન રાખો તો જ લાભ મળી શકે. માટે આમાં સમજાવેલી બાબતોનું મનન કરી તેને વ્યવહારમાં મુકવાથી જ લાભ થશે.

પ્ર૦ તમારે તંદુરસ્ત રહેવું હોય તો કઇ કઇ બાબતો ધ્યાનમાં રાખશો?

ઉ૦ તાજી હવા, ચોકખું પાણી, સારો ખોરાક મેળવવા યત્ન કરો. જેમ બને તેમ સ્વચ્છ રહેવા યત્ન કરો, અને ગંદવાડ રોગની મા હોવાથી તેને દૂર કાઢો. યોગ્ય કસરત કરી શરીરને બળવાન બનાવો. સારી ઉંઘ આણી મન અને શરીરને વિશ્રાંતિ આપો.

સમાપ્ત.

# સૂચના.

અમારે ત્યાંથી આ રાજ્યની શાળાઓમાં ચાલતાં ગુજરાતી, અંગ્રેજી વિગેરે તમામ પુસ્તકો તથા સ્ટેશનરી સામાન મળે છે જથ્થાબંધ લેનારને સારું કમીશન આપવામાં આવશે. બહારગામના ઓર્ડરપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

## અમારા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો.

| | | કિંમત. રૂ. આ. પા. |
|---|---|---|
| ૧. | ગુ. બીજા ધોરણની નોટ. (આ રાજ્યના નવા ધોરણ પ્રમાણે તમામ વિષયો સાથે). | ૦—૨—૦ |
| . | ગુ. ત્રીજા ધોરણની નોટ. | ૦—૫—૦ |
| . | ગુ. ચોથા ધોરણની નોટ. | ૦—૮—૦ |
| | ગુ. પાંચમા ધોરણની નોટ. | ૦—૧૦—૦ |
| . | ગુ. છઠ્ઠા ” ” | ૦—૧૨—૦ |
| . | હિન્દી પ્રાઈમર તથા શિક્ષાવળી ભાગ ૧ લાના અર્થ તરજુમાસહ. | ૦—૩—૦ |
| . | પ્રશ્નોત્તરરૂપે સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું. આવૃત્તિ ૧ લી | ૦—૧—૬ |
| | ” ” ” ૨ જું. ” ૩ જી | ૦—૧—૬ |
| ૯. | ” ” ” ૩ જું. ” ” | ૦—૨—૦ |
| ૧૦. | ” ” ” ૪ થું. ” ” | ૦—૨—૦ |
| ૧૧. | ” ” ” ૫ મું. ” ” | ૦—૨—૬ |
| ૧૨. | ” ” ” ૬ ઠું. ” ૨ જી | ૦—૨—૬ |
| ૧૩. | ” ” ” ૭ મું. ” ૧ લી | ૦—૪—૬ |
| ૧૪. | પ્રશ્નોત્તરરૂપે વડોદરા રાજ્યનો સરળ ઇતિહાસ. | ૦—૪—૦ |
| ૧૫. | ભરતખંડનો પ્રશ્નોત્તરરૂપે સરળ ઇતિહાસ ધો. ૫ માટે | ૦—૨—૦ |
| ૧૬. | ” ” ” ધો. ૬ માટે | ૦—૩—૦ |
| ૧૭. | પ્રશ્નોત્તરરૂપે નાગરિકના ધર્મ તથા આરોગ્યવિદ્યા. | ૦—૩—૦ |

પત્રવ્યવહાર નીચેના સિરનામે કરવો:—

**મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય.**

બુકસેલર એન્ડ પબ્લીશર.

નાના આણંદ.